# પ્રણયકુંજ

યાને

# બોલતો કાગળ.

( એક હીંદુ સસારીક વાર્તા. )


પ્રયોજક —

પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત.

કુલ-લક્ષ્મી કમલા આદીના કર્તા.



પ્રગટકર્તા —

હરીલાલ મગનલાલ દેશી મિત્રવાળા

સુરત.

આ પુસ્તક સુરત લીમડાચોકમાં આવેલા શ્રી 'હરી-હર' પ્રીં૦ પ્રેસમા હરીલાલ મગનલાલ દેશી મિત્રવાળાએ છાપી ત્યાંથીજ પ્રસીદ્ધ કર્યુ.

# ભૂમિકા.



દેશી મિત્ર પત્રના ભાઇ ખડુભાઇના ખાસ આગ્રહથી મ્હારે બે શબ્દ ભૂમિકા તરીકે આ પુસ્તકમાં લખવાની જરૂર જણાઇ છે તેમ કરતા મ્હને ઘણો આનંદ થાય એ સ્વાભાવિક છે દેશી મિત્ર પત્રે પ્રતિ વર્ષે પોતાના ગ્રાહકોને એક પુસ્તક ભેટ આપવાની પ્રથા ચાલુજ રાખી હોય એમ તેમના ચાલુ ને ચાલુ પ્રયાસથી લાગે છે ને તેમ કરવામા તેમની નેમ ઘણી સારી હોય એમ જણાય છે હાલના જમાનામા ગુજરાતી વાચકવૃંદ મોટે ભાગે રસિક નવલકથાઓને વધારે પસંદ કરે છે તેમના આવા સ્વાદને અનુકુળતા કરી આપી તેમને માટે ઉચ્ચ કોટિનુ વાચન પૂરૂ પાડવુ એ હેતુથી આ નવલકથાની ભેટ પસંદ થઇ હોય એમ લાગે છે તેની સાથે સંસ્કૃત ભાષામાથી જન્મેલી આપણા દેશની અન્ય ભાષામા લખાયલી નવલકથાના સંગ્રહમાથી સારા પુસ્તકોનો અનુવાદ કરાવી ગુજરાતી સાહિત્યના ભંડોળમા ઉમેરો કરવાનુ સ્તુત્ય કામ પણ દેશી મિત્ર પત્રના સંચાલકોએ કર્યું છે, તેને વાસ્તે તેમને ધન્યવાદ ઘટે છે ગયે વર્ષે રાષ્ટ્રીય-હિંદી ભાષામા લખાયલા પુસ્તકનો અનુવાદ કરી "પંજાબ પતન" નામનુ પુસ્તક ગ્રાહકોને ભેટ આપ્યુ હતુ આ વર્ષે સરકારી બંગાલી ભાષામાથી એક રસિક નવલકથાનો અનુવાદ ગુજરાતી સાહિત્યને અર્પણ કર્યો છે ગુજરાતી આલમને બોધ અને આનંદ આ પુસ્તક વાચવાથી જરૂર મળશે એવી આશા છે અનુવાદક પણ શ્રી ભાઇ પ્રમથનંદન દીક્ષિત છે એમની કલમ કસાયલી છે એટલે એમની રસિક તેમજ સંસ્કારી અનુવાદ શક્તિથી અસલ પુસ્તકમા વહેતા રસના ઝરાને બેવડો વેગ મળ્યા વગર રહ્યો નહિજ હોય

સુરત.<br>
તા ૧૪-૭-૨૫

લી૦<br>
એમ. કે. દીક્ષિત.

સમસ્ત મોઢ ઘાંચી કોમના હિતાર્થે
પ્રગટ થતું ટુંક સમયમાં બહોળો
—ફેલાવો પામેલું માસિક—

# મોઢ મિત્ર

નિડર અને સ્વતંત્ર વિચારના લેખો, કોમની બદીઓ તરફ દર માસે લખાતી ઝમકબંધ નોંધ ચર્ચાપત્રો, સામાયિક અને ધાર્મિક વિષયો, અને બંદાના ઝપાટા જેવો, રમુજી કોલમ "મારદમ કે પડેગમ"ના હાસ્ય પ્રધાન ફરકાઓ વગેરે વગેરે.

વાર્ષિક લવાજમ શહેરમાં માત્ર
રૂ બે, બહારગામ અઢી,
હિંદ બહાર ત્રણ

લખો —
તંત્રી ડાહ્યાભાઈ ઘેલાભાઇ ચપટવાલા
સગરામપુરા—સુરત.

# પ્રસ્તાવના.

ગુજરાતી નવલકથાનો તાજ અત્યારે તો વીર પૂર્વજ પરશુરામની અમર કૃતિની ઝાંખી કરાવનાર વિદ્વદ્રત્ન શ્રીમાન્ કનૈયાલાલ મુનશીના મસ્તક પર વિરાજે છે ગુજરાતનો નાથ, પૃથ્વીપતિ, રાજાધિરાજ વગેરે એમની સર્વોત્કૃષ્ટ નવલકથાઓએ ગુજરાતી નવલકારોમા એમને સર્વશ્રેષ્ઠ સિદ્ધ કર્યા છે બગાળી નવલકારોમા શ્રીયુત શરત્ચન્દ્ર ચેટરજી એ સ્થાન લઈ શકે છે બગાળાના ગૃહજીવન અને સ્ત્રી સ્વભાવના કુશળ આલેખનાર તરીકે એમનુ નામ બગીય નવલકારોમા સહુને મોખરે છે લબ્ધપ્રતિષ્ઠ નવલિકાઓમા શરત્બાબુની અપ્રતિમ પ્રતિભામયી સફળ કૃતિઓ અગ્રગણ્ય સ્થાન ભોગવે છે એમની પ્રતિભાની ખરી ઝાંખી આપણને ખાસ એમના સ્ત્રીપાત્રાલેખનમાજ થાય છે અને ગૃહજીવન તો એ પાત્રોની ભૂમિકા છે. સ્ત્રી સ્વભાવ અને ચિત્તના તેઓ ઉંડા ભાવો ઉકેલી શકે છે અને આદર્શ રમણીના અલૌકિક વિભૂતિસત્વની આપણને પ્રતીતિ કરાવે છે એમની દરેક નવલકથામા ધન્યાસ્પદ ગૃહ-જીવનના પ્રેરક અને પ્રોત્સાહક મહામન્ત્ર રૂપ આદર્શ આર્ય લલનાનુ સુદર શબ્દચિત્ર હોય છે

લલિત વાડ્મય ગ્રન્થમાલા અમદાવાદ તરફથી તેમજ શ્રીયુત મહાદેવ હરિભાઇ દેશાઈ દ્વારા એ સર્વોત્તમ બગીય નવલકારની કેટલીક અમર કૃતિઓ આપણી ભાષામા અનુવાદિત થઇ છે વિરાજ વહુ, બિન્દુર છેલે, તથા બીજી બે વાતો, શ્રીયુત મહાદેવ દેશાઇએ પ્રસિદ્ધ કરી છે લલિત વાડ્મય ગ્રન્થમાલાએ 'ચરિત્રહીન' ને 'પ્રણયપક' ના નામથી પ્રકાશિત કરી છે પરન્તુ નવલકથા એમની "દત્તા' નામની નવલકથાનો ગુજરાતી અનુવાદ છે મૂળ બગાળી ઉપરથીજ અનુવાદિત કરેલી હોવા છતા એને "પ્રણય કુજ" એવુ અર્થસુચક નામ આપવામા આવ્યુ છે ત્રણ બાળમિત્રોના પ્રણયભીના કુજમા તેમનાજ સતાન આખરે યથેષ્ટ વિહાર કરીને, પોતાના જીવનની સફળતા સાધી શકે છે એ બાળ લગોટીયા મિત્રોની મૈત્રી એ પ્રમાણે કુસુમિત થઇને યથાર્થ પ્રણયને વિષે પર્યવસિત થાય છે

મિત્રતાનો આદર્શ કેવો હોવો જોઇએ? ગમે તેવી દૃઢ મૈત્રી પણ સ્વાર્થ આગળ ભુસાઇ જાય છે તથા ખરો મિત્ર તો તેજ કે જે કોઇ પણ પ્રકારના બદલાની આશા રાખ્યા વગર પોતાની ફરજ

આપણને ભાન કરાવે છે ભાવનામય હોવા છતા ન્યાય અને પ્રમાણિકતાને કાજે તે આત્મભોગ આપતા પાછી પાની કરતી નથી પોતે બ્રહ્મસમાજી હોવા છતા નરેનની વિનતીને સ્વીકારીને મુર્તિપૂજનનો પ્રતિબંધ પાછો ખેંચી લે છે અને છેવટે બ્રહ્મવિધિથી પાણિગ્રહણ કરવાને પોતે રાસવિહારીને હસ્તાક્ષર કરી આપેલા હોવા છતા, પિતાની અન્તિમ અભિલાષાને અમલમા મુકવા ખાતર, એ કબુલાતને લાત મારવા જેટલુ કઠણ કાળજુ કરી શકે છે

સુરત શહેર અને જીલ્લાની બની શકતી સેવા બજાવી ૫૭ વરસની વૃદ્ધાવસ્થાએ પહોચેલા અને ઘરનર વચાતા "દેશી મિત્ર" પત્રના ગ્રાહકોને આવી ઉત્તમ કૃતિ ભેટ કરતા હમને આનદ થાય છે, ગુજરાતી આલમને આ પુસ્તકમાથી બોધ અથવા આનદ મળશે, તો અનુવાદકનો શ્રમ સાર્થક થશે

આમનારાન,
સુરત.
તા ૨-૭-૨૫

અનુવાદક
પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત.



# પ્રણય-કુંજ.

## પ્રકરણ ૧

### ત્રણ મિત્રો.

હુગલિ બ્રાન્ચ સ્કૂલના હેડમાસ્તરસાહેબ તે સમયે જે ત્રણ છોકરાઓને વિદ્યાલયના રત્ન તરીકે ઓળખાવતા, તે ત્રણે જણા જુદા જુદા ગામમા થઇને દરરોજ ચાર માઇલની મુસાફરી કરીને ભણવા આવતા શો અજબ એ ત્રણેનો પરસ્પર મમતા-ભર્યો મિત્રભાવ હતો ! ભાગ્યેજ એવો એક પણ દિવસ પસાર થતો કે જે દિવસે તેઓ નિશાળના રસ્તા પર આવેલા વિશાળ વડના ઝાડ આગળ ભેગા થયા વગર વિદ્યાલયમા એકલા ગયા હોય ! ત્રણેના નિવાસ સ્થાન હતા હુગલિની પશ્ચિમે જગદીશ આવતો સરસ્વતીનો પૂલ ઓળંગીને દ્વિજ ગામમા થઇને, વનમાળી તથા રાસબિહારી પડોશમા આવેલા કૃષ્ણપુર અને ગંધાપુર નામના ગામમાથી આવતા. જગદીશ એ સઘળાના કરતા જેટલો બુદ્ધિશાળી હતો તેટલીજ એની અવસ્થા પણ સહુથી વધારે કંગાલ હતી. તેનો પિતા એક ગોરપદુ કરનાર પુરોહિત હતો. યજમાન વૃત્તિ કરીને જેમ તેમ તે પોતાનુ ગુજરાન ચલાવતો. વનમાળીના વૈભવની વાત ન્યારી હતી. તેના બાપને લોકો કૃષ્ણપુરના જમિન્દાર કહેતા. રાસબિહારીની અવસ્થા પણ સુખી હતી. જર-જમીન, ખેતર પાદર, વાડી બગીચા વગેરેથી એને પણ એના ગામમા લહેર કરવાની હતી. એ બધું તો ખરૂ, પણ આટલી નાની વયમા એ બાળમિત્રો હરેક પ્રકારની મુસીબત વેઠી દરરોજ પોતાના ગામથી હુગલિ સુધી આવ જા કરતા. તેનુ કારણ એ હતુ કે તે વખતના માત પિતા પોતાના ચીરંજીવીઓને આવુ કષ્ટ સોસવુ પડે છે, એમ કહી અકળામણ કરતા ન હતા, બલ્કે તેમની માન્યતા તો એ વખતે એવી હતી કે એટલું દુ:ખ વ્હોરી લીધા વિના સરસ્વતીની પ્રાપ્તિ કેમ થઇ શકે ! તપશ્ચર્યા વિના દેવીનો પ્રસાદ દુર્લભ છે એથી 'કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ' એવો દૃઢ નિશ્ચય કરીને એ ત્રણે જણાએ આખરે

એન્ટ્રન્સ–મેટ્રીક–પસાર કીધી. વડના ઝાડ નીચે બેસી એ ત્રણે બાલ મિત્રો, તેજ વડ વૃક્ષને સાક્ષીમા રાખીને નિત્ય પ્રતિજ્ઞા લેતા કે જીવન પર્યન્ત આપણે કદી પણ છુટા પડીશુ નહિ, કદીયે લગ્ન કરીશુ નહિ, અને વકીલ થઈને ત્રણેજણા એકજ ઘરમા સાથે રહીશુ વકીલાત કરતા જે પૈસા કમાઇશું તે એક પેટીમાજ ત્રણેજણા ભર્યા જઇશુ અને એ રીતે ભેગી થએલી પુજી વડે દેશોદ્ધારના મહાન્ કાર્ય કરીશુ

એ બધી વાતો જાણે બાલ્યાવસ્થાની કલ્પના હતી શેખચલ્લીના હવાઇ કિલ્લા હતા ! પરતુ જે વાત કલ્પનાત્મક નહિ, પણ સત્ય ઘટના તરીકે છેવટે તરી આવી તેજ હવે વર્ણવીશુ એમની મિત્રતાનુ પહેલુ ફળ એ આવ્યુ કે બાલમિત્રો બી એ કલાસમા આવી પહોચ્યા કલકત્તામા તે વખતે કેશવચન્દ્ર સેનનો કાઇક અદ્ભુત પ્રતાપ હતો ભાષણોની ધૂમ મચી રહેતી તેનો પ્રભાવ કાઇ ઓછો પડતો નહિ, આ ત્રણ ગામડીયા મિત્રો પણ એ પ્રભાવના બલિ થઇ પડયા ! પરતુ વનમાળી તથા રાસબિહારી જે પ્રમાણે છચોક દીક્ષા ગ્રહણ કરીને બ્રહ્મ સમાજી બન્યા, તે પ્રમાણે જગદીશ કરી શકયો નહિ. બધા મિત્રોમા તે સહુથી વધારે બુદ્ધિમાન હોવા છતા અત્યન્ત નબળા મગજનો હતો તેમા વળી એના પુરોહિત પિતા તે સમયે હયાત હતા એ આપણા પેલા બે મિત્રોને નડી ન હતી તે બન્નેના પિતા સ્વર્ગવાસી થતા તેમનો માર્ગ નિષ્કટક બન્યો હતો વનમાળી થોડોક વખત થયા કૃષ્ણપુરનો જાગીરદાર થયો હતો અને રાસબિહારી પણ પોતાની રાધાપુરની મીલકતનો સ્વતત્ર માલીક બન્યો હતો એથી એ બન્ને મિત્રોએ વગર વિલબે બ્રહ્મ વિધિથી લગ્ન કરી નાખ્યા અને ભણેલી ગણેલી બાયડી લઇ ઘેર આવ્યા ગરીબ બિચારા જગદીશનુ એવુ અહોભાગ્ય ન હતુ યોગ્ય સમય સુધી અભ્યાસ કર્યા બાદ ત્હેને વકીલાતની પરીક્ષા પસાર કરવી પડી પછી તેણે એક બ્રાહ્મણની અગીયાર વર્ષની કન્યાની સાથે લગ્ન કીધા, ત્યારપછી આજીવિકાનુ સાધન પ્રાપ્ત કરવાને એને અલાહાબાદ જતા રહેવુ પડયું પરન્તુ પેલા બે મિત્રો તો પોત પોતાના ગામમાજ પડી રહ્યા એ તેમને ભારે થઇ પડયુ કલકત્તામા રહ્યા ત્યા સુધી તો ચાલ્યુ ગયું પણ શહેરની ફેશન ગામડામા કેમ પરવડે ! મોટા ઘરની ફેશનબલ કન્યાઓ સુધરેલી ઢબ છબમા તણાઇ મરે–લાજ કાઢવાની વાત તો દૂર રહી, પણ બુટ મોજા પહેરી નાકે ચશ્મા ચઢાવીને લટક મટક કરી રસ્તામા ફરવાને નીકળી પડે એ તમાસો જોવાને કોઇ કોઇ ગામના લોકો ત્યા

આગળ ભેગા થતા પરિણામે ફજેતીના ફાળકા ! આખા ગામમા હાહા-કાર વર્તી રહ્યો. ભાગ્યેજ કોઇ એકલવાયો માણસ તે ગામમા પત્નીની સાથે નિર્વિઘ્ને રહી શકે ! વનમાળી સાધન સંપન્ન હતો, પોતાના વતનને રામ રામ કરીને તે ઝટ કરતો કલકત્તા આવીને રહ્યો, અને એક માત્ર જમીનની ઉપજ ઉપર બેસી ન રહેતા બીજો રોજગાર કરવા લાગ્યો પરતુ થોડી પુજીવાળા રામબિહારીને 'બીનજર મત ટકટકકર' એ સૂત્રને માન આપી વજ્ર ને કઠણુ હૈયુ કરીને પોતાના ગામમાજ રહેવુ પડયું આમ ત્રણ મિત્ર માહેનો એક અલાહાબાદમા, તો એક રાધાપુરમા, અને એક કલકત્તામા આવી રહેતા જીદગી ભર કુવારા રહી, એક મકાનમા સાથે રહી, એકજ ત્રીજોરીમા ત્રણેની પુજી ભેગી કરીને તે વડે દેશનો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા મનમા ને મનમા રહી ગઇ ! અમલમા મુકી શકાઇ નહિ અને જે વટ વૃક્ષને સાક્ષી રાખ્યો હતો, તેણે કોઇની પણ વિરૂદ્ધમા કાઇ પણ અભિપ્રાય મુકયા વગર મનમા ને મનમા નિઃશબ્દ હાસ્ય કરવા માડયુ હોવુ જોઇએ એ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા તે દરમ્યાન ભાગ્યેજ એ ત્રણે મિત્રો એકાદ વખત ભેગા થયા હશે. પરતુ બાલ્યાવસ્થાનો સ્નેહ ભાવ ભુસાઇ ગયો નહતો. જગદીશને પુત્ર રત્નની પ્રાપ્તિ થતા, તેણે અલાહાબાદથી એ શુભ સમાચાર નિવેદન કરતા વનમાળીને લખ્યુ કે – "તમારે ઘેર દીકરી જન્મે, તો તેને મ્હારી પુત્રવધુ બનાવીને બાલ્યાવસ્થામા જે પાપ કર્યું છે, તેનુ કાઇક અશે પ્રાયશ્ચિત કરીને કૃતાર્થ થઇશ તમારી મહેરબાનીથીજ વકીલ થઇ સુખી થયો છુ, એ વાત મ્હારાથી કોઇ દિવસ ભુલાય તેમ નથી."

એના જવાબમા વનમાળીએ ખુલાસો કર્યો —" આનદ થયો. તમારા પુત્રનુ દીર્ઘાયુષ્ય ઇચ્છુ છુ પરતુ મ્હને છોકરી થવાની આશા થોડી છે તેમ છતા મગલમયના આશીર્વાદથી કદાચ થશે, તો તમનેજ આપીશ " આમ કાગળ લખીને વનમાળી મનમા ને મનમા હસવા લાગ્યો કેમકે, બે વરસ ઉપર તેના બીજા મિત્ર રામબિહારીને ઘેર પુત્ર જન્મ થયો હતો, ત્યારે તેણે પણ બરાબર આજ મતલબની યાચના કીધી હતી વેપાર રોજગારના પ્રતાપે એ હવે ગભ્ભર બન્યો હતો સહુ કોઇને એવા શ્રીમતની કન્યા લાવવાની સહજ ઇચ્છા થાય.

---

# પ્રકરણ ૨.

## પિતા-પુત્રી.

ચાર છ મહિનાની આ વાત નથી પચ્ચીશ વર્ષ પછીનો ઇતિહાસ રજુ થાય છે વનમાળી ઘરડો ખખ થઇ ગયો છે કેટલાક વરસ થયા એ બિચારો ભયંકર રોગનો ભોગ બનીને, પથારીવશ થઇ ગયો છે અને ચેતી ગયો છે કે હવે આમાથી પાછા ખવળીને ઉઠાવું અશક્ય છે તે પ્રથમથીજ આસ્તિક તથા ઇશ્વરપરાયણ હતો એથી મરણનો એને જરાપણ ભય નહતો પરંતુ તેની એકની એક દીકરી વિજયાના વેવિશાળનો ક્યાંઇ ઘાટ બેઠો નહિ-મલકે તેમ કરતા જવાનો અવકાશ મળ્યો નહિ-એજ એક માત્ર મનતાપનો વિષય હતો તે દિવસે સન્ધ્યાકાળે વિજયાનો હાથ પોતાના હાથમા એકાએક લઇને તેણે કહ્યુ-"બ્હેન! મ્હારા પેટે પુત્ર નથી એ વાતનો મ્હને મનાપ નથી. તુજ મ્હારૂ સર્વસ્વ છે હજી ત્હને પૂરા અઢાર વરસ થયા નથી આટલી નખ જેટલીના માથા ઉપર ઘરનો સઘળો બોજો નાખીને મ્હારે ચાલ્યા જવુ પડે છે તેની પણ મ્હને લેશ માત્ર ગભરામણ થતી નથી. ત્હારે નથી મા કે નથી ભાઇ અરે, એક કાકો સરખોયે નથી. મરતા આગમચ મ્હારેજ સઘળી વ્યવસ્થા કરતા જવાની છે. મ્હારી છેવટની આ ત્હને એકજ ભલામણ છે, બ્હેન! જગદીશ ગમે તેવો કહેવાતો હશે, તોપણ એ મ્હારો બાળમિત્ર છે એને માથે દેવાના ઢગ હશે, તોયે એ કદી ઘર બ્હાર કાઢી નાખશે નહિ એને એક પુત્ર છે જોકે નજરે દીઠો તો નથી, પરંતુ સાભળવા પ્રમાણેને ઘણો સુશીલ છોકરો છે એના બાપના દોષનુ વેર એના ઉપર વાળીશ નહી બેટા! એજ મ્હારી ત્હને છેવટની ભલામણ છે" વિજયાએ ગળગળા સાદે પ્રત્યુત્તર વાળ્યો-"પિતાજી! તમારી આજ્ઞાને હુ કદી પણ ઉથાપીશ નહિ જગદીશબાબુ જ્યા લગી જીવતા હશે, ત્યા લગી હુ તમારી પેઠેજ એમનુ માન રાખીશ, પરંતુ એમની ગેરહાજરીમા બધો બોજો નાહક એમના પુત્રના માથા ઉપર શા માટે નાખવો? એને નથી તમે નજરે નજર દીઠો, તેમ મ્હેએ કદી દીઠો નથી. અને ખરેખર તે જો ભણ્યો ગણ્યો હશે, તો તો અનાયાસેજ બાપનુ દેવુ પતાવી શકશે"

વનમાળી થોડીક વાર સુધી પુત્રીના મુખ સામુ તાકી રહ્યો. અને પછી બોલ્યો-"દેવાની કાઇ નાની સુની રકમ નથી પણ એ

જો દેવુ ના પતાવી શકે, તો એના જેવો નાદાન બીજો કોણ કહેવાય?" પુત્રીએ જવાબ દીધો –"બાપનુ દેવુ' અદા નહિ કરી શકે તે કુસતાન કહેવાય, પિતાજી! એવાને આશ્રય ના આપી શકાય,"

વનમાળી પોતાની સુશિક્ષિત તેજસ્વિની કન્યાને બરાબર ઓળખતો હતો, તેથી એણે વધારે ડાચાકૂટ નહિ કરતા એક ઉંડો નિસાસો નાખીને કહ્યુ –"સઘળા કામમા ઇશ્વરને માથા ઉપર રાખીને, જે કાંઇ કર્તવ્ય હોય તેજ કર્યા જવુ, બ્હેન! વધારે રકઝક કરીને, હુ ત્હને કોઇ પણ રીતે બાધી લેવા માગતો નથી" થોડીકવાર મૌન રહી, તેણે ફરી નિશ્વાસ નાખીને કહ્યુ –"તુ કાઇ જાણે છે, બ્હેન! એ જગદીશ જ્યારે માણસના જેવો માણસ હતો, ત્યારે ત્હારો જન્મ સુદ્ધા થયો નહતો, તે વખતથીજ એણે ત્હારા હાથને માટે પોતાના દીકરાનુ નામ નોંધાવી રાખ્યુ છે મ્હે પણ એની હામા હા ભણી હતી, તેથી એની ઉત્સુકતામા ઉમેરો થયો હતો"

વિજયા બચપણથીજ મા વગરની થઇ ગએલી હોવાથી, તેની મા અને બાપ એ બન્નેનુ સ્થાન એકલા વનમાળીનેજ સાચવવુ પડયુ હત, એ કારણને લીધે બાપની આગળ પણ માતાની માફક લાડ કરતા, કદી મ કોચાતી નહિ તેથી કહેવા લાગી "પિતાજી! ત્હમે તો ફક્ત એને મ્હોઢાનુજ વચન આપ્યુ છે તમારા મનનો ગલ આપ્યો નથી"

"એમ કેમ, બેટા"

'એમ જો કર્યું હત, તો એને નજરે નજર જોવાનુ તમને મન થાતને?"

વનમાળીએ ખુલાસો કરતા જણાવ્યુ –"રાસબિહારીને મ્હોએથી જ્યારનુ મ્હારા સાભળવામા આવ્યુ કે, છોકરો એની માના જેવોજ હીમાયલો છે,–અરે તે એટલી હદ સુધી કે ડાકટરોને એની જીદગીનો પણ કાઇ ભરોસો નથી–ત્યારથી એને પાસે બોલાવીને મળવા મુકવાની ખટપટ કરવાનો વિચાર માડી વાળ્યો તે વખતે એ આ કલકત્તા શહેરમાજ કોઇ ઠેકાણે રહીને બી એ નો અભ્યાસ કરતો હતો ત્યાર પછી મ્હારી તબીયતનુજ કાઇ ઠેકાણુ નહિ રહેવાથી એનો ખ્યાલ પડતો મુકયો પરતુ હવે મને સમજાય છે કે એ મ્હારી હિમાલય જેવડી મોટી ભુલ થઇ છે તોપણુ આ હુ ત્હને સાચુ કહુછુ, બ્હેન! તે વખતે મ્હે જગદીશને ત્હારા સબધમા જે વચન આપ્યુ હતુ તે ખરા અતકરણથી નિખાલસપણેજ આપ્યુ હતુ. થોડીકવાર થોભીને પાછો કહેવા લાગ્યો–"આજે જગદીશને બધાજ ઓળખે છે કે

એ એક રખડુ જુગારી છે, ચારિત્ર્યહીન બદમાશ છે પરંતુ એજ જગદીશ એક વખત હમારા બધાયના કરતા વધારે હોંશિયાર અને લાયક ગણાતો. વિદ્યા-બુદ્ધિની સરસાઇ તો ઘણાએ કરી શકે છે-પરંતુ એના જેવો સજીવ પ્રેમ થોડાકજ રાખી શકે છે અને એ મમતાભર્યો પ્રેમજ એનો કાળ નીવડ્યો છે હું જાણું છું કે એનામાં દોષ પણ કાંઇ થોડા નથી, પરંતુ જ્યારથી મ્હારા જાણવામાં આવ્યું કે પોતાની પ્રિય પત્નીના મરણના શોકમાં એ ઘેલો થઇ ગયો છે ત્યારથી મ્હારા મનમાં તારી માતાના સંસ્મરણો તાજાં થાય છે, અને ખરૂં પૂછાવે તો બહેન એથીજ મ્હારૂં હૃદય એના પ્રત્યે ખેંચાય છે એની સ્ત્રી પણ કાંઇ જેવી તેવી નહતી સાક્ષાત્ સતી લક્ષ્મી હતી પોતાના મરણ સમયે તેણે નરેનને પાસે બોલાવીને ફક્ત આટલુંજ કહ્યું હતું – "બેટા ! છેવટે આટલોજ આશીર્વાદ આપતી જાઉં છું, કે, ભગવાનના ઉપર ત્હારી અચલ આસ્થા રહેજો " સાંભળ્યા પ્રમાણે માતાનો એ અન્તિમ આશીર્વાદ નિષ્ફલ નીવડ્યો નથી આટલી નાની ઉમ્મરમાંજ નરેશ પોતાની માતાની જેમ ભગવાનના પ્રત્યે શ્રદ્ધા-ભક્તિ રાખતા શીખ્યા છે આ જે કરી શક્યો, ત્હેને બીજું શું કરવાનું બાકી રહ્યું, બેટા ?"

" એજ શું સંસારમાં સહુથી મોટામાં મોટું કર્તવ્ય છે ? "

વિજયાએ પ્રશ્ન કર્યા મરણ પથારીએ પડેલા ડોસાની આંખોમાં, ઝળઝળીયાં ભરાઇ આવ્યાં એકદમ પોતાના બેઉ હાથ લંબાવીને પુત્રીના મસ્તક ઉપર રાખીને, તે બોલી ઉઠ્યો –" બેટા ! એજ સહુથી મોટામાં મોટું કર્તવ્ય છે સંસારના તેમજ સંસાર બહારના સમસ્ત કર્તવ્યોમાં એનાથી વિશેષ મહત્વનું બીજું કોઇ કર્તવ્ય નથી એ કર્તવ્ય તું બજાવી શકે અગર ના પણ બજાવી શકે, પરંતુ જેઓ તેમ કરી શકતા હોય, તેઓના ચરણમાં તું શીશ નમાવી શકે એજ મ્હારો મરણ સમયનો ત્હને છેવટનો આશીર્વાદ છે "

વિજયાએ તે ક્ષણે કાંઇક વિલક્ષણ ચમત્કાર અનુભવ્યો જાણે પોતાના પિતાના અંતરના ઉંડાણમાંથી કાંઇક અનેરો ઉજ્વલ પ્રકાશ પોતાના હૃદયપટ સુધી પથરાઇ રહ્યો ના હોય એવુંજ તેને ભાસ્યું. થોડીકવાર સુધી તો તે આ આશ્ચર્ય સાગરમાં ડુબી ગઇ જાગૃત થતાં વારને વિચારમાળાના મણકા ફેરવવા લાગી –

" પિતાજીએ એ યુવકનું નામ શું કહ્યું છે? હા, નરેન ! બરાબર વળી તેના બાપના મ્હોડેથી સાંભળ્યું છે તે પ્રમાણે એ ડાકટર થયો છે, પરંતુ ' ડાકટરી ' કરતો નથી અત્યારે જો એ અહિં હત, તો

કેવુ સારૂ થાત ? એકવાર એને અહીં બોલાવી મંગાવત અને નજરે નજર જોત પણ ખરી ”

વિજયાએ એકાએક પોતાની જીજ્ઞાસા જાહેર કરી –“ હમણા એ કયા હશે વારૂ ? ”

વનમાળીએ જણાવ્યુ —“ એના મામાની સાથે પ્રદેશમા જગદીશ જોકે એ બધી બાબતનો ખુલાસો કરવાના હજુ હાલ નથી, તેમ છતા એને મ્હોડેથી જે કાઇ અસ્પષ્ટ ઉદ્દગારો નીકળ્યા છે, તે ઉપરથી એટલુ તો સમજાય છે કે, એ છોકરાને એની માતાના સઘળાજ સદ્દગુણો વારસામા મળ્યા છે ભગવાન કરે ને એ જે કોઇ પણ સ્થળે જેવી હાલતમા હોય તેમા જીવતો રહે ! ”

સાયકાળ થઇ, એટલે ચાકર દીવો મુકવા આવતા, વિલાસબાબુ પધાર્યા હોવાના સમાચાર જણાવીને ચાલ્યો ગયો

વનમાળીએ કહ્યુ —‘ ત્યારે બેટા ! તુ ત્હારે નીચે જા, હુ હવે આરામ લઇશ ”

વિજયાએ પિતાના માથા આગળના તકીયા બરાબર ગોઠવી દીધા, પગ ઉપર શાલ ઠીક ઓઢાડી અને માથા આગળનો લેમ્પ જરા આઘો ખસેડી દીધો અને પછી પોતે નીચે ઉતરી વનમાળીનુ જર્જરી ભૂત હૃદય ભેદાઇને તેમાથી એક ઉડો નિસાસો નીકળ્યો ! વિલાસ આવ્યાના સમાચાર સાભળતા વારને તેની કન્યાના મુખ પ્રદેશ ઉપર એક પ્રકારની રતાશ છવાઇ રહી હતી ડોસાને એ મહા દુ ખદાયક થઇ પડી

વિલાસવિહારી રાસવિહારીનો પુત્ર હતો આજ કલકત્તા શહેરમા રહીને તે ઘણા દિવસ એક એનો ત્યારબાદ બી એનો અભ્યાસ કરતો હતો વનમાળી પ્રાચીન ધર્મ પ્રણાલિકાનો ત્યાગ કર્યા પછી કલકત્તામાજ આવીને વસ્યો હતો પોતાના વતનમા ફરી એણે કદી પગ મુકયોજ નહતો ધધારોજગારમા જોકે પૈસાની પ્રાપ્તિ એને સારી થઇ હતી, તો પણ તેની સાથે સાથે એના ખેતર પાદરની પેદાશ પણ ઘણી વધી ગઇ હતી પરતુ તે બધાનો વહીવટ કરવાનો બોજો એના બાલ સ્નેહી રાસબિહારીના શિર ઉપરજ રાખ્યો હતો વનમાળીને ત્યા એ કારણને લીધેજ વિલાસની અવરજવર વધી પડી હતી ટુક વખતમાજ એ પગ પેસારાએ વિલક્ષણ સ્વરૂપ ધારણ કર્યું હતુ નૂતન ઘટનાઓજ એ ભેદી બુરખાના ઉપર યોગ્ય પ્રકાશ નાખીને તેનુ રહસ્ય સ્પષ્ટ કરી બતાવશે

---

# પ્રકરણ ૩.

## વિલાસની વકીલાત.

એ ગામ પછી વનમાળીએ આ ફાની દુનિયાનો ત્યાગ કીધો ત્હેના કલકત્તાવાળા આંકડા છગી મરાય એના મોટા મકાનમાં વિજયા હવે એકલવાઈ થઈ ગઈ ત્હેના વતનમાં આવેલા ખેતર પાદર વગેરેની વ્યવસ્થા રાસબિહારીજ કરવા લાગ્યો અને એ દૃષ્ટિએ એ કુટુંબનો એક પ્રકારનો વાલીજ બન્યો પરંતુ નોકરીના ખાતર એને પોતાના વતનમાં રહેવું પડતું હતું આથી કલકત્તામાં રહીને વિજયાની ખાતરબરદાસ્તી કરવાનો બોજો ત્હેના પુત્ર વિલાસના ઉપરજ આવી પડ્યો ખરું પૂછાવો તો આ કારણને લીધે વિજયાનો ખરો ધણીધોરી એજ થઈ પડ્યો હતો

એ સમયે પ્રત્યેક બ્રહ્મસમાજી કુટુંબમાં ‘સત્ય,’ ‘સુનીતિ,’ ‘સુરુચિ’ વગેરે શબ્દોની ખાસ આગ્રહપૂર્વક તાલીમ અપાતી કારણ એ શબ્દોના ઓઠા નીચે, વિલાયત જઈ આવીને પશ્ચિમ વાતાવરણના ચેપથી ખરડાએલા નવશિક્ષિત યુવકોને પોતાના પિતા માતા સામે દેશ કોમની વિરુદ્ધમાં તેમજ પ્રતિષ્ઠિત સમાજની સામે વિદ્રોહની આગ ફેલાવી બંડ ઉઠાવવામાં સારી ફાવટ આવતી બ્રહ્મસમાજનો વાઘો ધારણ કરનારના કાર્યમાં એ શબ્દો બ્રહ્માસ્ત્રનીજ ગરજ સારતા એ ઉત્સાહી યુવકો કહેતા કે હમારા અન્તઃકરણને જે સત્ય ભાસશે તેજ કરીશું માતાના અશ્રુજલ, પિતાના દીર્ઘનિશ્વાસ વીગેરેને જરાયે લક્ષમાં લેવાની જરૂર નથી સાપ કાંચળી ઉતારતો હોય તેમ એ સઘળાં દર્શનના કડવું કાળજું રાખીને દૂર કરવાનાં છે કારણકે તેમ કર્યા વગર બ્રહ્મસમાજનો રચનાત્મક કાર્યક્રમ સફલ થાય નહિ વિજયાને પણ આ નૂતન સંસ્કૃતિનો વધાર બેઠો હતો.

આજે વિલાસબાબુ ગામમાંથી ઘરડા જગદીશના મરણના સમાચાર લઈ આવ્યા છે વિજયાના પિતાનો એ પુરાતન દોસ્ત થતો હોવા છતાં, વિલાસ બાબુએ એને હલકો ચીતરવા સારુ આ પ્રમાણે પોતાના ફળદ્રુપ ભેજામાંથી છાપરે ફેંકવા માંડી અરે એણે તો હાથે કરીને મોત માગી લીધું છે ગળા સુધી દારૂ ઢીંચીને, છાપરાપરથી ભુસકો મારતા એના રામ રમી ગયા વિજયાને તે વખતે બ્રહ્મધર્મની ‘સુનીતિ’ નું એકાએક સ્મરણ થઇ આવ્યું, અને પિતાના એ કમનશીબ મિત્રના પ્રત્યે કમકમાટભર્યા તિરસ્કારની સાથે તેના નાકનું ટીચકું

ઉચુ ચઢયુ ! વિલાસ હાકવા લાગ્યો—"જગદીશ મ્હારા પિતાનો પણ લગોટીયો મિત્ર થતો હતો, પરતુ પિતાજીને કદી એનું મ્હો જોવાનું પણ મન થતુ નહિ. બે વાર પૈસા લેવા આવ્યો હતો, પણ પિતાજી એ એને ચાકરની પાસે ધક્કા મારીને હાકી કઢાવ્યો હતો. એમનુ કથન તો હમેશા આવુજ થાય છે કે, એવા દુર્નીતિ પરાયણ દુરાચારીઓને ઉત્તેજન આપ્યાથી મગલમય ભગવાનના શ્રીચરણમા અપરાધ કર્યા બરાબરજ થાય છે. વિજ્યાએ ટાપસી પૂરતા કહ્યુ—"બરાબર સત્ય કથા." વક્તૃતાના જુસ્સામા વિલાસ હેકા કરીને કહેવા લાગ્યો—"ભાઇ હોય કે મિત્ર હોય, તેથી શુ થયુ ? કોઇપણ પ્રકારની દુર્બલતાને વશ થઇ, બ્રહ્મ સમાજના પુનીત આદર્શનો ભગ થવા દેવો ઉચિત નથી. ન્યાય પ્રમાણે જગદીશની સઘળી મીલકત અત્યારે હમારી છે આપનુ દેવુ એ જો અદા કરી શકે છે, તો તો ઠીક છે, નહિતર સમાજના શિરસ્તા મુજબ આજ ક્ષણે બધી મીલકત હાથપર લઇ લેવી જોઇએ. એમા કોઇ પણ પ્રકારનો ફેરફાર થઇ શકેજ નહિ કારણ, એ દ્રવ્યનો આપણે અનેક સત્કાર્યોમા ઉપયોગ કરી શકીએ તેમ છીએ સમાજના ઉત્સાહી યુવકોને વિલાયત સુધી મોકલી આપી શકીએ, ધર્મપ્રચાર કરવામાટે એ દ્રવ્યનો ઉપયોગ કરી શકાય અને એવા બીજા અનેક જનહિતસાધક મહાન કાર્યો થઇ શકે તેમ છે તે આપણે શા માટે નહિ કરવા જોઇએ ? અને તેને બદલે જગદીશબાબુ અગર તેનો પુત્ર જે આપણા સમાજથી અલગ છે, તેના ઉપર દયા કરવાની એવી શી અગત્ય છે ? તમારી સમતિ મળતા પિતાજી બધો યોગ્ય બદોબસ્ત કરી દેવાના છે એટલા માટેજ એમણે મ્હને અહિ તમારી પાસે મોકલ્યો છે" વિજ્યાને પોતાના સ્વર્ગત પિતાના અન્તિમ ઉપદેશનુ સ્મરણ થઇ આવતા, તે વિચાર સાગરમા ડુબી ગઇ. એકદમ કશો જવાબ આપી શકી નહિ એને આમ અવાચક બની ગએલી જોઇને વિલાસ ચ્હીડાઇને બોલી પડયા—"ના, ના, આમ ત્હમને ગભરાતલ્લા મારવા નહિ દઉ આવી રીતે, દુર્બલતા—પાપ ! અરે, મહા પાપ ! મ્હે તો મ્હારા મન સગાથે દૃઢ નિશ્ચયજ કર્યો છે કે ગમે તેમ કરીને એની મીલકત કબજે કરવી કોઇએ કયુ નથી, તેજ હુ કરીશ એના ગામડીયા મકાનમા કરી દઇશ બ્રાહ્મ મદિરની પ્રતિષ્ઠા અને ત્યાના હતભાગી મૂર્ખ લોકોને આપીશ, ધર્મનો ઉપદેશ એકવાર વિચાર કરી જોશો, તો આપને પણ સમજાશે કે એ લોકોના પાપે તો આપના સ્વર્ગસ્થ પિતાને વતન તજવુ પડયું હતુ એ જુના વિચારના જગલી જગદીશની મૂર્ખતાનો સતાપ એમને કેવળ અસહ્ય થઇ પડયો હતો, જો

કયા ત્હમને અજાણ્યુ છે ? તો હવે કરી દ્યો એ વેરની વસુલાત. એક પથ ઓર દો કાજ એ ઉમદા પ્રતિશોધ વડે ત્હમારૂ ગૌરવ વધશે તેમજ ત્હમારા મૃત પિતાના ઉપર પણ અન્તિમ ઉપકાર કરી શકાશે કહો જોઇએ, હવે એ બાબતમા ત્હમારો શો અભિપ્રાય છે ?"

વિજયાને શો ઉત્તર દેવો તે સુઝયુ નહિ, અસ્થિરતાથી તે ફક્ત ટગર ટગર જોઇ રહી ત્હેની આવી સ્થિતિ જોઇને, વિલાસે પોતાનુ ભાષણ આગળ લખાવ્યુ –"આખા દેશમા ત્હમારી નામના થઇ જશે. બધજ ત્હમારી વાહવાહ બોલાશે જુના વિચારવાળાઓને પણ સ્વીકારવુજ પડશે કે બ્રાહ્મ સમાજમા પણ પરોપકારપરાયણ સહૃદય મનુષ્યો છે ત્હમારા ગામના લોકો પણ અજાયબીમા આગળી કરડશે કે, જેમને આપણે કનડીને દેશમાથો કાઢી મુક્યા હતા, તેજ મહાત્માની શાણી પુત્રી હમારાજ હિતને કાજે આવો વિપુલ સ્વાર્થ–ત્યાગ કરી રહી છે" વિજયા તો આ સાભળીને કિંકર્તવ્યમૂઢ જેવીજ થઇ ગઇ હતી વસ્તુત આત્મ–ખ્યાતિ કોને પ્રિય નથી હોતી? લોકૈષણાની લાલસામાથી ભલાભલા ત્યાગી મહાત્માઓ પણ બચ્યા નથી, તો એક અઢાર વર્ષની કન્યાને તેનો લોભ થાય, એ સ્વાભાવિકજ છે ત્હેનુ સુકોમલ હૈયુ પીગળી જતા ત્હેણે આ બાબતમા પોતાની સમતિ દર્શાવી અને કહેવા લાગી.–"સાભળવા પ્રમાણે એ છોકરાનુ નામ નરેન્દ્ર છે હાલમા તે કયા હશે વારૂ ?"

વિલાસ બોલ્યો –"હતભાગ્ય પિતાના મરણ પછી એ ત્હેનુ શ્રાદ્ધ કરવાને પોતાને વતન આવ્યો છે, અને હમણા દેશમાજ છે,"

"આપની સાથે કાઇ વાતચીત પણ થઇ હશે"

'વાતચીત ? છટ ! આપ મ્હને કેવો સમજો છો ?" એ પ્રમાણે તિરસ્કારભર્યો ઉદ્દગાર કાઢીને વિજયાને ત્હેણે છોભીલી પાડી દીધી અને પછી જરાક હસીને કહેવા લાગ્યો –"જગદીશ જેવા એક ભામટાના પુત્ર સાથે હુ વાતચીત કરી શકુ ? અરે એ વાતની તો કલ્પના પણ મ્હારા મનમા સભવતી નથી–તોપણ, તે દિવસે ઓલીયા જેવો એક નવીન મનુષ્ય જોઇને મ્હને કાઇક આશ્ચર્ય થયુ હતુ ખરૂ ત્યારબાદ ખબર પડી કે નરેન મુકર્જી કહેવાય છે તે એજ–"

વિજયાએ કાઇક વિસ્મય સાથે પ્રશ્ન કર્યો –"ઓલીયા જેવો એમ કેમ કહો છો ? સાભળ્યુ છે કે, એ તો ડાક્ટર થયો છે ને ?"

ઘૃણાથી વિલાસબાબુના સર્વ અવયવો કપી ઉઠયા. તે એકદમ બરાડી ઉઠયો –"અરે, આખેહુબ ઓલીયા જેવો એ વળી ડોકટર કી'દા કાનો ? હુ નથી ધારતો કે, એનામા એટલુ બુતુ હોય ! એનો

દેદાર કેવો છે–ઝોડખદી ભૂતનાથ જેવો !! માથે મોટા મોટા વાળ– જેટલા લાંબા તેટલાજ પાતળા ! છાતીની એકેએક પાંસળી આવેથી પણ ગણી શકાય એવી ! જોઇ લ્યો જાણે કાગળનો સિપાહી !"

વસ્તુત શરીર સંપત્તિને સારૂ ગર્વ કરવાનો વિલાસનો અધિકાર હતો. કારણ, એ હીંગુજી શરીરે ભરાઉ તથા ધાબડધીંગો હતો. એ કાંઇક વધુ વિવેચન કરવા જતો હતો, તેટલામાં વિજયાએ એને અધ- વચ અટકાવીને પ્રશ્ન કર્યો –' વારૂ વિલાસબાબુ, આપણે જો ખરેખર જગદીશબાબુની મીલકત પચાવી પાડીએ, તો તેથી શું આખા ગામમાં ગરબડાધ્યાય નહિ મચી રહે ?"

વિલાસે જુસ્સાભેર જણાવ્યું –"લેશમાત્ર પણ નહિ આજુબાજુના જોઇએ તેટલા ગામડામાં ફરી વળશો, તોપણ ત્હમને એવો એક માણસ નહિ મળી આવે કે જેને એ ભામટાના પ્રત્યે સહજ પણ સહાનુભૂતિ હોય. તો પછી, એનો પક્ષ કરનાર કોણ નીકળવાનું હતું ? અને કદાચ કોઇ રડયું ખડયું નીકળી આવે, તોયે ત્હમારે મ્હારા જીવતા લગી એ બાબતની જરાપણ ચિન્તા કરવાની જરૂર નથી પરંતુ મ્હારે ત્હમને એક વાત કહેવાની છે થોડાક દિવસ પણ ત્હમારે ત્હમારા વતનમાં જવું પડશે ખરૂં"

વિજયાએ આશ્ચર્ય સહીત જીજ્ઞાસા કરી –' કેમ ? હું તો હજીસુધી ત્યાં કદીયે ગઇ નથી''

વિલાસ કાંઇક આકરો પડીને બરાડી ઉઠયો –"અરે બાઇ, એટલા માટે તો ત્હમને ત્યાં જવા કહું છું રૈયતને ત્હેમની મહારાણીના એક વાર દર્શન કરવા દો મ્હારી માન્યતા તો એવી ખરી કે, એ સદ્ભાગ્ય માંથી ત્હેમને વંચિત રાખવી, એ મહાપાપ કર્યા સમાન છે"

લજ્જાથી વિજયાનું સમસ્ત મુખ લાલચોળ થઇ ગયું, તે કાંઇક બોલવા જતી હતી, તેટલામાં વિલાસ ત્હેને અટકાવીને બોલી ઉઠયો – બ્હાના કાઢવાની જરૂર નથી એકવાર વિચાર કરી જુઓ ! આપણે ત્યાં આગળ કેટલા બધા કામ કરવાના છે ! આ વાત આજેજ ત્હમારી આગળ ખુલ્લા દીલથી બોલવાની હીંમત કરૂં છું. ત્હમારા પિતા આખા દેશના માલીક હોવા છતાં કેટલાક હડખાયા કૂતરા જેવાના ડરથી, ત્હેમણે મરતા લગી પોતાના વતનમાં પગ મુકયો નહિ, એ શું બહાદુરીનું કામ કહેવાય ? આપણા બ્રહ્મસમાજનો આદર્શ શું આવો હોય કે ? અરે, કોઇપણ સમાજનો આદર્શ એવો હોઇ શકજ નહિ, એ દેખીતું છે" થોડીકવાર સુધી મૌન રહ્યા બાદ વિજયાએ શંકા દર્શાવી –' પણ પિતાજીને મ્હોડેથી મ્હેં સાંભળ્યું છે કે આપણું વતન બહુ મકાન રહેવા લાયક નથી '

વિશ્રામ બોલ્યો - "એકવાર આપ હુકમ આપી દ્યો કહી દ્યો કે ત્યાં જવું છે એટલે જુઓ કે દશ દિવસની અંદર એ મકાન રહેવા લાયક થઇ જાય છે કે નહિ ! એ સઘળી ચિન્તાનો બોજો મ્હારા માથા ઉપર નાખી દયો, અને ત્હમે ત્હમારે બેફીકર રહેજો હું મ્હારા જીવને જોખમે પણ સઘળી વાતનો બંદોબસ્ત કરી દઇશ હા, પણ જુઓ ! એકવાત મ્હારા મનમાં ઘણા દિવસથી ઘોળાયા કરે છે તે હું આજે ખુલ્લા દીલથી ત્હમને જાહેર કરૂં છું ત્હમારી હાજરીજ ફક્ત મ્હારે બસ છે ત્હમને મ્હારી સાથે રાખીને જે કાર્ય સાધવાને હું શક્તિમાન નીવડીશ તેને નથી સીમા કે નથી પરિસીમા ! "

વિજયાની સંમતિ મેળવીને, વિશ્રામ ત્યાંથી કુચ કરી ગયા બાદ, તે ત્યાં આગળ શાન્ત થઇને બેસી રહી જન્મી ત્યારથી અદ્યાપિ પર્યન્ત તે કદી પણ પોતાને વતન ગઇ નહતી, એ વાત ખરી, પરન્તુ પિતાના મ્હોયેથી ત્હેણે અનેકવાર તેના કાંઇ કાંઇ વર્ણન સાંભળ્યા હતા જન્મભૂમિની વાતો કરતા ત્હેનો ઉત્સાહ અને આનંદ સમાતો નહિ પરન્તુ એ બધા વર્ણનો તે વખતે એના રમતીયાળ મનને ભાગ્યેજ આકર્ષવાને સમર્થ નીવડતા, એથી કરીને જેમ જેમ તે સાંભળતી તેમ તેમ ભુલી જતી પણ આજે કોણ જાણે ક્યાંથી એ સઘળા વિસ્મૃત વર્ણનો અકસ્માત્ મૂર્ત્ત સ્વરૂપ ધારણ કરીને ત્હેની નજર આગળ ખડા થયા તે પોતાના મન સંગાથે કાંઇક કાંઇક તર્કવિતર્ક કરવા લાગી મ્હારી જન્મભૂમિનું મકાન કલકત્તાના આ રાજમહેલ જેવું ભવ્ય અને રોનકદાર નહિ હોય, પરન્તુ તેથી શું ગયું ? એ તો મ્હારી સાત પેઢીનું વડીલોપાર્જીત મકાન છે એ ઠેકાણે મ્હારા દાદા–દાદી, વડદાદા–વડદાદી વગેરે મ્હારા કેટલા વડીલોએ વૈભવ તેમજ વિપત્તિમાં હર્ષ શોકથી પોતાના દિવસો પસાર કર્યા હશે ! તો મ્હારા દિવસો પણ કેમ ત્યાં આગળ નિર્ગમન નહિ થઇ શકે ?

ગલીની સામે ત્રણ માળવાળા એક મકાનની પાછળ સૂર્ય અદૃશ્ય થઇ ગયો આ વિષય ઉપર વિજયા ને ત્હેના પિતાએ કેટકેટલીવાર બહુ બહુ વિવેચન કર્યું હતું, આ સઘળી વાતોનું સ્મરણ ત્હેને તાજું થયું અનેકવાર સાયંકાળે, ત્હેના પિતા આરામચેર ઉપર બેસીને, નીસાસા નાખતા અને કહેતા —"બ્હેન વિજયા ! આપણા વતનવાળા મકાનમાં આ દુઃખ કદી નડતું નથી બ્હેન, તું તો આ વાત જાણતી નથી, પણ ત્યાં આગળ કોઇનું ઉંચું મકાન પણ આપણા શોપ સૂર્યાસ્તને આ પ્રમાણે આપણી નજર આગળથી અદૃશ્ય કરી શકતું

નથી આ દેખાવ મ્હે મ્હારે નજરે નજર જોયો છે. આપણી ફુલ-વાડીની એક બાજુએ આવેલી નાનકડી નદીનુ જળ એકાએક સુવર્ણ-સમી કાન્તિ ધારણ કરીને ઉછાળા મારી રહે છે, અને તેને પેલેપાર જ્યા સુધી નજર પહોચે ત્યા સુધી, લીલાછમ જેવા ખેતરોમા રંગીલા ખેડુતો આવજા કર્યા કરે છે ગલીના અગ્રભાગ તરફ દ્રષ્ટિપાત કરતા દિવસનુ કામ પતાવીને ઘર તરફ પાછા આવતા માણસોના ટોળેટોળા નજરે પડે છે. એટલુ બોલતા બોલતામા તો એમના હૃદયના ઉંડાણમાથી ગંભીર નિશ્વાસ નીકળતો, અને તેઓશ્રી એકદમ બોલતા બંધ થઈ જતા એ ગામનો ત્યાગ કરીને કલકત્તામા વસવાટ કર્યાને તેમને વર્ષો સમય વીત્યો હતો અને શહેરના સુખપૂર્ણ વૈભવ વિલાસમાયે તેમનુ હૃદય અંદરખાનેથી રૂદન કરતુ વિજયાને વારંવાર એ વાતનુ ભાન થતુ તેમ છતા આમ થવાનુ શુ કારણ હશે તેનો એ બાલાને કદી વિચાર સરખોયે સ્ફુર્યો નહતો પરંતુ વિલાસબાબુએ આજે અકસ્માત્ ત્હેનુ એ દિશામા ધ્યાન ખેચેલુ હોવાથી પરલોકવાસી પિતૃદેવની એ સઘળી વાતોનુ સ્મરણ કરતા કરતા ત્હેનુ મન પણ કાંઇક અવર્ણનીય વેદના અનુભવવા લાગ્યુ કલકત્તાના આવા વિપુલ જનારણ્યની વચ્ચે પિતાશ્રી એકાકી જીવન ગાળવાને કેવી રીત્યે સમર્થ થઇ શક્યા હશે, તેની કલ્પના પણ એ બાળાને કંપાવવા લાગી અને આશ્ચર્યની વાત તો એ છે કે જે ગામમા ત્હેણે અદ્યાપિ પર્યન્ત કદી પણ પગ સરખો મુક્યો નહોતો, તેજ ત્હેને કોઇક અનેરા વેગથી પોતાના પ્રત્યે આકર્ષવા લાગ્યુ

---

## પ્રકરણ ૪.

### વતનમાં વિજયા.

વિલાસની કાળજી ભરી દેખરેખ હેઠળ જાગીરદાર સાહેબનુ મકાન સમરાવા માડયુ, કલકત્તાથી સઘળો સામાન સરંજામ ગાડામા ભરાઇ ભરાઇને ત્યા આગળ નિત્ય ઠલવાવા લાગ્યો જાગીરદાર સાહેબની એકની એક દીકરી પોતાના વતનમા રહેવા આવે છે, એ સમાચાર ફેલાતાવારને એકલા કૃષ્ણપુરમાજ નહિ, પરંતુ રાધાપુર, વ્રજપુર, શિવડા વગેરે આજુબાજુના પાચ સાત ગામમા ચકચાળ થઇ રહી કેમકે, ઘણા દિવસથી લોકોને પોતાની પડોશમા જાગીરદારનો વાસ અળખામણો થઇ પડ્યો હતો, તેમા વળી તેઓને જાગીરદાર સાહેબની

ગેરહાજરીનોજ અભ્યાસ પડી ગયા હતો આથી નવેસરથી જાગીરદારનો વસવાટ પોતાની નજીકમા થતા કાઇ કાઇ નવા નવા અન્યાય ઉત્પાતને જન્માવશે એવી રૈયતને ભીતિ લાગતી હતી મેનેજર રાસબિહારીના કડક અમલ હેઠળ તેઓના દુ ખની અવધિ થઇ ગઇ હતી આ વખત જાગીરદાર સાહેબની પુત્રી પાછી અહીં વસવાટ કરવા આવે છે તે આવતા વારને કોણ જાણે કેવીક પજવણી કરશે તેની જ્યાત્યા કાન કરડા કરડી થઇ રહી સ્વર્ગવાસી વૃદ્ધ જાગીરદાર વનમાળી જ્યા સુધી જીવતો હતો, ત્યા સુધી બધા દુ ખની વચ્ચે આટલી વાતનુ સુખ હતુ કે કલકત્તા જઇને જો કોઇ એનો પીછો પકડતુ, ત્હેનો ફેરો નિષ્ફળ નીવડતો નહિ પરતુ જાગીરદાર સાહેબની પુત્રીની ઉમ્મર મ્હોટી નહિ હોવા છતા ત્હેનો મિજાજ ભારી હતા તેમા વળી રાસબિહારીના પુત્રની સાથે ભવિષ્યમા થવાના ત્હેના વિવાહની નેકવાયકા પણ કોઇને અજાણી રહી ન હતી તેમા વળી એ બાઇ સાહેબ સુધારાના શિખર ઉપર ચઢી ગયા હતા એમની રીતભાત, ઠમઠમ બધી મેમ સાહેબના જેવી હતી ટુકામા દુષ્ટ રાસબિહારી તરફથી ભવિષ્યમા ત્હેમના માથા ઉપર કેવી કેવી નવીન આપત્તિઓ આવી પડશે, તેની બરાબર કલ્પના સુદ્ધા એ રાક રૈયત કરી શકતી નહીં હતી કેમકે એ બ્રહ્મ સમાજીસ્ટો કોઇ વર્ણમા નહિ નહિ બ્રાહ્મણ અને નહિ શુદ્ર આમ અનેક પ્રકારની ભયભરી કલ્પનાની વચ્ચે એક માસ પસાર થઇ ગયુ પછી શરદ ઋતુની એક સુદર સવારે હુગલી સ્ટેશન પરથી બે બળદવાળા રથમા બેસીને જાગીરદાર સાહેબની તરૂણ પુત્રી પોતાના પુરાતન આરામ સ્થાનમા આવી પહોચી

બગાળીની દીકરી–અઢાર ઓગણીસ વરસની ઉમ્મર થઇ ગઇ છે, છતા હજી કુવારી છે ! બુટ મોજા પહેરીને લટક મટક કરતી તે બહાર ફરવા નીકળી પડે છે બધીજ વસ્તુ ત્હેને ખપતી હોવાથી શુ ખાવુ અને શુ નહિ ખાવુ તેનો વિચાર ! સરખોયે કર્યા વગર જે આવે તે મ્હોમા મૂકે છે વગેરે વગેરે કુથલી ગામના લોકો કરવા લાગ્યા, એમ કરતા પાચ છ દિવસ પસાર થઇ ગયા ત્યાર બાદ, એક દિવસ સ્હવારના પ્હોરમા ચાહ પાણી થઇ ગયા પછી વિજયા પર સાળની મેડીમા બેઠી બેઠી વિલાસબાબુની સાથે, પૈસા ટકાની વ્યવસ્થાના સબધમા મસલત ચલાવી રહી હતી, તેવામા નોકરે આવીને ખબર આપી કે, કોઇ એક સદ્‌ગૃહસ્થ આપને મળવા માગે છે વિજયાએ કહ્યુ —"ત્હેને અહિ મોકલી આપો" આજ કેટલાક દિવસથી રૈયતમાથી કેટલાક પ્રતિષ્ઠિત માણસો વિજયાની મુલાકાત લેવાને

વારંવાર એની પાસે આવ્યા કરતા હતા, એથી આરંભમા તો એણે કાઇ ખાસ લેખાવ્યુ નહિ પરતુ થોડીક વાર પછી નોકરની પાછળ પાછળ જ્યારે પેલો અપરિચિત સદ્‌ગૃહસ્થ ત્હેના ઓરડામા આવવા લાગ્યો, ત્યારે ત્હેના પ્રત્યે દ્રષ્ટિપાત કરતા વારને વિજયા વિસ્મય પામી ત્હેનુ વય આશરે ચોવીસ પચ્ચીસ વર્ષનુ હશે તે નવીન યુવક લઘુસ હોવા છતા શરીરે ભરાઉ નહતો, પરંતુ સૂકો સડાક હતો ત્હેના શરીરનો રગ ઉજળો ગોરો હતો તે દાઢી મુછ રાખતો નહિ પગમા સપાટ પહેર્યાં હતા કોટ પહેરવાની તસ્દી લીધી નહતી, ફક્ત એક સફેદ ચાદર જનોઇની મા- શરીર ઉપર ઓઢી દીધી હતી ત્હેણે આવતા વારને નમસ્કાર કીધ, અને પાસેની એક ખુરશી ખેચીને તેના ઉપર બેસી ગયો. અત્યાર લગી જે કોઇ મળવા આવતુ, તે ફક્ત હાથમા નજરાણાનુ નાણુ લઇનેજ અદર દાખલ થતુ એમ નહતુ, પરતુ બ્હીતા બ્હીતા કુટિલ ગતિથી પ્રવેશ કરતુ. પરતુ આ યુવકના વર્તનમા સકોચ લેશ માત્ર પણ નહતો એના આગમનથી એકલી વિજયાજ વિસ્મય પામી હતી એમ નહતુ, વિલાસને પણ કાઇ ઓછુ આશ્ચર્ય ઉપજ્યુ ન્હોતુ. પરદેશમા ઝાઝો વખત ગાળ્યો હોવા છતા, વિલાસ તે ગામના સઘળા પ્રતિષ્ઠિત માણસોને ઓળખતો, પરંતુ આ નવીન યુવક એને તદ્દન અપરિચિત હતો. એ યુવકે પોતેજ બોલવાની શરુઆત કીધી ને ત્હેણે કહેવા માડયુ:-"મ્હારા મામા પૂર્ણ ગગુલી આપના પાડોશી થાય છે આપની પાસેના મકાનમાજ એઓશ્રી રહે છે એમના ઘરમા બાપ દાદાના વખતથી દુગા પૂજા કરવાનો ચાલ છે, આપે હોણુ સાલ એ પૂજા બધ રાખવાનો મનાઈ હુકમ કાઢયો જણાય છે- આ ખબર સાભળીને હુ તો આભોજ બની ગયો છુ. ખરેખર, એવા હુકમનો અર્થ શો હશે, તે હુ સમજી શકતો નથી" આટલુ કહીને તે વિજયાની સામુ એકકી ટસે જોઇ રહ્યો. પ્રશ્ન અને તે પૂછવાની શૈલી વિજયાને કાઇક વિચિત્ર ભાસવાથી તે અચબો પામી તેમજ સહજ અસંતુષ્ઠ પણ થઇ, પરતુ કશોય જવાબ આપ્યો નહિ

જવાબ આપવાનું કર્તવ્ય વિલાસે બજાવ્યુ ત્હેણે તમરીભેર રૂઆબમા કહ્યુ -" મામાની ખાતર અહીં ઝગડો કરવા આવ્યા હો, એમ જણાય છે પરતુ કોની સાથે વાત કરો છો, તે ત્હમારે ભૂલી જવુ જોઇતુ નથી " યુવકે મ્હો મલકાવીને જીભ કરડી. ત્યાર બાદ રોકડો જવાબ આપ્યો-" હુ તે ભૂલી ગયો નથી તેમજ અહિ હુ ઝઘડો કરવા પણ આવ્યો નથી. પરતુ જે વાત સાભળી છે તેના પર મ્હારો

વિશ્વાસ બેઠો નહિ, જેથી એ સબંધમા ખરી હકીકતની માહીતી મેળવવાને અહિં આવ્યો છુ ”

વિલાસે કરડાકીમા ટકોર કરી –“ વિશ્વાસ કેમ નહિ બેઠો ? ”

યુવકે જણાવ્યુ –“ કેવી રીતે બેસે ? આપજ ન્યાય કરીને કહોની ‘ પોતાના પડોશીને વિના કારણ ત્હેની ધર્મશ્રદ્ધાની બાબતમા નાહક કોણ ડખલ કરી શકે ? એ વાતજ એવી છે કે એમા સ્વાભાવિક રીતેજ વિશ્વાસ નહિ બેસે ”

ધર્મવિષયક ચર્ચામા રસભર્યો ભાગ લેવાનુ વિલાસને અસલથીજ ઘણુ ગમતુ તેનો વિવાદ કરવાનો ઉત્સાહ એકાએક જાગૃત થતા, તે વ્યગમા કહેવા લાગ્યો –“ આપની દૃષ્ટીએ નિરર્થક હરતા, તેમા કશો અર્થ રહેશે નહિ, અગર આપ જેને ધર્મ ગણ્યો તેને બીજા બધાએ ધર્મ સમજી અમલમા મૂકવોજ જોઇએ, એવો કાઇ ખાસ નિયમ નથી, મૂર્તિ પૂજા એ હમારી દૃષ્ટિએ ધર્મ નથી, તેમજ તેનો નિષેધ કર્યાથી કોઇ પ્રકારનો અન્યાય થાય છે, એમ પણ હમે સમજતા નથી ”

આગન્તુક યુવકે ગભીર વિસ્મય સહિત વિજ્યા તરફ જોઇને કહ્યુ –“ આપ પણ શુ આમજ કહેશો કે ? ”

એના વિસ્મયથી વિજ્યાને કાઇક ક્ષોભ થયો, પરતુ તે લાગણી ખુલ્લી રીતે નહિ દર્શાવતા તેણે ધીમા અવાજે પ્રત્યુત્તર વાળ્યો — “ મ્હારી પાસે શુ આમની વિરૂદ્ધ અભિપ્રાય મેળવવાની આશા રાખો છો ? ”

વિલાસે ગર્વભેર હાસ્ય કરીને કહ્યુ,–“ હા, લાગે છે તો એમજ ! પરતુ એ બીચારા ગામડીયા લોકોનો શો વાક ? આપને એ લોકો કયાથી ઓળખી શકે ? ’

આગન્તુક નવીન યુવક થોડીકવાર સુધી કાઇ પણ બોલ્યા ચાલ્યા વગર વિજ્યાની સામુ જોઇ રહ્યો, ત્યાર પછી તે એનેજ સબોધીને કહેવા લાગ્યો,–“અલબત્ત હુ ગામડીયો હોવા છતા આ ગામનો વતની નથી તેમ છતા હુ આપની પાસે બીજી કોઇ આશા રાખતો નથી ‘મુર્ત્તિ પૂજા’ જે શબ્દ આપના મુખમાથી જોકે હમણાજ નીકળ્યો છે, તોપણ સાકાર નિરાકાર એ વિષયના જુના પુરાણા ઝઘડા વિષે અહિ હુ વિવાદ કરવા માગતો નથી આપ બ્રહ્મસમાજી છો, તે પણ મ્હને અજાણ્યુ નથી. પરતુ મ્હારી ફરીયાદ નિરાળીજ છે. આખા ગામમા ફકત આ એકજ સાર્વજનિક પૂજા છે ગામના બધાજ લોકો

આખા વરસમા આ ત્રણુ દિવસને પૂજાના ઓચ્છવ જેવા ગણે છે. બીજું બધુ કામકાજ છોડીને, તેઓ આ દિવસોનો તહેવાર પાળે છે. આ ગામ આપનુ છે. રૈયત પણુ આપના બાળબચ્ચાની જેમ આપની પોતાનીજ છે આપના સુખદ અમલ હેઠળ ગામના આનદ ઉત્સવમાં કોઇ પ્રકારની ઉણપ રહેવા પામે નહિ બલકે એવા ઉત્સવોમાં સોગણો ઉમેરો થાય-એવી આશા તો આપની તમામ રૈયતની હોઇ શકે. પરતુ તેમ થવાને બદલે, આપની દુખી છતા આજ્ઞાધીન પ્રજાના માથા ઉપર વગર લેવેદેવે આવુ દારૂણુ શોકજનક સકટ આવી પડશે, એવી કોણુ આશા રાખી શકે તેમ છે ? એવી કલ્પના પણુ અશ્રેય છે મ્હારો તો એમા વિશ્વાસ બેસતો નથી.”

વિજયા એકદમ ઉત્તર આપી શકી નહિ રૈયતનાં દુખની વાત સાભળતા વારને ત્હેનુ કોમલ હ્રદય પીગળી ગયુ, થોડીક વાર સુધી તો સઘળાનીજ જીભ સીવાઇ ગઇ.

વિલાસ બાબુ આખરે વિજયાના નિશબ્દ સ્નેહાર્દ્ર વદન મડલ તરફ ટગર ટગર જોવા લાગ્યા. ક્રોધાગ્નિથી ત્હેમનુ હ્રદય સળગી ઉઠતા ત્હમણે ઓચીંતો ધૂજારો કર્યો,—

“આપે બહુ બહુ વાતો કહી સાકાર નિરાકારની ચર્ચામા ઉડા ઉતરવા જેટલો વખત અત્યારે હમારી પાસે નથી જહાન્નમમા જવા દો એ વાતને આપના મામા ભલે એક નહિ ને એકસોને એક પૂતળા ઘડીને ઘરમા તેમનુ પૂજન કરે, એમા હમારા બાપનું કાંઇ જતુ નથી પરતુ ઢોલ નગારાનો રાત દિવસ ગડગડાટ કરીને કાનના પડદા ફાડી નાખે અને જાહેર સુલેહનો ભગ કરે તેજ વાત હમને અસહ્ય છે,”

આગન્તુક યુવક જરાક હસીને બોલ્યો—“આખો દિવસ ને રાત તો વાગતા નથી દરેક ઓચ્છવમા એવી ધાધલ તો હોય છેજ. કોઇ નહિ ને કોઇ વાજીત્ર વાગ્યા વિના રહેતુ નથી ” એટલુ કહીને વિજયાને ખાસ ઉદ્દેશીને કહેવા લાગ્યો —“આપને અઘવડ પડે, એ જો કે બનવાજોગ નથી, છતા રૈયતના સુખને ખાતર એટલી અઘવડ વેઠી લેવા કૃપા કરશો આપ તો રૈયતના માતૃ સ્થાને છો, એમના આનદનો અત્યાચાર—ઉપદ્રવ—આપ ત્હેમની માતા નહિ સહન કરશો, તો બીજુ કોણુ સહન કરવાનુ હતુ ?”

વિજયા પહેલાની માફક નિરૂત્તર રહી સકોચમનુ શુષ્ક હાસ્ય હસીને, વિલાસ બોલી ઉઠયો:—આપે કામ કાઢી લેવાને ખાતર, માતાની ઉપમા ભલી આપી· સાભળવામા પણ મજા પડી પરતુ

જીજ્ઞાસા સહજ આટલીજ થાય છે કે, આપ જાતેજ મુસલમાન હત અને મામાશ્રીની આગળ મોહરમના વાજીંત્ર વગાડવા મંડી જાત, તો એ શું ત્હેમના કાનને સારૂં લાગત કે? તે ગમે તેમ હોય, નાહક લમણા ઝીક અને મિથ્યા ડાચાકુટ કરવાની અત્યારે મ્હને ફુરસદ નથી, પિતાજીએ જે હુકમ ફરમાવ્યો છે, તે પ્રમાણેજ અમલ થશે કલકત્તાથી અમને અહિં તેડાવ્યા છે, તે વિના કારણ ઢોલ નગારા અને કાસીયાના ગડગડાટથી બ્હેરા બનાવવા સારૂ બોલાવ્યા નથી એવા ધતીંગ ધાધલની ધમાલ હમારે નહિ જોઇએ"

વિલાસની કરડાકી ભરી ટકોર તથા તેજદાર તમરી જોઇને પેલા નવીન યુવકના ડોળા ફરી ગયા તરતજ ત્હેણે આંખ ફેરવીને વિલાસને ગેકડો જવાબ પકડાવ્યો—"આપના પિતા કોણ થાય છે, તેમજ મનાઇ હુકમ કરવાનો ત્હેમને શો અધિકાર હશે, તે હું જાણતો નથી પરંતુ આપે મોહરમની અદ્દભુત સરખામણી કરી એ વાત પણ અહીં બંધ બેસતી નથી કેમકે, હિન્દુઓના શાન્ત વાજીંત્રને ઠેકાણે, મુસલમાનોના મોહરમનું ડગોરીયું વાજીત્ર હત, તો તેનો ભયંકર ગડગડાટ એમનાથી કેમ સહન થઇ શકત? નિર્દોષ અને શાન્ત એવા પોતાના દેશબન્ધુઓના પ્રત્યે આ શું એક પ્રકારનો અત્યાચાર નથી?"

વિલાસ એકદમ ખુરશી પરથી છલંગ મારીને ઉભો થઇ ગયો. ડોળા ધુરકાવીને તે ગુસ્સાભેર ગાજી ઉઠયો—"પિતાજીના સબંધમાં સભાળીને બોલો નહિતર મ્હારે બીજા ઇલાજો લેવા પડશે 'તે કોણ અને ત્હેમનો શો અધિકાર' એવું બોલનારની પુછડી તો આજેજ જોઇ!"

નવીન યુવક આશ્ચર્યભેર વિલાસના મ્હો સામું તાકી રહ્યો, પરંતુ ભયનું લેશ માત્ર ચિન્હ ત્હેના મ્હોડા પર દીસતું નહતું, એથી ઉલટું, પોતાનાજ મકાનમાં બેસીને પોતાની નજર સમક્ષ એક અપરિચિત યુવકની સાથે વિલાસે આવું અશિષ્ટ–ઉદ્ધત વર્ત્તન રાખ્યાથી ક્રોધ અને લજ્જાથી વિજયાનું મ્હો લાલચોળ થઇ ગયું હતું પેલો યુવક થોડીક વાર સુધી વિલાસના મ્હો સામું ટગર ટગર જોઇ રહ્યો, પછી તરતજ એના તરફથી દ્રષ્ટિ ફેરવી નાખીને, વિજયાને ઉદ્દેશીને કહેવા લાગ્યો—"મારા મામા' મોટા માણસ નથી, એમની પૂજાનો સમારંભ બહુ ભારે નથી તોપણ આપની રૈયતનો આ આખા વર્ષનો એક માત્ર ઉત્સવ છે એથી કદાચ આપને અગવડ વેઠવી પડે, એ સંભવિત છે, પરંતુ તેથી શું આપની રૈયતના આનંદમાં ભંગાણ પડવા દેશો? ત્હેમના સુખને ખાતર શું આપ એટલું સહન નાહ કરી શકો?"

વિલાસે ક્રોધથી ધુંઆ પુઆ થઇ, પાસેના ટેબલ ઉપર જોરથી હાથ પછાડયો પછી તે એકદમ ગર્જના કરી ઉઠયો—"ના, નહિ સહન કરી શકાય એક હજાર વાર નહિ સહન કરી શકાય. કેટલાક મુર્ખ અભણ ખેડુતોની ઘેલછા સહન કરવાને કોઇ જાગીરદારી કરતું નથી ત્હમારે હવે બીજુ કાઇ પણ કહેવાનુ ના હોય, તો ચાલવા માંડો—નાહક હમારો વખત ગુમાવશો નહિ," એમ કહીને વિલાસે હાથ વતી દરવાજો દેખાડયો

એની આવી ધમપછાડ અને ધડક ફુંજારો જોઇને, પેલો નવીન યુવક તો થોડીકવાર સુધી ગુચવાઇ ગયો. શું જવાબ દેવો તેની ત્હેને સુઝ પડી નહિ પરતુ પિતાની પાસે વિજયાએ નિષ્ફલ શિક્ષણ મેળવ્યુ નહતુ શાન્ત, ધીર ભાવે વિલાસના પ્રત્યે દ્રષ્ટિપાત કરીને તે કહેવા લાગી—"આપના પિતાજી મ્હને પોતાની પુત્રી જેવીજ ગણુતા હોવાથી ત્હેમણે આ લોકોની પૂજાની મના કીધી છે પરતુ હું ધારૂ છુ કે ત્રણ ચાર દિવસ જરા એટલી ડખલ—"

તેને પૂરૂ બોલવા દેતા પહેલાજ વિલાસ અધવચ અટકાવીને ગુસ્સાભેર ગાજી ઉઠયો—"એ ડખલ કેવળ અસહ્ય છે! આપ એ જાણુતા નથી તેથીજ"

વિજયાએ હસ્તા હસ્તા પ્રત્યુત્તર વાળ્યો—" એ ડખલ તો હશે. કદાચ,—પણુ તે કેટલા દિવસની? ફક્ત ત્રણુજ દિવસને માટે મ્હને હેરાનગતિ થવાની આપ ભીતિ રાખો છો પરતુ આપણે કલકત્તામાં હત, તો શુ કરત વારૂ? ત્યા આગળ કોઇ આઠે પ્રહર કાનની પાસેજ તોપના ધડાકા કરે, તોપણુ ઝખ મારીને ચૂપ બેસી રહેવુજ પડે કેની?" એમ કહીને નવા આવેલા યુવકના તરફ હસીને દૃષ્ટિપાત કરતા તે કહેવા લાગી—" આપના મામાને મ્હારા તરફથી વરદી આપજો કે ત્હમે દર વખત જેમ કર્યા કરો છો, તે મુજબ હોણુ સાલ પણુ નીરાતે પૂજા કરજો, મ્હને લેશ માત્ર પણુ હરકત નથી."

આગન્તુક યુવક, તેમજ વિલાસ બાબુ એ બન્ને જણા આ સાભળીને આશ્ચર્યચકિત થઇ વિજયાની સામુ જોઇ રહ્યા

" આપ ત્યારે અહિ આવતા રહેજો," એમ કહી વિજયાએ હાવ ભાવ સહિત નમસ્કાર કર્યા એટલે પેલો અપરિચિત યુવક પણુ પોતાની વિવિધ લાગણીઓને સયમિત કરીને ઉભો થયો, વિજયાને ધન્યવાદના બે શબ્દ કહી ત્હેણે ફરી નમસ્કાર કીધા, તથા વિલાસને પણુ નમન કરીને તે ધીરે ધીરે બહાર ચાલ્યો ગયો અલબત્ત ગુસ્સાથી લાલપીળા થએલા વિલાસે મ્હો ફેરવી નાખીને તેનો અસ્વીકાર કર્યો, પરંતુ તે બે જણુમાથી કોઇએ પણુ જાણ્યુ નહિ કે,એ અપરિચિત યુવક તે બીજો કોણુ નાહ પણુ તેઓના પિતાના મિત્ર જગદીશનો પુત્ર નરેન્દ્ર નાથ હતો.

# પ્રકરણ ૫.

## ટપાટપી.

તેના ગયા પછી થોડીક ક્ષણ સુધી વિજયા ચુપચુપ બેસી રહી એકાએક મુખ ઉંચુ કરતા, ત્હેના ગાલ ઉપર અનેરી સુરખી જણાઇ આવી એ વખતે વિલાસનુ ધ્યાન જો અન્યત્ર રોકાએલું રહ્યુ નાહત, તો ત્હેના વિસ્મય તેમજ અભિમાનની પરિસીમા રહેતા પામત નહિ વિજયા આખરે મૃદુહાસ્ય હસીને બોલી ઉઠી–" આપણી વાતનો તો છેડો આવ્યો નહિ, એમ જો થાય, તો આપના પિતાની માફકજ મીલકતની વ્યવસ્થા કરવી, કેમ, ખરૂ ને ? "

વિલાસ બારી બહાર જોઇ રહયો હતો ત્હેણે વિચારની ધુનમા ને ધુનમાજ ટુકેથી પતાવ્યુ " હ એ "

વિજયાએ પ્રશ્ન કર્યો —" પણ એમા કાઇ અડચણ પડે તેમ નથી ને?"

વિલાસ બોલ્યો "ના"

વિજયાએ ફરી પ્રશ્ન કર્યો —" આજે પિતાજી આણી તરફ અત્યારે આવશે ખરા ? "

વિલાસે જણાવ્યુ —" કહી શકાય નહિ "

વિજયાએ હસીને કહ્યુ —" કેમ, આજે મિજાસ ખોયો ને ? "

આ વખત વીલાસે મ્હો એના તરફ ફેરવી ગભીર પણે જવાબ દીધો –મિજાસ નાખોયો હોય તોપણ પિતાનુ અપમાન થતા પુત્રનુ દીલ ખાટુ થાય, એ મ્હારી સમજ પ્રમાણે અસ્વાભાવિક નથી."

એના આ શબ્દો વિજયાને મર્મવિદારી લાગ્યા, તેમ છતા ત્હેણે હસીને પ્રત્યુત્તર વાળ્યો –"પરતુ એમા એમનું માનભગ થાય છે. એવી ભૂલભરી ભ્રમણા ત્હમને કયાથી ઉપજી ? મ્હારા પ્રત્યેના અનહદ હેતને લીધે એમને એમ લાગ્યુ કે, એ પૂજાની ધમાલથી મ્હને કષ્ટ થશે, પરતુ કષ્ટ કાઇ થવાનુ નથી, એટલુજ મ્હે ફક્ત પેલા સજ્જનને જાહેર કર્યું, એમા માન અપમાનની વાત તો કાઇયે નથી, વિલાસબાબુ !"

વીલાસના ગાભીર્યની સીમા એથી લેશ માત્ર પણ કમી થઇ નહિ. ત્હેણે માથુ ધૂણાવીને જવાબ દીધો –"ના, એ વાત નથી. ભલે, ત્હમારે ત્હમારી મીલકતનો વહીવટ ત્હમારા કબજામા રાખવો હોય, તો ખુશીથી રાખો, પરંતુ હવે પછીથી મ્હારે પિતાજીને સાવધ કરી દેવા પડશે; નહિતર પુત્ર તરીકેની મ્હારી ફરજમા ઉણપ આવે.

આવા અણુધાર્યા તોછડા જવાબથી વિજ્યા તો સડકજ થઇ ગઇ થોડીક વાર પછી હ્હેણે અસત ખિન્ન થઇને કહ્યુ–આવી એક સાધારણ વાતને હ્હમે આવુ ભયકર રૂપ કલ્પી, રજનુ ગજ કરશો એવો મ્હારા મનમા તો ખ્યાલ સરખોયે ન હતો ઠીક, મ્હારી સમજફેર થઇ હોય, અને મ્હારા હાથે અન્યાય થયો હોય, તો તે અપરાધ હુ કબુલ કરૂ છુ, અને આશા રાખુ છુ કે ભવિષ્યમા એવુ થશે નહિ " એટલુ કહી, વિજયાએ વિલાસના તરફ દૃષ્ટિપાત કરીને ઉડો નિસાસો નાખ્યો હ્હેણે ધાર્યુ હતુ કે હુ મ્હારા અપરાધની ક્ષમા યાચીશ, એટલે એનો ઉભરો શમી જશે પરતુ એ બીચારીને એ વાતની ખબર ન હતી કે કેટલાક માણસોને જૂના પુરાણા ખરજવાની પેઠે પારકાના કલ્પિત છિદ્રો શોધી કાઢી તેમની પાછળ પડ્યા રહેવાની ટેવ હોય છે તેઓની ચેળ કદીયે શાન્ત થતીજ નથી એ નિયમાનુસાર વિલાસ પોતાના દુરાગ્રહના પૂછડાને વળગી રહીને બોલી ઉઠયો –"એમ હોય તો પૂર્ણ ગગુલીને ખબર કરો કે રાસબિહારી બાબુએ જે હુકમ ફરમાવ્યો છે, તેમા કોઇ પણ પ્રકારનો ફેરફાર કરવાની મ્હારી સત્તા નથી " વિજ્યાને તે વખતે એના નિચ નિર્દય સ્વભાવની બરાબર પ્રતીતિ થઇ થોડીક વાર સુધી તે કાઇ પણ બોલ્યા ચાલ્યા વગર હ્હેના સામુ એકકી ટસે જોઇ રહી. ત્યાર પછી તે હળવે રહીને કહેવા લાગી – " એમ તે કાઇ થાય ? એતો ગજબ અન્યાય કર્યો કહેવાય હા, પણ આપણે એક કામ કરીએ, હમણાજ કાકા બાબુને પત્રદ્વારા વીનવીને હ્હેમની સમતિ મગાવી લઉં છુ. "

વિલાસ બોલ્યો –" એવી સમતિ મગાવવી નહિ મગાવવી તે બનુ સરખુજ છે હ્હમેજ જાતે જ્યારે આખા ગામમા એમને અશ્રદ્ધાનુ પાત્ર બનાવવા તૈયાર થયા છો, ત્યારે મ્હારે પણ અપ્રિય કર્તવ્ય બજાવવુ પડવાનુ "

વિજયાનુ હૃદય એકાએક ક્રોધથી ભરપૂર ભરાઇ ગયુ, પરતુ આત્મ સયમ કરીને, હ્હેણે ધીરા સાસ્તા થઇને પ્રશ્ન કર્યો –' એ કર્તવ્ય વળી કેવુક હશે ' " વિલાસ બોલ્યો –" આપની જાગીરદારીના વહીવટમાથી એમને અલગ રાખવાનુ " " આપની સલાહ એઓશ્રી કબુલ રાખશે, એમ આપ ધારો છો ? "

" આખરે મ્હારે એવાજ પગલા લેવા પડવાના "

ક્ષણ ભર માન રહી, વિજ્યાએ તેવીજ ગભીરતાથી પ્રત્યુત્તર આપ્યો –" વારૂ આપને જેમ યોગ્ય લાગે તેમ કરજો, પરતુ બીજાના ધર્મ કર્મમા હુ ડખલ નહિ કરૂ "

ત્હેના કોમળ કંઠની મૃદુતા વડે પણ વિલાસના અંતરમાં રહેલો ક્રોધાગ્નિ શાન્ત થયો નહિ તે એકદમ ઉછળી પડ્યો-" આપના પિતા અત્યારે જીવતા હત, તો આવું ઉદ્ધત સાહસ તે કદી કરત નહિ "

વિજયાએ સામો ટાણો મારતા કહ્યું -" આપના કરતા મ્હારા પિતાની વાત હું વધારે જાણું છું વિલાસ બાબુ ! પરંતુ એ સંબંધી તર્ક કર્યાથી શું વળ્યું ?-મ્હારે સ્નાન કરવાની વેળા થઇ, હવે હું જઇશ " એટલું કહી તે મિથ્યા વિતંડાવાદનો પરાણે અન્ત લાવવા સારૂ ફરીને ચાલતી થઇ પછી તો પૂછવુંજ શું ? ક્રોધથી ઉન્મત્ત થએલા વિલાસના મગજનો પારો એકદમ વધી ગયો તે પોતાનું ખરેખરૂં ભાન ભુલાવીને ગાજી ઉઠ્યો -"બૈરાની જાતજ સાલી આવી નીમકહરામ હોય છે ! ' વિજયા વિજળીના વેગે પાછી ત્યાં આગળ આવી થોડીક ક્ષણ લગી એ અનાડીના સામું તીક્ષ્ણ દૃષ્ટિપાત કરી પગનીઠેસ મારીને કાંઇપણ બોલ્યાચાલ્યા વગર ત્યાંથી પાછી ચાલી ગઇ વિલાસ તો એ દૃશ્ય જોઇ ભોંઠોજ પડી ગયો ! એણે ધાર્યું હતું શું ને થઇ ગયું શું? ગમે તે પ્રકારે વિજયા પાસે પોતાનો કક્કો ખરો કરાવવો હતો, પરંતુ એણે જયારે નમતું મુક્યું નહિ, ત્યારે તો વિલાસ સપ્તચાટ પડી ગયો ઘડીકવાર માથું ખજવાળ્યા કરી, બ્હીલું બ્હીલું મ્હો કરીને તે ઘેર આવ્યો ગયો સમી સાંજના સમયે રાસબિહારી પુત્રને લઇને મળવા આવ્યો આવતા વારને તે કહેવા લાગ્યો -"બ્હેન ! આતો કાંઇ ઠીક થયું નહિ મ્હારા હુકમની વિરૂધ્ધ હુકમ કાઢીને ત્હેં મ્હને ચાટ પાડી નાખ્યો, મ્હારૂં માન રાખ્યું નહિ ખેર, આ જાગીર ત્હારી છે, એટલે એના વિષે બધું ચોળાચોળ કરતો નથી પરંતુ વારંવાર આવું થયા કરશે, તો મ્હારે મ્હારૂં આત્મ સન્માન જાળવવાને ખાતર ત્હારાથી અલગ થવુંજ પડશે, એ વાતની હું તને અત્યારથીજ ચેતવણી આપી દઉં છું,"

વિજયાએ કશોય જવાબ આપ્યો નહિ, બનકે મૌન રહીને ત્હેણે એક પ્રકારે પોતાનો ગુન્હો કબુલ કરી લીધો. તે ઉપરથી રાસબિહારીએ નરમ પડી જઈ, એ વાતને દાબી દેવાના હેતુથી બીજો વિષય હાથ પર લીધો તે કહેવા લાગ્યો -જગદીશની સઘળી મીલકત આપણે સમાજને દાન કરી દેવાનો નિશ્ચય કરી દીધો છે, તો હવે વધુ વિલંબ નહિ કરતા આ પૂજાના તહેવાર પુરા થાય, એટલે એની તમામ મીલકતનો આપણે કબજો લેવો પડશે "

વિજ્યાએ માથું નમાવીને કહ્યું-"આપને જેમ યોગ્ય લાગે તેમજ થશે દેવું પતાવી દેવાની એની મુદત પણ ખલાસ થઇ ગઇ છે!"

રાસબિહારી બોલ્યો.-"ઘણા દિવસથી જગદીશે પોતાના નાના મોટા બધા દેવાને એક જથે કરી દેવા ખાતર ત્હારા પિતાની પાસેથી દસ હજાર રૂપીઆ આઠ વરસની અંદર પાછા ભરી દેવાની શરતે ઉછીના લીધા હતા એ કરજને માટે ખત કબાલા પણ થઇ ગયા હતા તેમા જગદીશે એવી શરત કબુલ કરી હતી કે એટલી મુદતમા જો કરજ અદા નહિ કરી શકાય, તો વાડી વજીફા વગેરે એની તમામ મીલકત એણે આપી દેવી એ આઠ વરસની મુદત પૂરી થઇ ને નવમુ વરસ આ ચાલે છે,"

વિજયા થોડીકવાર સુધી તો નીચુ ઘાલીને બેસી રહી ત્યાર બાદ તે મૃદુસ્વરે કહેવા લાગી-"સાભળ્યા મુજબ એનો પુત્ર અત્યારે આ સ્થળે છે, એને અહીં બોલાવી જોઇએ વખતે એ સબધમા એ કાઇક પ્રયત્ન કરી શકે એમ હોય તો"

રાસબિહારી એકદમ છજી પડયો-"તે એ નહિ કરી શકે, અને"

વિલાસ ઓચીંતો ગાજી ઉઠયો-"પૈસા લેતી વખતે તો એ દારૂડીયાને કશી ગરજ હતી? અને તેથી શી શરત કરી ગયો? હવે એનો દીકરો કેમ કરીને બધી રકમ પતાવવાનો છે!"

વિજયા પહેલા તો વિલાસના તરફ જોઇ રહી ત્યાર બાદ રાસબિહારીના તરફ દ્રષ્ટિપાત કરી દ્રઢતાથી કહેવા લાગી-"ગમે તેમ પણ એ જગદીશ મ્હારા પિતાનો મિત્ર હતો પિતાજી મ્હને એનુ માન રાખવાનુ કહી ગયા છે-"

વિલાસ ફરી બખાળી ઉઠયો-"તે ગમે તેમ હોય, પણ આખરે એ-"

રાસબિહારીએ અધવચ અટકાવીને કહ્યુ-"હવે બસકર વિલાસ!"

વિલાસે પ્રત્યુત્તર આપ્યો-"એ બધી ભાવનાઓ (Sentiments) ને હુ પસંદ કરતો નથી પછી તમારે જેને ખીજવવાનુ હોય તે ખીજવાવ, અને જે કાઇ કરવુ હોય તે કરો સત્ય બોલતા મ્હને કોઇ પ્રકારનો ભય નથી નડવાનો, અને સત્યને કાજે ઝઝુમતા હુ કદીયે પાછી પાની નથી કરવાનો"

બન્ને પક્ષનુ સમાધાન કરવાના હેતુથી, રાસબિહારીએ હસતા મ્હોયે કહેવા માડ્યુ,-"તે બરાબર છે, આપણા કુટુબના માણસોનો સ્વભાવજ એવો ખરાબોલો છે, ત્હને ખબર છે, બ્હેન વિજયા! મ્હે તેમજ ત્હારા પિતાએ એટલા ખાતર તો આખા

દેશની સામા પડીને–કોઇ વાતનો લેશ માત્ર ડર રાખ્યા વગર–પર ધર્મનો સ્વીકાર કર્યો છે"

વિજયા બોલી ઉઠી–"પિતાજી મરતા આગમચ મ્હને એવો હુકમ કરી ગયા છે કે મ્હારા બાલમિત્ર જગદીશના મકાન જમીન વગેરે એના દેવા પેટે હરાજ કરવા નહિ" એટલુ બોલતા બોલતામા એની આખ્યોમાથી દડદડ આસુ વહેવા લાગ્યા પિતાની આજ્ઞાનો વિજયાને અત્યાર સુધી કાઇ ખ્યાલ રહ્યો નહતો, પરતુ અત્યારે તેજ આજ્ઞા એને ઇશ્વરના ફરમાન જેવી પવિત્ર સમજાવા લાગી વિલાસ બોલ્યો–"એમ હતુ ત્યારે ત્હમારા પિતાએ એનુ દેવુ માફ કરતા જવુ હતુ ને ?"

આ ટકોરનો કાઇ પણ જવાબ આપ્યા વગર, વિજયા રાસબિહારીના મ્હો તરફ નજર ફેરવીને કહેવા લાગી–"મ્હારી ઇચ્છા તો એવી ખરી કે જગદીશમામુના પુત્રને અહિ બોલાવીને એને બધી વાતનો ખુલાસો કરવો'

ત્હેનો જવાબ દેતા પહેલાજ, વિલાસ આ વચન નિર્લજ્જપણે બોલી ઉઠ્યો–'અને એ હજુ બીજા દશ વરસની મુદત માગે તો ? તે પણ આપવી કેમ ? એમ થાય, એટલે પછી તાજની પ્રતિજ્ઞાની આશા સમુદ્રને છેક તળીયે પહોંચી જવાની !'

એનો પણ જવાબ દીધા વગર રાસબિહારીનેજ ઉદ્દેશીને વિજયા કહેવા લાગી–"એક વખત આપ એને બોલાવી તો જુઓ એની શી ઇચ્છા છે, તે આપણે જાણી શકીએ તો ખરા"

રાસબિહારી મહા પુચ્ચાનો પીર હતો, છોકરાની ઉદ્ધતાઇથી તે મનમા તો નારાજ થયો હતો, તેપણ બહારથી ત્હેનો મો ના જાળવી રાખવાના ઉદ્દેશથી તે હસતે રહી કહેવા લાગ્યો–"જો, બ્હેન ! આ પણ વિચારવા જેવુ કામ છે આપણા મનની વાત ત્રીજે કાને પહોચે એ ઠીક નહિ જોની બ્હેન ! એમા ત્હારી ભુલ થાય છે, જાગીરદારી કરવી એ બચ્ચાના ખેલ નથી આમા દેખીતી રીતે ગરજ કોને વધારે હોવી જોઇએ ત્હેને કે જગદીશના પુત્રને ? એનામા દેવુ પતાવી દેવા જેટલુ જુનુ હોય, તો તો એ ક્યારનોયે અહિ આવીને એ સબધી ખટપટ કરી ગયો હોત પણ હવે આપણે ગરજવાન થઇ એને અહિ બોલાવી મગાવવાની ચેષ્ટા કરીએ, તો એ નાહક ગુમાનમા આવી જઇ, ઉલટો આખ આડા કાન કરી બેસે, અને નાણા આપવાનો હોય તોયે ના

આપે અને તેનુ પરિણામ એ આવે કે સમાજનુ ગૌરવ વધારવાનો આપણો સકલ્પ મનમા ને મનમાજ રહી જાય. બ્હેન ! જરાક વિચાર કરી જોશે, તો મ્હારૂ કથન ત્હારે ગળે ઉતર્યા વિના રહેશે નહિ."

વિજયા ચુપચુપ બેસી રહી ત્હેના મનનો આશય કળી જઇને રાસબિહારી થોડીકવાર રહીને કહેવા લાગ્યો:-"ઠીક ત્યારે એને ખબર આપ્યા વગર કાઇ પણ પગલુ નહિ ભરીએ. એ જો વેળાસર આવી પહોચે તો તો ઠીકજ છે નહિતર પછી જોઇ લઇશું. ત્હારો શો અભિપ્રાય છે, એ સબધમા ?"

વિજયાએ ડોકુ હલાવીને કહ્યુ -"ઠીક" પરતુ ત્હેના ચહેરાના દેખાવપરથી સ્પષ્ટ ભાસતુ હતુ કે આ વાત એના મનને જરાયે રૂચતી નહતી રાસબિહારીએ આજેજ વિજયાને એના ખરા સ્વરૂપમા પીછાણી એ બુઢો સમજી ગયો કે આ છોકરી ઉમ્મરમા નાની હોવાછતા મહા પહોચેલ બુટ્ટી છે ત્હેના બાપની સઘળી મીલકતની તે જાતે માલીક છે, એ વાત તે સારી પેઠે સમજતી હોવાથી એને હથેલીમા નચાવતા ઘણો સમય લાગશે એથી આજે એકની એક બાબત પર વધારે ચુથણુ પીંખણુ કરવાની જરૂર નથી, એમ ધારીને સન્ધ્યાકાળની ઉપાસનાનો સમય થયો છે એમ કહીને ને ઘેર જવા ઉભો થયો વિજયા પ્રણામ કરીને કાઇ પણ બોલ્યા વગર આસન ઉપરથી ઉભી થઇ એટલે તે આશીર્વાદ અ પીને ચાલતો થયો થોડીવાર મૌન રહ્યા પછી, વિજયા બોલી ઉઠી -"આજે મ્હારે ઘણા કાગળો લખવાના છે-આપને કાઇ ખાસ કામ છે ?"

વિનામે નિઃસકોચ માત્ર જવાબ આપ્યો -'ના, કાઇ નથી નીરાતે જાઓ" "ઠીક, ત્યારે" એમ કહી નમસ્કાર કરીને વિજયા ત્યા આગળથી અદરના ભાગમા ચાલી ગઇ

---

# પ્રકરણ ૬.

## પ્રણય-સંચાર.

દિવસના સ્વર્ગારોહણ [illegible] સરસ્વતીને સામે કિનારે હતુ તે વખતે શરદઋતુ [illegible] હેમતી, સરસ્વતીનુ પાણી પણ નિ [illegible] હતુ [illegible] કિનારા ઉપર ચઢીને ખેડુત વગેરે [illegible] પણ ગ્રામ્યને કર્યુ થઇ ગયો હતો [illegible] ના ઉપર વિજયા પોતાના

રૂદ દરવાન કાનાઇસીંગને સાથે રાખીને ફરવા નીકળી પડી છે. સામે પાર બાવળ, વાંસ, ખજુરી વગેરેના ઝાડ આવી રહ્યા હતા એ ઝાડ પાલાઓના પાંદડાની વચ્ચે થઇને અસ્ત પામતા સૂર્યની રતાશ ભરી સુરખી વારવાર હેના મુખ ઉપર પથરાઇ રહેતી. બધી દિશામા નજર ફેરવતી ફેરવતી તે ચાલતી હતી. નદીના બન્ને કિનારા ઉપરનું સૌન્દર્ય નીરખતી હતી. એવામા ઉત્તર દિશા તરફ હેની દૃષ્ટિ ઓચીંતી પડી. નદીની વચ્ચોવચ્ચ કેટલાક વાંસ ગોઠવી દઇને પૂલ જેવી રચના કરવામા આવી હતી તે બરાબર નીહાળવાને વિજયા જરાક આગળ જઇને ઉભી રહેતા પાસેજ એક મનુષ્ય માછલા પકડવાની ખટપટ કરતો હેના જોવામા આવ્યો વિજયાને જોતાવારને હેણે મુખ ઉચુ કરીને નમસ્કાર કર્યા. એ વખતે વિજયાના મ્હો પર સૂર્યના કિરણો એકાએક પથરાઇ રહ્યા હશે કે કેમ? તે તો પ્રભુ જાણે! પરંતુ હેમની દૃષ્ટોદૃષ્ટ મળતા વારને વિજયાનુ ગૌરવર્ણનુ મુખકમલ જાણે એકાએક રંગાઇ ગયું કેમના હોય તેમ ભાસ્યુ માછલા પકડનારો મનુષ્ય બીજો કોઇ નહિ પણ પોતાના મામા પૂર્ણ બાબુને ખાતર રજા લેવા આવ્યો હતો, તેજ હતો વિજયાની પાસ આવીને હેણે હસતા હસતા કહ્યુ —ઉકળાટનાં વખતમા નદી કિનારા ઉપરનો આ ભાગ ફરવાને માટે ખરાબ જગ્યા નથી. પરંતુ આ સમયે મેલેરીયાનો ભય પણ કાંઈ ઓછો નથી એ બાબતની આપને કોઇએ ચેતવણી આપી હોય એમ લાગતુ નથી,”

વિજયાએ ડોકુ ધુણાવીને કહ્યુ —“ના” પરંતુ બીજીજ ક્ષણેજ આત્મસંયમ કરી લઇ, મંદહાસ્ય કરીને કહેવા લાગી — મેલેરીયા નાને ઓછોજ આ ગામને ઓળખીને હેમના પર તરાપ મારે છે? મ્હને તો એ વાતની ખબર ન્હોતી તેથી અહિ આવી ચઢી, પણ એ સઘળુ જાણી બુઝીને આપ કેમ અહીં નદી આગળ બેસી રહ્યા છો? જોઉં તો ખરી, કેટલુંક માછલુ પકડ્યુ છે?” તે યુવક હસીને બોલ્યો — “નાનકડી માછલી પણ એ જાળમા ફક્ત ભેજ પકડાયા છે મજુરી પણ પોસાતી નથી પરંતુ શુ કરીએ લાચાર, આપની માફક મ્હનેય અહિ બધા પરદેશી કહે છે જેમ તેમ મહારા દિવસ પસાર થાય છે— કોઇ કરતા કોઇની સાથેય વાતચીત કરવાનો પરિચય નથી— પરંતુ ઉકળાટમા જેમ તેમ દહાડા તો કાઢવાજ પડે કની!

વિજયાએ હસતા હસતા કહ્યુ —“મ્હારી પણ લગભગ એવીજ હાલત છે આપનુ મકાન પુર્ણ બાબુની પડોશમાંજ હશે, કેમ?”

યુવકે કહ્યુ:—“ના” હાથવતી નદીનો સામો કીનારો દેખાડીને

બોલ્યો – "મ્હારૂ મકાન આ સામેના હિપડા ગામમા છે આ વાસનો પૂલ ઓળગીને જવાય છે

ગામનુ નામ સભળાવતાવારને વિજયાએ જીજ્ઞાસા કરી –ત્યારે તો મ્હરા ધારવા પ્રમાણે આપ જગદીશ બાબુના પુત્ર નરેન બાબુને ઓળખતા હોવા જોઇએ"

તે યુવકે માથુ હલાવી હા કહેતા, વિજયાએ કુતૂહલ ભર્યો પ્રશ્ન કર્યો –" ત્યારે તો એ કેવો માણસ છે, તે તો આપ જાણતાજ હશો!"

આટલુ પૂછ્યા બાદ, તે એકદમ પોતાની ધૃષ્ટતાને લઇને લજવાઇ ગઇ અનમત્ત યુવક એનુ લજ્જાથી નિચુ નમેલુ મુખ જોઇ શકયો નહિ તે હસીને બોલ્યો – એનુ પિતાનુ મકાન તો તમે દેવા પેટે કબજે કરી લીધુ છે, તો હવે એના વિષે વધુ પૂછપરછ કર્યાનુ શુ પ્રયોજન? પરતુ જે ઉદેશને ખાતર એની મીલકત હરાજ કરવામા આવનાર છે, તે વાત પણ સઘળાના જાણવામા આવી છે."

વિજયાએ પૂછ્યુ –મકાનનો કબજો તો લેવાઇ ગયો છે, એવીજ અર્થ આપણી તરફ ચાલી રહી હશે,"

યુવક બોલ્યો.–ના, ભવિષ્યમા લેવાની વાત છે. જગદીશ બાબુની તમામ મીલકતના તો તમારા પિતાની પાસે અગાઉથીજ કબાલા થઇ ગયા હતા, ત્હેના પુત્રનુ એટલુ ગજુ નથી કે દેવાની રકમ ભરપાઇ કરી શકે–મુદત પણ પુરી થઇ ગઇ છે."

"એમનુ મકાન કેવુક છે?"

"સરસ છે જે હેતુથી એનો કબજો લેવામાં આવે છે, તેને માટે યોગ્ય થઇ પડશે. ચાલોની મ્હારી સાથે જરાક આગળ જઇશુ એટલે મકાન આવીને ઉભુ રહેશે,

ચાલતા ચાલતા વિજયા કહેવા લાગી.–" આપ એ ગામના રહીશ છો, એટલે આપને બધી વાતની ખબર હશે, વારૂ ત્યારે સાભળવા પ્રમાણે નરેનબાબુ વિલાયત જઇ ડાક્ટરની પરીક્ષા પાસ કરી આવ્યા છે તો પછી કોઇ સારી જગ્યાએ 'પ્રેક્ટીસ' શરૂ કરી છે એ રીતે કમાણી કરીને બાપનુ ઋણ પતાવી દેવાનો એ પ્રયાસ આદરે તો કેવુ સારુ?"

યુવકે ડોકુ ધૂણાવી પ્રત્યુત્તર આપ્યો:–" એવા સબબ નથી. સાભળવા પ્રમાણે ચિકિત્સા કરવી કે નહિ તેજ વાતનો હજી એમણે વિચાર કર્યો નથી."

ડાક્ટરી શીખીને ધાડ શું મારી ? પુરૂષાર્થનુ પરીણામ કાંઇજ નહિ ! મ્હને લાગે છે કે એ બીચારો તદ્દન નમાલો હોવો જોઇએ ”

યુવક હસીને કહેવા લાગ્યો—વાત તો અસંભવિત નથી. તોપણ સાંભળ્યુ છે તે પ્રમાણે નરેનબાબુ પોતે ‘પ્રેકટીસ’ કરી રોગ સારા કરવાના કરતા એવુજ કાંઇક કરી જવા ઇચ્છે છે કે જેથી જન સમાજના બહોળા ભાગનુ કલ્યાણ થાય સાંભળવા પ્રમાણે અત્યારે એ નાનાપ્રકારના યંત્ર (machines) તૈયાર કરવામા રાતદિવસ પુષ્કળ પરિશ્રમ કરે છે “

વિજ્યા આશ્ચર્ય ચકિત થઇને કહેવા લાગી — એ તો મોટુ સાહસ કહેવાય પરંતુ એના ઘરબાર વેચાઇ ગયા પછી એ બધા પરિશ્રમથી શો શુક્રવાર વળશે ? એટલા માટે એણે કાંઇક અર્થોપાર્જન કરવુ જોઈએ વાઽ આપને તો ચોક્કસ ખબર હશેજ—વિલાયત જવા બદલ અહિંયાના લોકોએ એને ન્યાત બહાર મુકી દીધો હશે ”

યુવક બોલ્યો —“ હા, એમા વળી પૂછવાનુ શુ હતુ ? મ્હારા મામા પૂર્ણ બાબુ એના પણ એક પ્રકારે ખાસ આપ્ત સ્નેહી થાય છે, તેમ છતા પુજાના દિવસોમા એ એને પોતાને ત્યા નિમન્ત્રણ દઇ શકયા નથી. પરંતુ તેથી કાંઇ એનુ ખાટુ મોળુ થતુ નથી. એ ભલો ને એનુ ઘર ભલુ, રાત દહાડો પોતાના કામ પાછળજ મંડયો રહે છે, અને નવરાશના ગાળામાં છબી ચીતર્યા કરે છે ”

“ આ પેલુ જણાય છે તે એનુ મકાન ” એમ કહી ચોતરફ ઝાડ પાનથી વીંટળાએલુ એક જુનુ પુરાણુ મકાન ત્હેણે દૂરથી દેખાડયું તે વખતે વૃધ્ધ દરવાન ત્યા આવી પહોચ્યો અને કહેવા લાગ્યો કે, “ આપણે ઘણે દૂર નીકળી ગયાં છીએ, ઘેર જતા છેક અંધારૂ થઇ જશે, માટે હવે પાછા ચાલો ”

યુવકે જણાવ્યુ —“ હા, ખરી વાત છે, વાતમા ને વાતમા આપણે ઘણો રસ્તો કાપી નાખ્યો ” એને પણ પેલો વાસનો પૂલ ઓળગીને ગામમા જવાનું હતુ ,તેથી પાછા ફરવાનો હેતુ છતા પણ સાથે સાથે આવવા લાગ્યો વિજયા ક્ષણભર મનમા ને મનમા ચિન્તા કરીને બોલી ઉઠી — ત્યારે તો એને કોઇ પોતીકા સગા વહાલાને ઘેર આશ્રય મળવાની આશા પણ નહિ હોય ?

યુવક બોલ્યો —“ જરાયે નહિ. ”

વિજયા થોડીકવાર ચુપ રહીને કહેવા લાગી —એ કોઇની પાસે પણ જવાનુ પસંદ કરતો નથી તે પણ સારી વાત છે નહિતર આ મહિનો પૂરો થતા એને પોતાનુ મકાન છોડી જવાની નોટીસ આપવામા આવનાર છે —પછી કાંઇ નહિ તો છેવટે મ્હારી પાસે પણ આવી જવાની એકવાર તસ્દી લે, તોય સારૂં થાય ”

યુવક બોલ્યો -'એને મન તો એ જેવું સરખુંજ છે મળ્યા તો ઠીક નહિ મળ્યુ તો એ શું જતું રહ્યું' આપ તો ખરેખર એને એના મકાનમા રહેવા દેવાના નથીજને ?"

વિજયાએ કહ્યું -'તે અમે જેમ ઠરે, પણ થોડોક વખત તો રહેવા દેવોજ પડશેને ? દેવાનો ઠગ મીઠો હોય, તો પણ તેટલા ખાતર એનાએક કોઇને ત્હેના વરસાદ નડાવવા, એ કાંઇ સાધારણ વાત નથી ! પરંતુ આપની વાતચીત કરવાની ઢબ પરથી એમ સમજાય છે કે આપને એની સાથે કાંઇક પરિચય હોવો જોઇએ કેમ મ્હારૂ ધારવું ખરૂં છે ને ?"

યુવક કાંઇ બોલ્યો નહિ—ફક્ત હસવા લાગ્યો એવામા તેઓ પુન નજીક આવી પહોંચ્યા તે જોઇ એકાએક બોલી ઉઠ્યો—'આ હમારા ગામમા જવાનો રસ્તો આવ્યો નમસ્કાર!' એમ કહી નમસ્કાર કરીને તે પુન એ બાગની જંગલના રસ્તાની અંદર અદૃશ્ય થઇ ગયો. જૂના ઘરડા દરવાન માનાઇમિયે વિજયાને બચપણથી ઉછેરીને મોટી કીધી હતી ત્હેણે અંતરના ઉમળકાથી એની માબાપ જેવી સંભાળ રાખી હતી તેથી પોતાના બાપુની પેઠે તે એની સાથે લાગી ગયો હતો તે વિજયાની પાસે આવીને પૂછવા લાગ્યો—'એ બાબુજી કોણ હતા, બ્હેન ?"

વિજયાનુ મન અત્યારે ઠેકાણામા ન હતુ પેલા નવીન યુવક તેના ઉપર સંપૂર્ણ વિજય મેળવેલો હોવાથી, તે એનાજ વિચારમા ગરક થઇ ગયુ હતુ તેથી ઘરડા દરવાનનો પ્રશ્ન એના કાને પહોંચી શક્યોજ નહિ અન્ધકારથી છવાઇ રહેલા નદી તટના સમસ્ત નીરવ માધુર્યની ઉપેક્ષા કરીને, એ તો સ્વપ્નાવિષ્ટની પેઠે ફક્ત એકજ વાતની ધુનમાંને ધુનમા ચાલ્યા કરતી હતી "એ યુવક કેવો સુંદર છે ! ફરી ક્યારે હવે એનો મેળાપ થાય ?

## પ્રકરણ ૭.

### હૃદય—મિલન.

રાસબિહારી કહેવા લાગ્યો -"આપણે નોટીસ આપી છે, અને આપણેજ પાછા તે રદ કરવા જઇએ, તો પાંચ માણસની અંદર આપણું કેવુ દેખાશે, તેનો એકવાર વિચાર કરજો, બ્હેન !" વિજયા બોલી:-"આજ મતલબની એક ચીઠ્ઠી એના ઉપર લખી મોકલું તો કેવુ સારૂ ? હુ

નક્કી ખરૂં છું કે અપમાન થવાના ભયથીજ અહિં આવતા એનો પગ નહિ ઉપડતો હોય"

રાસબિહારી બોલી ઉઠયો – "અપમાન શેનું?"

વિજયાએ જણાવ્યું –" એને નક્કી એમ લાગતું હશે કે આપણે એની પ્રાર્થનાનો સ્વીકાર નહિ કરીએ "

રાસબિહારીએ કરડાકી કરતાં કહ્યું–"વાહ કેવો માની માણસ? એના અપમાનના ભયથી ડરી જાઇ, આપણે શું ત્યારે એને પગે પડતાં જવુંજ રહ્યું!"

વિજયાએ કંઇક ગભરાટ સાથે જવાબ દીધો –"એમાયે કાંઈ ખોટું નથી કાકાસાહેબ વગર માગ્યે દયા કરવામાં કોઇ પ્રકારે શરમાવાનું હોયજ નહિ!"

રાસબિહારીએ સામો ટાણો માર્યો.–" ભલે, એમ રાખો, શરમાવાનું નહિ હોય તો નહિ શરમાઇએ, પરંતુ આપણે સમાજની પ્રતિષ્ઠા વધારવાનો સંકલ્પ કર્યો છે તેનું શું કરવું?"

વિજયાએ પ્રત્યુત્તર વાળ્યો –"તેને માટે આપણે બીજી કાંઇક વ્યવસ્થા કરીશું"

રાસબિહારીને એ સાંભળીને મનમાં તો ઘણી ઝાળ ચઢી, પણ તે હસ્યો પોતે મહા પહોંચેલ બુદ્ધિ હોવાથી હસીને કહેવા લાગ્યો – "ત્હારા બાપા ખુબ ગદબદીયા મુકી ગયા છે, તેથી તું તો બ્હેન, બીજી વ્યવસ્થા પણ કરી શકે તેમ છે, પરંતુ પહેલાં આ વાતનો ખુલાસો કરી દે, બ્હેન! કે જે માણસને આજ પર્યન્ત કદી નજરે સુદ્ધાં દીઠો નથી, તેને ખાતર, હમારા સઘળાના આટઆટલા આગ્રહનો પણ અનાદર કરીને, તું કેમ આવડી પીડા વ્હોરી રહી છે? તેનું કાંઇ કારણ? ત્હારે પાંચ માણસ પોષવાના છે, દશ માણસના દેવા ચુકવવાના છે તે બધાને માટે કાંઇક વ્યવસ્થા કરી શકે તો તેમાં ત્હારૂં પણ કલ્યાણ સમાએલું છે આપણે તો ખરી કહેવાના, બ્હેન! પછી ત્હને સૂઝે તે ખરૂં."

વિજયા બોલી –" આપને એકવાર તો કહી ચુકી કે પિતાજીની એવી છેવટની મનાઇ છે વળી તે ઉપરાંત સાંભળ્યું છે કે—"

"શું સાંભળ્યું છે?"

નાહક ટીકા થવાના ભયથી વિજયાએ એની બીજી બધી પ્રવૃત્તિ સંબંધી વાત છેડી નહિ, માત્ર આટલુંજ કહ્યું –" મ્હારા સાંભળવા પ્રમાણે એને તો ન્યાત બહાર મૂક્યો છે; અને આપણે એને ઘર

બાર વરસનો કરી દીધું તો એના સગાવહાલા કોઈ એને સંઘરશે નહિ એ સંસર્ગ બહાર હોવાથી કોઇ કરતાં કોઇના તરફનો એને આશ્રય મળવાનો સંભવ નથી. એ સિવાય, ઘરબહાર વગરની એની નિરાધાર સ્થિતિનો વિચાર કરતા મ્હને બહુ લાગી આવે છે '

રાસબિહારી ગળગળો સાદ કરીને કહેવા લાગ્યો—' બ્હેન ! ત્હને આવડી ઉમ્મરે આટલુ કષ્ટ થાય છે તો મ્હારી ઉમ્મરના પ્રમાણમા મ્હને કેટલુ વધુ કષ્ટ થતુ હોવુ જોઇએ તેનો ખ્યાલ કરી જો અને મ્હારી જીંદગી દરમ્યાન અપ્રિય કર્તવ્ય બજાવવાનો આ કંઇ પ્રથમજ અનુભવ મ્હને થતો હશે એમ તુ સમજે છે ? પણ તેમ નથી ફરજ એ મ્હારી દૃષ્ટિએ રજ પણ ફરી ના શકાય તેવી વસ્તુ છે હૃદયની વૃત્તિઓને એની આગળ લક્ષમા લઇ શકાયજ નહિ વળી ત્હમારી મીલકતની સભાળ રાખવાની જોખમદારીનો બોજો મ્હારો મિત્ર વન માળી, જે મ્હારા શીર પર લાધી ગયો છે તેને માટે મરણકાળ પર્યન્ત હુ જવાબદાર છુ એ કઠોર કર્તવ્ય બજાવવામા કષ્ટ તો વેઠી લેવુજ પડે. મ્હારી સલાહ જો ત્હને અપ્રિય થઇ પડતી હોય તો ત્હારે બેશક મ્હને એ જવાબદારીમાથી છુટો કરવો જોઇએ, નહિતર ત્હારી કોઇ પણ ગેરવ્યાજબી ભલામણ હુ મજુર કરી શકીશ નહિ "

વિજયા મુખ નીચુ નમાવીને શાન્ત બેસી રહી પિતાના અપરાધને ખાતર ત્હેના પુત્રને ગૃહત્યાગ કરાવવાનો નિશ્ચય વિજયાની દ્રષ્ટિએ પાડાના વાકે પખાલીને ડામ દેવા જેવોજ ભાસ્યો ઉમ્મરના પ્રમાણમા રાસ બિહારી ત્હેના કરતા આઠ ગણી વધુ વેદના વેઠી લઇને કર્તવ્ય પાલન કરવા તૈયાર થયો હતો, એ વાત વિજયાને ગળે ઉતરી નહિ. એથી ઉલટુ એને મન તો એ બળીયાના બે ભાગ જેવી નીતિ લાગી. સત્તાધારીએ હૃદયહીન નિષ્ઠુરતાથી નિરૂપાય હતભાગ્યને સતાવવા એ સિવાય એનો બીજો કશો સાર ત્હેને સમજાયો નહિ. પરંતુ બળજોરીથી પોતાની ઇચ્છા અમલમા મૂકવાનુ સાહસ પણ તેનાથી થઇ શકે તેમ હતુ નહિ. વળી આ વાત તે સારી પેઠે સમજતી હતી કે એ બન્ને બાપ દીકરાને ભારે ઠાઠમાઠથી ગામડામા બ્રાહ્મ મન્દિરની સ્થાપના કરવાની મહત્વાકાંક્ષા છે એટલા માટેજ પોતાની એ રીતે નામના કરી જવાના હેતુથીજ તેઓ આટલી જીદ તેમજ જબરદસ્તી કરી રહ્યા હતા રાસબિહારી વધુ કાઇ પણ બોલ્યો નહિ, વિજયાએ પણ થોડીક વાર સુધી મૌન રાખી પોતાની શબ્દ રહિત સંમતિ આપી હોય એવો ભાસ થયો, પરતુ અંદરખાનેથી તો તેનુ પરાયા દુખે પીગળનાર,

સ્નેહ નિરઝરથી સુવાળુ બનેલુ એવુ નારી-ચિત્ત એ ઘરડા બુઢ્ઢા પ્રત્યે અશ્રદ્ધા તથા ત્હેના પુત્રના તરફ અનુકમ્પાની લાગણીથી ઉભ-રાવા લાગ્યુ

રામબિહારી પાકો ઠગ હતો આ વાત તે સારી પેઠે સમજતો હતો કે માલીકની મરજી વિરુદ્ધ ત્હેના પોતાના નાણાનો વહીવટ સ્વ-તંત્ર રીતે પાડી શકાશે નહિ જબરદસ્તીથી પોતાનુ ધાર્યું પાર પડવુ અશક્ય હોવાથી, મુત્સદ્દીપણાની કપટ કળા ત્હેણે આ વખતે અજમા-વવા માંડી ને મીઠી ફાનીયો મ્હો મલકાવી કહેવા લાગ્યો—' ત્હારી વાત તુ કોઇને દાન કરી દેતી હોય, તો તેમા મ્હારે શા માટે આડા આવવુ જોઇએ ? હુ તો ફક્ત આટલુજ ત્હને સાબીત કરી આપવા માગુ છુ કે વિલાસે ત્હને જે સલાહ આપી છે તે કાંઇ એના પોતાના સ્વાર્થને ખાતર, અગર દ્વેષને ખાતર આપી નથી પરતુ કર્તવ્યની યોગ્ય દિશામા ત્હને દોરવવા પૂરતીજ આપી છે એક દિવસ ત્હારા બાપની પુજી, તેમજ મ્હારી સઘળી માલમીલકત-ત્હમારા બન્નેના હાથમા એક સામટી ભેગી થવાની છે, તે વખતે સલાહ આપ વાને આ ઘરડો ખખ ડોસો ત્હને શોધ્યો જડવાનો નથી તે સમયે ત્હમારા મનનો મેળ સારી રીતે મળે-બધી વાતમા એકમત જળવાઇ રહે એજ હુ ઇચ્છુ છુ નહિતર દાન કરતા, દયા કરતા કોઇ પાછી પાની કરે તેમ નથી એટલું તો એ પણ જાણે છે, અને હુ પણ જાણુ છુ પરતુ અપાત્રે દાન કરવાથી તો ઉલટી હાનિ થાય છે હવે ત્હને સમજાયુ હશે બ્હેન ! કે જગદીશના પુત્રને હુ લેશમાત્ર પણ દયા કરવા માગતો નથી, અને તે શા હેતુથી ? ”

આટલુ કહીને ડોસો હસતા ચહેરે વિજયાના મુખ સામુ જોઇ રહ્યો વિજયાનુ શુ ગજુ કે એની ખુબી ભરેલી દલીલો સામુ જરીએ ચુ કે ચા કરે ? રામબિહારી ફરીથી કહેવા લાગ્યો - “ હવે સમજી ને બ્હેન ' વિલાસ ગમે તેવો નાદાન હશે, પણ દરેક કામમા કેવી એની દુર દેશી-લાબી પહોચ ચાલે છે હુ તો હવે કોઇ કામમા ઝાઝુ માથુ મારતોજ નથી, પરતુ સસાર વહેવારના દરેક કામમા એની કુનેહ જોઇને તાજુબ થઇ જાઉં છુ અને મ્હને ટાઢક વળે છે ”

વિજયા કાઇપણુ બોલી નહી ફક્ત ડોકુ હલાવી ત્હેણે પોતાની સમ્મતિ દર્શાવી

' સારા ચાર થયા ” એમ કહી, હાથમા લાકડી લઇ, રાસબિહારી ઉભો થયો જતા જતા તે કહેવા લાગ્યો:—સમાજની પ્રતિષ્ઠાની ખટપટમા

બીચારો છોકરો કેટલા હવાતીયા મારે છે ! અરે, એણે તો પોતાનું જીવનજ સમાજના હિતની પાછળ અર્પણ કીધુ છે. એના ધ્યાન-જ્ઞાન-ધારણા સઘળા એમાજ પરોવાયા છે હવે એ મગલમય પ્રભુના ચરણમા આટલીજ પ્રાર્થના કે તે શુભ દિવસ પણ હું આ નજરે નીહાળવાને સમર્થ થાઉ ” એમ કહી તે વારંવાર નમસ્કાર કરવા લાગ્યો બારણા પાસે આવીને તે ખચકાઇને ઉભો રહ્યો, અને બોલી ઉઠ્યો —“ છોકરો એકવાર મ્હને મળ્યા નહિ, મળ્યો હત તો કાઇક મસલત પણ વાત— [illegible] એનામા સોળે કલા સહિત ખીલી રહ્યો છે ” એમ બોલતો બોલતો, તે બહાર ચાલ્યો ગયો

વિજયા ત્યાથી બેઠી બેઠી અજબ વિચાર વમળમા પડી ગઇ એકાએક બહાર જઇ જોયુ તો સાજ પડવા આવી હતી વિચાર ચક્ર માંથી એને તે દિવસનો હ્રદયને હલમનાવનારો નદી કિનારાનો શીતલ પવન સાભરી આવ્યો તરતજ તે પોતાના ધરડા દરવાનને લઇને લગાર મારવાને નદી કિનારા તરફ નીકળી પડી

તે દિવસ વાળી જગ્યાએ આવીને જુવે છે તો આજે પણ પેલો યુવક માછલા પકડવાની કોશીશ કરી રહ્યો છે વિજયા ત્હેને દૂરથી જોવા છતા પાસે આવતા દેખાય નહિ, એવી રીત્યે તે ચાલ્યા કરતો હતો, એટલામા કાનાકસિગે પાછળથી બુમ પાડી —“ સલામ બાબુ જી ! શિકાર મળ્યો ને ?”

આ શબ્દો વિજયાને કાને પડતા વારને તે એકદમ ચમકી ત્હેના અગ પ્રત્યગને વિષે નવીન રકત ફરી વળ્યુ તે જરાક સકોચાઇને ઉભી રહી એટલામા પેલો યુવક ત્હેની પાસે આવીને ઉભો રહ્યો વિજયાને નમસ્કાર કરી મ્હો મલકાવીને તે કહેવા લાગ્યો —દેશના પ્રત્યે આપનું ખેચાણ અજબ છે ને એટલી હદ સુધી કે મેલેરીયા પર્યંત તેને ખેચી લઇ ગયા વગર આપને ચહેન પડતુ નથી ”

વિજયાએ હસતા હસતા જીજ્ઞાસા કીધી “ આપને લઇ જવાનુ મન હોય એમ લાગે છે પરતુ નજરે જોતા તો એવો ભાસ તો નથી

યુવક બોલ્યો —“ ડોકટરોએ તેને થભાવવુ પડે છે એવી તો ચ્માકસી—

ત્હેને વાકય પૂરૂ કરવા દીધા વગર વિજયાએ પ્રશ્ન બોચાનો કર્યો —“ આપ શુ ત્યારે ડાકટર છો કે ? ”

યુવક ગુચવાઇ ગયો એકદમ તે આ પ્રશ્નનો જવાબ દઇ શકયો નહિ પરતુ બીજી ક્ષણેજ પોતાની જાતને સભાલી લઇને

વિનોદ કરતો હોય એવી ઢબથી બોલી ઉઠયો—" એમ હોય તોયે શુ ? ડાકટરના પડોશી પણ ડાકટર જેવાજ ગણાયને ? સઘળાજ એમ ગણાતા હોય, તો હુયે શા માટે તેવો ના ગણાઉ ? લો બોલો, શુ કહો છો બાઈ સા'બ ? '

વિજયાએ ક્ષણભર મૌન રહીને પ્રત્યુત્તર આપ્યો—" માત્ર પાડોશી જેવોજ નહિ, પરતુ એ તો આપના ભાઈ સમો ભાઈ છે એવુ મે અનુમાન લીધુ છે મ્હારી વાતો ત્હમે એની બાબત કરતા રહેતાજ હશો "

યુવક બોલ્યો —ત્હમે તો એને અભાગીયો, નમાલો વગેરે ઉપમા આપો છો. એ તો જાણે કાયરાના સાણની વાત થઈ-બધાય એમજ કરે, એ વાત હવે લબાવવાની શી જરૂર ? " તેમ છતા એક દિવસ હશે તો એ આપની પાસે આવીને મળી જશે "

વિજયા લજ્જાથી લેવાઈ ગઈ તે કહેવા લાગી—" મ્હને મળવાથી એને શો લાભ થવાનો હતો ? પરતુ એના વિષે ત્હમે કહો છો તેવા ઉદ્ગાર તો મ્હે કદીયે કાઢયા નથી "

" કાઢયા ના હોય, તોયે કાઢવા ઉચિત હતા. "

" ઉચિત શા રીત્યે ? "

" જેના ઘરબાર વેચાઈ જાય, ત્હેને સઘળાજ અભાગી કહે, હુ પણ કહુ મ્હોડામ્હોડ ના કહેવાય, તોપણ પાછળ તો બોલાયજ. "

વિજયા હસતી હસતી કહેવા લાગી—" એમ હોય, તો તો આપ એના ખરેખરા ખેરખા ! "

યુવક માથુ નમાવીને બોલ્યો;—" હા, બરાબર, મ્હને જો ખબર નહિ હત કે આપ શુભ ઉદ્દેશથી પ્રેરાઈનેજ એના ઘરબાર લઈ લેવા તત્પર થયા છો, તો તો હુ એને બદલે મ્હારી જાતનેજ આપની સમક્ષ રજુ કરી દેત "

વિજયા પૂતળાની પેઠે ટગર ટગર જોતી રહી કાઈ કરતા કાઈ બોલી નહિ.

આમ તેઓ વાર્તાલાપ કરી રહ્યા હતા, એટલામા સામેપાર માણસોનુ એક ટોળુ હાથમા ખેતી કરવાના ઓજાર લઈને નરેન્દ્રબાબુના મકાન તરફ ધસ્યુ ધસ્યું જતુ હતુ તે એ બન્નેના જોવામા આવ્યુ તેમા પદરથી પચાસ સુધી બધી ઉમ્મરના માણસો હતા, યુવકે એ માણસોને દેખાડીને કહ્યુ—" આ લોકો ક્યા જાય છે, તે ત્હમે જાણો છો ? નરેન્દ્રબાબુની નિશાળે ભણવાને ;"

વિજયાએ આશ્ચર્યભેર પ્રશ્ન કર્યો—" એ વળી એવી ખટપટ

પણ કરે છે કે શું! પરંતુ પૈસા વિના કેમ એનું ગાડું ગબડતું હશે ?"

યુવક હસીને કહેવા લાગ્યો—" એ બધી કળા એને અજાણી નથી. નમાલા લોકોને છાનાછુપા રહીનેજ બધું કરવું પડે " એટલું બોલીને તે એકાએક ગંભીરતાથી બોલી ઉઠ્યો—નરેન તો કહે છે કે મ્હારા દેશમા ખરી ખેતીવાડીજ થતી નથી, ખેતીવાડી એ બાપદાદાનો વારસો છે, વખત કવખત જોયા વગર બે હાથનું હળ લઇ, આખ્યો મીચીને બીજ વાવે છે, અને પછી આકાશની સામુ નજર રાખીને બેસી રહે છે એ કાંઇ ખેતી ના કહેવાય, કઇ જમીનમાં ક્યારે અને કેવું ખાતર નાખવુ જોઇએ, ખરી ખેતીને ખાતર એ જાણવાની ખાસ જરૂર છે પણ એ વાતનું ભાન કે જ્ઞાન પણ કોને છે ? ખેતી કરવી એ કાંઇ ખાતર પાડવા જેવુ જડસું કામ નથી. વિલાયતમા ડાકટરી જ્ઞાન મેળવવાની સાથે સાથે એ વિષયનો પણ એણે અભ્યાસ કર્યો હતો. મ્હારી સાથે આવશો એક દિવસ એની ખેતીવાડીની શાળા જોવાને ? ખેતરના મધ્ય ભાગમા જ્યા બધા ખેડુતો એ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવાને બેસે છે, ત્યા આગળ"

વિજયાને એકવાર ત્યા જવાનુ મન થયુ પરંતુ તરતજ પોતાની ઉત્સુકતા દબાવી દઇને બોલી ઉઠી—"ના, હમણા નહિ, એ તો ખરૂ જાણે, પણ એનુ મકાન આવડુ મોટુ છે, છતા ખેતરના મધ્ય ભાગમા શુ કામ પાઠશાળા માંડી છે ?"

યુવક બોલ્યો—"બધુ શિક્ષણ એ મ્હોડેથી, આપે છે, પુસ્તકીયા જ્ઞાન અપાતુ નથી તેઓના હાથેજ ખેતી કરાવી, બધુ કામ રીતસર કર્યાથી કેવા લાભ થાય છે ને અગાઉ કરતા ચાર પાચ ગણો પાક ઉતરે છે તેની પ્રત્યક્ષ ખાતરી કરી આપવામા આવે છે એટલા માટે ખેતરમા બેસાડીને સક્રિય વ્યવહારૂ શિક્ષણ આપવાની યોજના રાખી છે એકવાર ત્હમે એના ખેતરની સુંદર વ્યવસ્થા નજરે નીહાળશો, તો નક્કી ત્હમારી આખ ઠરશે હજીયે વખત છે આજેજ ચાલોને આ રહ્યું એનુ ખેતર"

વિજયાએ ગંભીર મુખમુદ્રા કરીને હાં ? રહીને જવાબ દીધો—'ના, આજે રહેવા દો"

યુવક બોલ્યો—"એમ રાખો, ત્યારે ચાલો, થોડેક સુધી તો આપને વળાવવા આવુ" એમ કહી તે સાથે સાથે ચાલવા લાગ્યો થોડીકવાર સુધી વિજયાની જીભ જાણે સીવાઇ ગઇ હોય તેવુ જ થયુ અંદરખાનેથી લજ્જાનો પડદો જાણે એકાએક ત્હેના હૃદય પટને ઢાંકી દેતો હોય એવો ત્હેને અનુભવ થવા લાગ્યો યુવક ફરીથી

બોલી ઉઠ્યો -"આપ ધર્મને ખાતર જ્યારે એના મકાનને સર કરવા તૈયાર થયા છો-એની આટલા બધા વીઘા જમીન તો આપને બહુ ખપમાં આવશે-ત્યારે એનો તો અનાયાસેજ ત્યાગ કરી શકશો. કેમ ખરૂંને ?" એમ કહી તે મ્હો મલકાવવા લાગ્યો.

પરતુ વિજયાએ તેનો આ પ્રમાણે ગભીરતાથી પ્રત્યુત્તર વાળ્યો - 'એના તરફથી આવી ભલામણ કરવાનો આપને શો અધિકાર છે ?" એટનુ કહી, તે આડી નજરે જોવા લાગી તો યુવકના મુખપર એનુને એવુજ મૃદુહાસ્ય રમી રહ્યુ હતુ

તે કહેવા લાગ્યો —એ અધિકારનો આધાર આપવા ઉપર અવ-લબી રહ્યો નથી. પરતુ તે લેવા ઉપરજ નિર્ભર છે સાગ કામોમા મનુષ્યને ઇશ્વરી સહાયથી પરિસ્થિતિની અનુકૂળતા એ અધિકાર સહજ પ્રાપ્ત કરાવે છે વળી આપણા દેશના ખેડૂતો બીચારા અન્ન વગર ટળવળે છે, એવી તેઓની નિરાધાર સ્થિતિ છે આપણા શાસ્ત્રમા કહ્યુ છે કે, દરિદ્ર વર્ગ એ પરમાત્માનુ સવિશેષ સ્વરૂપ છે તેની સેવા કરવાનો અધિકાર સર્વને છે, તો નરેન પાસેથી એ અધિકાર કેમ ચાલ્યો જાય ?" એમ કહી, તે હસવા લાગ્યો વિજયાએ ચાલતા ચાલતા પૂછ્યુ —"ત્યારે આપના બન્નુને એટલા ખાતર અહિંજ રહેવુ પડશેને ?"

યુવક બોલ્યો -"ના, એ બોજો ન્હારપર નાખી શકાય તેમ છે"

વિજયાના અધરોષ્ટ પર મૃદુહાસ્ય તરવરી રહ્યુ, પરન્તુ અત્યન્ત ગભીર સ્વરે ત્હેણે કહ્યુ -" મ્હે એવુજ અનુમાન કર્યુ હતુ '

યુવક કહેવા લાગ્યો -એમ કરવાની અગત્ય શી છે ? આ સઘળી વ્યવસ્થા અમારા દેશનો રાજા કરતો અને સહુને પોતપોતાની યોગ્યતા મુજબ જાગીર મળતી અત્યારે એ વિભાગ વ્યવસ્થા રહી નથી, પરતુ હિસાબજ કયા પૂરા ચુકવાય છે ? બેચાર વિઘા જમીન કોઇએ પચાવી પાડવાની ખટપટ કીધી હોય કે, તો પૂર્વ જન્મના સસ્કારના પ્રતાપે તરતજ તેનો ભેદ ખુલ્લો થાય છે" આટલુ કહી તે હસવા લાગ્યો

વિજયાએ મુદ્રા એની સાથે હસવનો ડોળ કર્યો પણ તે ફાવી નહિ આ મર્મવાણી—મીઠી મજાક—જાણે અન્તરના ઉંડાણમા ઉતરી જઇ, અનેરા કોપથી ત્હેને વીંધી નાખવા લાગી કેટલીક ક્ષણ મુગા મુગા ચાલ્યા કીધુ ત્યારબાદ તેણે ઓચાતો પ્રશ્ન કર્યો —" આપ જાતે કેમ આપના બન્ધુને યોગ્ય આશ્રય આપી ના શકો ?"

"પરતુ હુ કાઇ ઓછોજ અહિ રહેવાનો છુ ' હુ ધારૂ છુ

તે પ્રમાણે એક અઠવાડીયા પછી હુ અહીંથી ઉપડી જાઉં." વિજ્યા એકદમ ચમકી ઉઠી. ને કહેવા લાગી—"હા, પણ એનું મકાન અહિંયા છે, એટલે ત્હમારે વારંવાર એને ત્યા જવા આવવાનુ થતુ હશે."

યુવકે માથું ધૂણાવીને જવાબ દીધો—"ના, હવે હુ ધારૂ છું કે મ્હારે અહિં આવવાનુ નહિ થાય."

વિજ્યાના અંતરમા ચિન્તાની છોળો ઉછળવા લાગી. ત્હેને એમ લાગ્યુ કે આ સબધમા કાંઇપણ અનુચિત પ્રશ્ન પૂછવો યોગ્ય ગણાશે નહિ. પરતુ કેમે કર્યું ત્હેનુ કુતુહલ શાન્ત થાય નહિ આખરે ત્હેણે પ્રશ્ન કર્યો—એના વાડી મકાન વગેરે માહેના માણસોની સભાળ લેવાને ત્હમારે ઘેર માણસો પૂરતા હશેજ, પણ—

યુવક હસીને બોલ્યો—"ના, એવા કોઇ માણસ નથી"

"ત્યારે ત્હમારા માબાપ—"

"મ્હારે માબાપ, ભાઈ બ્હેન, કોઈ કરતા કોઇ નથી,—ઓહ! આતો જોતજોતામા ત્હમારૂ મકાન પણ આવી પહોચ્યુ ને શુ? નમસ્કાર! ત્યારે હવે હુ રજા લઇશ—' એમ કહી તે ખચકાઇને ઉભો થઇ રહ્યો

વિજ્યા હવે વધુ વખત ત્હેની સામુ દૃષ્ટિપાત કરી શકી નહિ પરતુ મૃદુપ્રેમભીના કંઠે માત્ર આટલુજ બોલી—' અદર આવશોને?"

"ના, પાછા ફરતા અધારૂ ઘોર થઈ જાય નમસ્કાર!"

વિજ્યાએ હાથ જોડી સામા નમસ્કાર કરી, હળવે રહીને અત્યન્ત સંકોચની સાથે કહ્યુ—"આપના બન્નુને એકવાર રાસબિહારી બાબુની પાસે અંહિ આવી જવાનુ કહી શકાશે?"

યુવકે આશ્ચર્યભેર પૂછ્યુ—"એની પાસે શુ કરવા?" "પિતાજીની સઘળી મીલકતનો વહીવટ એજ કરે છેને!"

"તેતો હુ જાણુ છુ પરતુ એને મળવાનુ શુ કામ છે?"

વિજ્યા એ પ્રશ્નનો કશો ઉત્તર દઇ શકી નહિ યુવકે થોડીવાર ખોટી થઇ, ત્હેના જવાબની વાટ જોઈ પછી તે બોલ્યો—"મ્હને હવે જતા રાત પડી જશે—'હુ આવીશ' એમ કહી તે ઝટ ચાલતો થયો"



# પ્રકરણ ૮.

## અદેખાઈની અકળામણ.

વિજ્યાની વાડી માહેના બગીચાનો આણી તરફનો ભાગ ઘણો વિશાળ હતો એ વિશાળ આંબાવાડીમા એ વખતે ઘાડો અધકાર છવાઇ રહ્યો હતો. ઘરડો દરવાન એકાએક કહેવા લાગ્યો —" બા સાહેબ ! ચકરાવો લઇને સામી બાજુએથી આવ્યા હત તો ઠીક થાત"

એ બધી દિશા તરફ નજર સરખી કરવા જેવી વિજ્યાના મનની સ્થિતિ અત્યારે નહતી—ત્હેણે ફકત 'ના' કહીને ટુકેથીજ પતાવ્યુ અને અધારા બગીચામા થઇને તે આગળ પસાર થઇ. ત્હેના મનમા અત્યારે બે બાબત ઘોળાયા કરતી હતી એક તો એ કે યુવકની સાથે આટઆટલી વાતચીત થવા છતા અદ્યાપિ પર્યન્ત તે એના નામ માત્રથીયે અજાણી રહી હતી બીજી વાત એ કે એ દિવસ પછી એ કયા ચાલ્યો જવાનો છે એ સવાલ પૂછવાના એણે કાઇ સેકડોવાર ફાંફા માર્યાં પરતુ જીભ ફાટેજ નહિ લજ્જાનુ આવરણ ભયકર વિક્ષેપ કર્તા થઇ પડયુ । એટલે લાચાર બાકી એટલી વાતની તો વિજ્યાને ખાતરી થઇ ચૂકી હતી કે એ યુવક પ્રતિભાશાલી હોઇ, ત્હેણે ઉમદા કેળવણી મેળવેલી હોવી જોઇએ. તેમજ અપરિચિત સન્નારીઓની સાથે વાર્તાલાપ કરવામા એ જરીયે સકોચાતો નથી બ્રહ્મસમાજમા નહિ હોવા છતા, આવી સસ્કૃતિ એણે કયાથી સપાદન કરી હશે વગેરે વાતનો વિચાર કરતી કરતી, તે પોતાના મકાનમા પેસતી હતી, તેવામા પરેશની માએ ત્યા આગળ આવીને વિલાસબાબુ ઘણીવાર થયા બહારના ખડમા બેઠી થતા હોવાના સમાચાર જણાવ્યા તે સાભળતાજ વિજ્યાએ કટાળાભેર મ્હો કટાણુ કર્યું એણે ધાર્યુ હતુ કે તે દિવસે આમ ટૈડપડાટ કરીને જાત જણાવી ગયો હતો, તે હવે પાછો અહિ પગ મૂકશે નહિ તે છતા આવ્યો છે, તે કાઇ ખાસ કારણ હોવુ જોઇએ જગદીશના પુત્રને માટે એનુ મન જે પ્રથમથીજ ચિન્તાતુર બન્યુ હતુ, તેમા આથી વધુ ઉમેરો થયો ત્હેણે વ્યાકુળ ચિતેથી વરદી આપી —" જા હુ આવુ છુ, એને મ્હારા આવવાની ખબર કરી છે ? '

પરેશની માએ કહ્યુ —" ના, બા સાહેબ ! હુ હમણાજ પરેશને ખબર કરવા મોકલુ છુ "

" એને ચાહ પીવાની ઇચ્છા છે કે નહિ, તે પૂછી જોયુ છે ? "

" ક્યારનું પૂછી જોયુ. એ તો કહે છે કે સાથેજ પીશુ"

વિલાસબાબુજ ભવિષ્યમા કર્તા કારવતા થઇ પડવાના છે — એ વાત વાડીના કોઇપણ નોકરને અજાણી ન્હોતી, અને એ કારણને લીધે તેઓ એની ખાતરદારી પણ સારી કરતા વિજયા વધુ કાંઇપણ બોલ્યા વગર માળ પર ચાલી ગઇ વીસ પચીસ મિનિટ પછી તે નીચે આવી ને દરવાજા આગળ ઉભી રહીને જુએ છે, તો વિલાસ દીવો સામો રાખીને, ટેબલ પર નીચો વળીને કેટલાક કાગળોઆ તપાસી રહ્યો છે એના પગનો અવાજ સાભળીને વિજયા તરફ ફરી જઇ, એણે દૂરથી જ ત્હેને નમન કર્યું પછી તરતજ પાછે ગભીર થઇ જઇને કહેવા લાગ્યો —" ત્હને નક્કી એમ લાગ્યુ હશે કે હુ વકાએલો હોઉ થી આવ્યો નહિ હોઉં કદાચ હુ વકાયો ના હોઉં, તો પણ મિજાજ ખોયો હોય, તો તે કારણસર ખોયો હશે, એ હુ આજ સપ્રમાણ સાબીત કરી આપીશ."

વિલાસ અસલથીજ વિજયાને ખુબ ધરાપરા કરતો મ્હો વડે સાકેર પીરસતા ત્હેને સારી આવડતી "આ સિવાય તે બીજો કોઇ શબ્દ ઉચ્ચારતો નહિ પણ આજે તુમાખી મિજાસથી એણે તોછડાઇથીજ વાત કરવા માડી હતી. તેનુ શુ કારણ હશે, તેનો વિચાર સરખો યે કર્યા વગર વિજયા હળવે રહીને પાસેની ખુરશી પર ગોઠવાઇ વિલાસે ધમંડમા તે તરફ દ્રષ્ટિમાત્ર નહિ કરતા, તમરીભેર ફીસરી હાકવા માડી —" હુ હમણાજ બધો બદોબસ્ત કરીને કલકત્તાથી ચાલ્યો આવું છુ. હજી પિતાજીને મળવાની પણ મ્હને ફુરસદ મળી નથી ત્હમે નાહાન અને છોકરવાદ છો, એટલે ત્હમારે કોઇ વાતનો હિસાબ છે ? મ્હારા માથા ઉપર સઘળી જોખમદારીનો જુમ્મો છે એટલે મ્હારાથી રાત કેમ ગમાય ? મહાભારત કામ માથા ઉપર ઝઝુમી રહ્યુ છે, ને લાલીયારે લોલ કરીને નફકરા સાઢની જેમ ફરવુ મ્હને કેમ પરવડે ? જુઓ આપણા બ્રાહ્મમદીરની સ્થાપનાનો પાયો આ રજાના દિવસોમાજ ચણાઇ જશે બધુ નક્કી કરી નાખ્યુ છે તે એટને સુધી કે નિમત્રણ કરવાનુ સુદ્ધા બાકી રહેવા દીધુ નથી અરે, કોણ કોણ, પધારવાના છે, તે પણ આ કાગળમા ટપકાવી રાખ્યુ છે—"જરા નજર કરી જુઓ, એટલે ખાતરી થશે," એમ કહી જાણે મોટી ધાડ મારી ના હોય તેમ ફુલાઇને ફાળકા થઇ જતા ત્હેણે પોતાની સામે પડેલો એક કાગળ વિજયાના તરફ મોકલ્યો અને ખુરશીપર હાથ ગોઠવીને પોતે એકીટસે ત્હેના તરફ જોવા લાગ્યો.

તેમ છતા વિજયાએ કાંઇ કરતાં કાંઇ જવાબ દીધો નહિ—નિયમિત વ્યક્તિઓના સબંધમા પણ કશી પુછપરછ કીધી નહિ, જેવી બેઠી હતી તેમને તેમજ બેસી રહી. વિલાસને એનુ મૌન સજ્જડ ખટકવા લાગ્યુ તે બોલી ઉઠ્યો — " શી માંડી છે ? આમ અબોલા કેમ લીધા છે ?"

વિજયાએ ધીરે રહીને પ્રત્યુત્તર આપ્યો - " હુ એ વાતનો વિચાર કરી રહી છુ કે ત્હમે જે લોકોને નોતર્યા છે તેઓને આપણે શું અહિં બોલાવી શકીએ તેમ છીએ ? "

" એટલે કાંઇ ? "

" મંદીરની સ્થાપના કરવા સબંધી હજી હુ કાંઇ પણ નક્કી કરી શકી નથી. "

થોડીવાર સુધી વિલાસ મ્હો પહોળુ કરીને વિજયા સામુ જોઇ રહ્યો ત્યારબાદ તે બોલી ઉઠ્યો —' તમે શુ કહેવા માગો છો ? ત્હમે શુ એમ કહેવા માગો છો કે એ સમારંભ અહિંયા નહિ કરતા તેથીયે વહેલો કરવો ! નિમન્ત્રણ કરેલા સજ્જનો કાંઇ એવાજ ત્હમારા નોકર છે કે ત્હમારી મરજી પડે બોલાવો, ત્યારે દોડયા દોડયા આવે ? કાંઇ સમજાતો નથી ત્હમારા બોલવાનો ભાવાર્થ "

અધીરાઇના આવેશથી ત્હેની આંખો સળગી રહી હતી. ઘણી વાર સુધી વિજયા નીચુ ઘાલીને ચુપચુપ બેસી રહી ત્યાર પછી તે હળવે રહીને કહેવા લાગી —" લાંબા વખત સુધીના વિચાર પછી, હુ એવા નિર્ણય પર આવી છુ કે આ સ્થળે એ સંબંધમા કશોય સમારંભ કરવાની અગત્ય નથી " આ સાંભળી વિલાસના ડોળા ફાટી ગયા. લાલચોળ આંખો કરીને તે બોલી ઉઠ્યો'-સમારંભ ! સમારંભ કરવો પડશે, એમ ક્યા હુ કહુ છુ ? પરંતુ, જે સ્વભાવથીજ શાન્ત છે, ગંભીર છે—ત્હેના પ્રત્યે ધમપછાડ કર્યા વિના પણ આપણે આપણી ફરજ બજાવવાની છે ત્હમારે કોઈ વાતની ચિન્તા કરવાની જરૂર નથી—એ તો હુ બધુય સમજુ છુ અને સંભાળી લઇશ મારી મેળે '

તેવોજ મૃદુ કંઠે વિજયાએ પ્રત્યુત્તર વાળ્યો,—"આ જગોએ બ્રાહ્મમન્દિર સ્થાપવાનુ કાંઇ પ્રયોજન નથી એવી હુ નામણુ કરવાની કાંઇ જરૂર નથી. "

એ સાંભળીને વિલાસના તો હોસ કોસજ ઉડી ગયા ટાંટીયાજ લથડી ગયા—અને ફીકકો ફસ પડી ગયો થોડીકવાર સુધી બોલવાનો પ્રયત્ન કરવા છતાય એનું મ્હો ફાટે નહિ આખરે કહેવા લાગ્યો:—" ત્હમે બ્રાહ્મ-મહિલા છો કે નહિ, તે હુ જાણુવા માગુ છુ "



વિજયાને હાડોહાડ આઘાત થયો પરંતુ બીજીજ ક્ષણે હેણે આત્મ-સંયમ વડે સમતા જાળવી લઇને માત્ર આટલુંજ કહ્યું,–“ આપને ઘેર જઇ શાન્ત થઇ ફરીને આવો ત્યારે વધુ વિવેચન કરીશું હમણાં મોકુફ રાખો, એ બધી ભાંજગડ ” એમ બોલી, વિજયાએ ઉભા થવા માંડયું પરંતુ નોકરને ચાહનો સરંજામ લઇને ત્યાં આવતો જોઇને તે પાછી બેસી ગઇ, વિલાસે તેના તરફ નજર સરખી કીધી નહિ બ્રહ્મસમાજી થએલો હોવા છતાં હેણે પોતાની રીતભાતમાં કશો સુધારો કર્યો ન હતો–ચાકરના દેખતાંજ તે એકદમ ઉદ્ધતપણે ગાજી ઉઠયો -“ ત્હમારી સાથેના સંસર્ગ–સંબંધ–નો હવે મ્હારે ત્યાગ કરવો પડશે, સમજ્યા ? ”

બોલ્યા ચાલ્યા વગર વિજયા ચાહ તૈયાર કરવા લાગી, નોકર ચાલી ગયા પછી, હેણે પ્રત્યુત્તર વાળ્યો,–“ એ સંબંધી આલોચના કાકાસાહેબ સાથે થશે, નહિ કે આપની સાથે ” એમ કહી હેણે ચાહનો ભરેલો એક પ્યાલો તેની આગળ મુકયો વિલાસે તેનો સ્પર્શ સરખોયે કર્યા વગર તેજ વાતની પુનરૂક્તિ કરતાં કહ્યું,–“ ત્હમારો સંસર્ગ તજવાનું શું પરિણામ આવશે, તે જાણો છો ? ”

વિજયાએ કહ્યું –“ ના પરંતુ તે ગમે તેમ હોય તો પણ આપની પુંજી આટલી બધી વિશાળ હોવા છતાં મ્હારી મરજી વિરૂદ્ધ લોકોને નિમન્ત્રણ કરીને જે આટલા ભારે ખર્ચ કરવાની આપે ખટ-પટ કીધી છે, તેનો બોજો આપનેજ ઉપાડવાનો છે–મેહેરબાની કરીને મ્હારા પર અનુચિત દબાણ કરશો નહિ.”

વિલાસે ડોળા ધુરકાવીને ગર્જારવ કર્યો –“ હું કામકાજનો માણસ છું -કામકાજજ મ્હને પ્રિય છે. મશ્કરી ઠઠ્ઠા પસંદ નથી તે વાત ધ્યાનમાં રાખજો, વિજયા !”

સ્વાભાવિક શાન્ત સ્વરે વિજયાએ પ્રત્યુત્તર આપ્યો “તે મ્હારાથી કદીયે વિસરાશે નહિ ”

ઉપલા શબ્દોમાં જે વ્યંગાર્થ સમાએલો હતો, તેનાથી વિલાસ વિહારી નખશીખ પર્યન્ત સળગી ગયો તે ક્રોધોન્મત્ત થઇ એકદમ ઉછળી પડયો –“બહુ સારૂં, ત્હમે કેમ વિસરતા નથી, તે હું જોઇશ ”

વિજયાએ એનો કશોય જવાબ ન આપતાં મ્હો નીચું નમાવી ચાહના પ્યાલાની અંદર ચમચાને ડુબાડવાની રમત કરવા માંડી. એને મૌન જોઇને, વિલાસ પોતે પણ થોડીકવાર સુધી મૌન જાળવી રાખી, કાંઇક શાન્ત થઇને પૂછવા લાગ્યો –“ ત્યારે એની આવડી વિશાળ

મીનકત શા ખપમા આવશે ' એની કાંઇ પણ વ્યવસ્થા તો કરવીજ પડશેને ?"

આ વખતે વિજયા મુખ ઉંચુ કરી એકકી ટસે એની સામુ જોઇ રહી પછી હેણે શાન્ત ગભીર ભાવે પ્રત્યુત્તર આપ્યો -"ના, પણ હજી એ મીનકત આપજે લેવાની છે કે નહિ તે તો નિશ્ચિત થયુ નથી !"

વિલાસના ગુસ્સાની સીમા રહી નહિ તે એકદમ પગ પછાડી પોતાના પાત પ્રકાશતા કહવા લાગ્યો -" નિશ્ચિત થઇ ચુક્યુ છે, હજાર વાર થઇ ચુક્યુ છે સમાજના પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોને મ્હે નોતર્યા છે. તેઓનુ અપમાન હુ કરી શકુ નહિ-જ્યારે એની મીનકત અવશ્ય જોઇએ છે એ મીનકત હુ લઇશ ત્યારેજ જપીશ-એ હુ આજ ત્હમને ચોખ્ખે ચોખ્ખુ જાહેર કરુ છુ' એમ કહી, કાંઇ પણ જવાબની રાહ જોયા વગર તે ત્યા આગળથી જોરભેર ચાલ્યો ગયો

## પ્રકરણ ૯.

### સ્વાર્થાન્ધની ધમપછાડ.

તે દિવસથીજ વિજયા પોતાનુ મન મનાવવાને આશા અને તૃષ્ણાભર્યા અનેક તર્કવિતર્ક કર્યા કરતી હતી પેલો યુવક પરદેશ ઉપડી જતા પહેલા એકાદ વખત પણ પોતાના બન્ધુને લઇને અહિ આવ્યા વિના રહેશે નહિ એ અપરિચિત યુવકની સાથે અત્યારસુધીમા એને જે જે વાતચીત થઇ હતી, તે સઘળી એના હૃદયપટમા કોતરાઇ રહી હતી અત્યાર તે એ સર્વ વાતોને વારવાર વાગોળી વાગોળીને વિચારવા લગી એ યુવકના બન્ધુને એની પાસે કશી યાચના કરવાની હોય, એમ એ વાતપરથી ત્હેને લાગ્યુ નહિ એ ત્હેના પિતાના મિત્રનો પુત્ર થતો હોવાનો ઉલ્લેખ યુવકે સ્પષ્ટ શબ્દોમા કર્યો હતો દેવુ પતાવવાની ત્હેની શક્તિ છે કે કેમ, તે સબધી વિજયાએ ત્હેને પૂછપરછ સુદ્ધા કરેલી હતી પરતુ જે પોતાનું સર્વસ્વ ખોવા બેઠો છે, ત્હેની પાસે આ સબધમા આશા રાખવી નિરર્થકજ ગણાય ગમે તેમ પણ, એ યુવકનો બન્ધુ વિચિત્ર તો ખરોજ !

નદી કિનારા આગળ પણ યુવકના દર્શન હવે થતા ન હતા. રોજ દિન ઉગ્યે, તે એટલીજ આશા કરતી કે ગમે ત્યારે પણ

એકાદ દિવસ તે અહીં આવી જશે ખરો પરતુ દિવસ ઉપર દિવસ પસાર થઇ ગયા, નહિ આવ્યો યુવક કે નહિ આવ્યો હેનો અદ્દભુત ડોકટર મિત્ર !

વૃદ્ધ રાસબિહારી એ અરસામા હેને મળવા આવ્યો ખરો પુત્રની સાથે થએની વાર્તા વિષે હેણે ઇશારો કર્યો નહિ પરતુ ઉસ્તાદીથી એમજ દર્શાવવા લાગ્યો કે જાણે બધુ નક્કી ચક્કી થઇ ગયુ છે ને કશો ગાફો ગળકો રહ્યોજ નથી વિજયા પોતે પણ એહો પોપડો ઉખેડના મકોચાઇ તેથી એણે પણ કોઇ વાત છેડી નહિ પોષ સુદ પડવાને દિવસે પિતા-પુત્ર બન્ને સાથે ત્યા આવ્યા રાસબિહારી કહેવા લાગ્યો-" બ્હેન ! હવે કાઇ ઝાઝા દિવસ રહ્યા નથી, તે દરમ્યાન હવે આપણે કાન ફફડાવી નાખીને સઘળુ આટોપી લેવુ પડશે "

વિજયાએ આશ્ચય ચકિત થઇ જવાબ દીધો-"એના તરફનો ચોખ્ખ ખુલાસો મળી ગયા વગર તો કાઇ પણ થઇ શકે તેમ છે નહિ" વિલાસબિહારી વ્યગમા હસવા લાગ્યો-હુા પિતાએ કહ્યુ - "તુ કોની વાત કરે છે, બ્હેન ! જગદીશનો છોકરો તો કાલેજ ઘર બાર તજીને ચાલ્યો ગયો છે"

આ સમાચાર સાભળીને, વિજયાની છાતી ભીડાઇ જવા લાગી એ ભયકર આઘાતની વેદના મર્મવિદારી થઇ પડી વિલાસના પ્રત્યે હેને એવો તો સખ્ત કટાક્ષો ઉપજ્યો કે હેનુ મ્હો જરાયે નજરે પડે નહિ, એવી રીત્યે તે ફરી બેઠી થોડીવારમા પાછો ઉભરો શમાવી લઇ, હેણે હળવે રહીને રાસબિહારીને પૂછ્યુ -"એના સરસામાનનુ શુ કર્યું ? સઘળો સામાન એનો કબજ કરવામા આવ્યો હશે ?"

વિલાસ પાછળથી ઠેકડી કરતો હોય તેમ બોલી ઉઠ્યો -"એણે રહેવા શુ દીધુ હતુ કે કબજે કરે ? એક ત્રણ પાયાનો ખાટલો હાથ આવ્યો છે, અને મ્હે આપણી વાડીમા તે મુકી છાડ્યો છે એની મરજી હોય, તો ભલે લઇ જાય, મ્હારે કાઇ વાંધો નથી,"

વિજયા કશુ બોલી નહિ, પરતુ હેનુ મ્હો વ્હીલુ ફીકકુ ફસ પડી ગયુ હતુ તે જોઇ રાસબિહારીએ પોતાના પુત્રને ઠપકો આપતો હોય તેવો ડોળ કરીને કહ્યુ -આ હારામા ખરાબ કટેવ છે માણસ ભલે તેવો અપરાધી હોય, પરતુ ઇશ્વર હેના માથા ઉપર સકટ નાખે, ત્યારે આપણે હેના દુખે દુ:ખી થઇ આપણી સહાનુભૂતિ દર્શાવવી જોઇએ હને મનમા તો લાગતુજ હશે, પણ એ લાગણી

જાહેરમાં શું ? દેખાડી જોઈએ એ જગદીશના છોકરાનો ત્હને મેળાપ થયો હતો ? એને એકવાર ત્હને મળી જવાનું તો કહેવું હતું ? જાત વગી જે—"

પિતાની વાત પૂરી થવા દેવા પહેલાજ વિલાસ અધવચ બોલી પડયો —"ઉંહ શું ઢંગધડા વગરનું બોલ્યા કરો છો પિતાજી ? હું કાંઈ નવરો હતો કે એને મળવા જાઉં ! અને હું એને મળવા જવાનો વિચાર કરું તે પહેલાજ એ બાપ સાહેબ તો ટ્રંક, બીસ્તરા, પેટી પટારા વગેરે ભર સામાન લઈ કારનામા કૂચ કરી ગયા હતા એ તો બાપ વિનાયકી ડોક્ટર ! એની કાંઈ વાત થાય ? ભટકણ હાર !" એમ કહી તે એને વધુ ઉપમાઓ આપવા જતો હતો, પરંતુ તેવામાં રાવસિંહાજીની દ્રષ્ટિ એકાએક વિજયાના પ્રત્યે ખેંચાઈ, અને તે ગુસ્સે થવાનો ડોળ કરીને બોલી ઉઠયા —" ત્હારું આવું ઉદ્ધત જંગલીપણું તું કદી પણ નહિ માફ કરી શકું કાંઈક શરમા, મુર્ખા ! બોલતા શીખ !"

પરંતુ વિલાસ જરાય અચકાયો નહિ ત્હેણે બેધડક જવાબ દીધો — "એમાં મ્હેં શું ખોટું કહ્યું છે ? પારકાના દુઃખે દુઃખી થતા પણ મ્હને આવડે છે અને પારકાનું દુઃખ દૂર કરવાનું યે હું શીખ્યો છૂં પરંતુ જે દાંભિક અનાડીઓ જાણી જોઈને આપણું અપમાન કરે છે, ત્હેમને તો હું માફ નહિજ કરી શકું હોઠ પર કાંઈક, અને હૈયામાં કાંઈ બીજુંજ એવો ઢોંગી હું નથી "

એનો આવો જવાબ સાંભળીને બન્નેય અજાયબ થયા, રાવસિંહાજીએ પ્રશ્ન કર્યો —" ત્હારું અપમાન કોણે કર્યું, બેટા ? તું શું બોલે છે ?

વિલાસે એકદમ ગંભીર થઈને કહ્યું —" જગદીશબાબુના કુલદીપક પુત્ર નરેશની વાત કરું છું પિતાજી ! એક દિવસ તે આ ઘરમાં બેસીનેજ મ્હારું અપમાન કરી ગયો છે. તે વખતે મ્હેં એને ઓળખ્યો ન્હોતો નહિતર—" એમ કહી, વિજયા તરફ આંગળી કરીને બોલ્યો "એ આમનું પણ અપમાન કર્યા વગર રહેત નહિ, ત્હમને યાદ છે એ વાત ? "

વિજયા એકદમ ચમકીને મ્હો ફેરવી નાખવા જતી હતી, એટલામાં વિલાસે એને ઉદ્દેશીનેજ કહ્યું —"પૂર્ણબાબુનો ભાણેજ થતો હોવાનું ઓળખાણ આપીને એ ત્હમને સુદ્ધાં બનાવી ગયો હતો, કેમ ખરું કે નહિ ? અને ત્હમે વળી એને આશ્રય પણ આપ્યો હતો, એમ

હમારા નરેન્દ્રબાબુ ! પોતાનું વાસ્તવિક ઓળખાણ આપ્યુ હતે, તો હું એને કહી શકત કે વીર પુરૂષ છે ! પણ આ તો નર્યો ફુખડ બામટો ! ”

એ સાભળી વિજયા ફીક્કીફ્સ પડી ગઇ પિતાપુત્ર ત્હેના મુખ સામુ જોઇ રહ્યા.

---

# પ્રકરણ ૧૦

## માયાનો પ્રતાપ

નાતાલની રજા નજીક આવી પહોચી છે જગદીશ બાબુનો વિશાળ મકાનના બ્રાહ્મમન્દિરના સ્થાપના કરવાની તડામાર તૈયારીઓ ચાલી રહી છે. માન્ય અતિથિ વર્ગના સ્વાગતને સારૂ તેજ મકાનના કેટલાક ઓરડામા યોજનાઓ રખાઇ છે વિલાસ વિહારી પોતે જાતે એ સર્વ વ્યવસ્થા કરી રહ્યો છે. નિમન્ત્રિત પ્રેક્ષકોની સખ્યા પણ કાઇ સ્વલ્પ ન હતી. વિલાસના ખાસ મિત્રોને ત્હેના મકાનમા ઉતારો આપવાની સગવડ રાખી હતી તથા જે સન્નારીઓ પધારવાની હતી, તેઓની વિજયાના મકાનમા પરોણાગત થવાની હતી એ પ્રમાણે બધો બન્દોબસ્ત નિશ્ચિત થઇ ચુકયો હતો

તે દિવસે સ્હવારના પ્હોરમા વિજયા સ્નાનાદિક ક્રિયાથી પરવારીને જેવી નીચેના ખડમા પ્રવેશ કરીને જુએ છે તો વાડામા પરેશ પોતાની માતા સાથે લાડ કરી રહ્યો છે વિજયાને એ છોકરા ઉપર અસલથીજ ઘણુ હેત હતુ એથી ત્હેણે પરેશને પાસે બોલાવીને વ્હાલભેર પૂછવા માડયુ –“ કેમરે અ'યા પરેશ ! ત્હારી બાએ ત્હને આવીજ પોતડી અપાવી કે ? એની કાર કેવી ખરાબ છે ? ”

પરેશ નીચી નજર કરી પોતાના ધોતીયાની કોરની સાથે વિજયાની સાડીની ચકચકીત કોરને સરખાવવા લાગ્યો તેમ કરતા વારને એનુ મ્હો એકદમ ફીક્કુ પડી ગયુ વિજયા એના મ્હોડા પરનો ફેરફાર ઝટ કળી ગઇ તે બોલી ઉઠી –“ કાપડનુ પોત અને કુમાશ એવા હોવા જોઇ ! આવુ કાપડ હોય તો ત્હને ગમે કે નહિ ? ”

પરેશ કહેવા લાગ્યો –“ મારી બાને કાઇ ખરીદ કરતા આવડતુ નથી ”

વિજયાએ કહ્યુ –“ હુ ત્હને આવુજ ભપકાદાર કાપડ અપાવીશ, જો તુ ....”

પરંતુ એ બાળા બુદ્ધિનો પરેશ કાંઇ " જો તુ " વાળી શરત રાખે તેવો ન હતો તે એકદમ બડકી ઉઠયોઃ—" હે હે ક્યારે અપાવશો ?"

" તું એક કામ કરે તો અપાવુ ? "

' શુ કામ ?"

વિજયાએ થોડીકવાર વિચાર કરીને જવાબ દીધો —" પણ ત્હારી બા જાણશે તો ત્હને કાંઇ કરવા નહિ દે "

પરેશ કાંઇ ગાજયો જાય તેવો ન હતો તે ઝટ કરતો કે બોલી ઉઠયો —" પણુ બાને જણાવવા કઇ-એ તો જાણે ને ? ત્હમે ત્હમારે કહોને, જૂઓ પછી તે હુ કરુ છુ કે નહિ "

વિજયાએ પૂછ્યુ —" ત્હે દિધડા ગામ જોયુ છે ?"

પરેશે હાથ લબાવીને કહ્યુ --" આ પેલુ રહ્યુ ! ઘણીએ વાર ત્યા પોંક ખાવા જાઉ છુ "

વિજયાએ પ્રશ્ન કર્યો - " ત્યારે એ જગોએ મોટા મહારાજનુ મકાન કયા છે તે તુ જાણે છે, ? "

પરેશ બોલી ઉઠયો -ઓહો ! એમા શુ ? પડયાની હવેલીને ' થોડાક વરસ પર ત્યાના મહારાજ ખુબ પીને છાપરા પર કૂદા કૂદ કરતા ગબડી પડયા હતા, એ બધી વાત હુ જાણુ છુ ત્યા આગળ વળી પેલા ઓચ્છવની પતાસાની દુકાન છે. કહો તો હુ પતાસા લેતો આવુ "

વિજયા બોલી -" તુ બે પૈસાના પતાસા લઇ આવીશ ?"

પરેશ બોલ્યો -" એમા શી મોટી વાત છે ? હમણા લઇ આવુ છુ, પણ પહેલા પૈસા તો આપશો ને ? "

વિજયાએ હસીને કહયુ -" હા, આપુ છુ પૈસા. પણ દુકાનદાર ને આટલુ પૂછી જોજે કે પેલા મોટા મહરાજ વાળા મકાનમા નરેનબાબુ રહેતા હતા, તે કયા ગયા છે ? જો એમ કહે કે, એના મકાનમાજ છે, તો એ દુકાનદારને કહેજે કે, મ્હને એની ઓળખાણ કરાવશો ? કેમ, કહેવાશે કે આ પ્રમાણે ? "

પરેશ પગ પછાડતો પછાડતો કહેવા લાગ્યો -" હા, હા, કહેવાશે પણ પૈસા તો આપશો ને ? આ જુઓ હમણા પવન વેગે પાછો આવુ છુ "

" અને મ્હે જે ત્હને પૂછવાનુ કહયુ છે, તેનુ શુ ? "

પરેશ બોલ્યો -', હા, એજ તો '

"પતાસા હાથમા આવતા વારને ભુલી તો નહિ જાય ને ?"

પરેશ હાથ લંબાવીને કહેવા લાગ્યો-" ત્હમે એકવાર પૈસા આપો ને! એટલે બેડો પાર-ફતેહના ડંકા!"

"અને ત્હારી બા ત્હને પૂછશે કે પરેશ! ક્યાં ગયો હતો, ત્યારે શું જવાબ દઇશ?"

વિચક્ષણ હાસ્ય હસીને તે કહેવા લાગ્યો-"તેનો હું બરાબર જવાબ દઇશ પતાસાનું પડીકું મ્હારા ધોતીયામાં સંતાડીને કહીશ કે શેઠાણીએ ગોર મહારાજને ત્યાં નરેન બાબુની ખબર કાઢવા મોકલ્યો હતો ત્હમે હવે પૈસા આપી દ્યોને, જલદી!"

વિજ્યાએ હસીને કહ્યું-"તું કેવો ઘેલડીપચક જેવો છોકરો છે, પરેશ! ત્હારી બાની આગળ તે આવું બોલાય કે? પૂછે તો એમજ કહેવું કે, પતાસા લેવા ગયો હતો. પણ દુકાનદારને મ્હે કહ્યું છે તે પ્રમાણે જરૂર પૂછજે, હો! ભૂલતો નહિ નહિતર ત્હને સરસ ધોતીઉં મળશે નહિ, તે હું સાફ કહી દઉં છું"

"બહુ સારૂં" એમ કહી પૈસા લઇ પરેશ ત્યાં આગળથી ગભરાટી મુકીને દોડી ગયો-વિજ્યા શૂન્ય દ્રષ્ટિથી તેના તરફ જોઇ રહી આ ખબર મેળવવાને કીંદાડની તે તળે ઉપર થઇ રહી હતી, પરંતુ અત્યાર સુધી શરમના માર્યા તેનાથી કોઇને કાંઇ કહેવાતું નહિ પરંતુ આજે લજ્જા કરતાંયે ચિન્તાનો બોજો અસહ્ય થઈ પડતાં, ત્હેણે પરેશને મોકલવા છાતી ચલાવી હતી

કેટલાક કાગળ પત્ર વગેરે લખવાના હતા વખત પસાર કરવાને ખાતર વિજ્યા હાથમાં કાગળ કલમ લઇને ટેબલની પાસે બેઠી પણ તે છેક શુનકાર જેવી થઇ ગઇ હતી તેથી મહા પરાણે તે લખવા તો બેઠી, પણ બધી વાતો ભેળસેળ થઇ જઇને ખીચડો થવા લાગ્યો ચાર શબ્દ લખે ને એ ફેંકી નાખે, એમ ગણતાં કેટલાયે કાગળને રદ્દી કાગળની ટોપલીમાં સ્થાન મળ્યું આખરે તે કંટાળીને કલમ મુકી દઇને ઉભી થઇ છજામાં આવીને કાનને ડોળે પરેશની વાટ જોવા લાગી ઘણીવાર સુધી ઉભા રહેવાની મજા મરજીયાત ભોગવી ગયા બાદ, નદીની વાટે થઇને તે આવતો હોય એ જણાયું પગમાં કંપ અને હૃદયમાં શંકા સહિત વિજ્યા નીચે ઉતરીને પરસાળમાં આવીને ઉભી રહી પરેશ પણ પતાસાનું પડીકું ધોતીયાના છેડામાં છુપાવી, ચોરની માફક હળવે પગલે ત્હેની પાસે આવીને, પડીકું નીચે મુકીને કહેવા લાગ્યો-"બે પૈસાના બાર પતાસા લાવ્યો છું"

વિજયાએ કાંઇક ગભરાટથી પૂછ્યું-" અને પેલા દુકાનદારે શું કહ્યું!"



પરેશ હાંફતો હાંફતો બોલ્યો:-" અરે, એ તો ફક્ત છજ આપતો હતો પણ મ્હેં શું કહ્યું તે જાણો છો બાસાહેબ ?"

વિજયાએ હેને અધવચ્ચ અટકાવી પ્રશ્ન કર્યો-" હા હા, એ તો ખરું, પણ પેલા નરેશબાબુની વાત-"

પરેશે કહ્યું-" તે તો ત્યાં નથી-કોણ જાણે ક્યાં જતા રહ્યા છે એચ્છર કહેતો હતો કે બાર પતાસા-"

વિજયાએ મ્હો કટાણું કરીને ગુસ્સાભેર કહ્યું-" લઈ જા ત્હારા બાર પતાસાને મ્હારા મ્હો આગળથી "-એમ કહી, તે ત્યાંથી જરાક છેટે જઈ, રસ્તા તરફ નજર કરીને જોવા લાગી

એના આવા ઢંગ જોઈને છોકરો બીચારો મુંઝાવા લાગ્યો તે આટલી બધી વારમાં એટલે ગામે જઈને દોડતે પગે પાછો આવ્યો હતો-ભાવ કરતાં બમણાં પતાસાં લઈ આવ્યો હતો તેથી એણે ધાર્યું હતું કે બા સાહેબ ખુશખુશ થઈ જશે, તેને બદલે આમ તરછોડી કાઢવાથી, એ બીચારો બ્હીતો પડી ગયો દયામણું મ્હો કરીને તે કહેવા લાગ્યો-' બા સાહેબ ! આટલાં પતાસાં કોણ આપતું હતું ? એ તો હું બહુ રકઝક કરીને લઈ આવ્યો છું"

વિજયાએ એનો કશો જવાબ આપ્યો નહિ પરંતુ એના તરફ દૃષ્ટિપાત સરખોયે કર્યા વગર તે એના મનની સ્થિતિ કળી ગઈ. થોડીકવાર રહીને હેણે મધુર સ્વરે કહ્યું -' જા. પરેશ ! તું ત્હારે એની ઉજાણી કરી જજે"

પરેશે બ્હીતાં બ્હીતાં પૂછ્યું -"બધાંજ ?'

વિજયાએ હેની સામું જોયા વગરજ કહ્યું-હા, બધાંજ, મ્હારે નથી જોઈતાં"

પરેશને લાગ્યું કે ગેહાણી મિજાજમાં છે થોડીકવાર પછી હેને ગરમ ધોતીઉં અપાવવાની વાત સાંભરી આવતાં બીજી એક વાતનું ઓચીંતું સ્મરણ થઈ આવ્યું તે હળવે રહીને કહેવા લાગ્યો —

"ભટ્ટાચાર્ય મહાશયને ત્યાં જઈ આવું બા સાહેબ ?"

વિચારવમળમાં ગોથાં ખાતી વિજયા એકદમ ચમકી ગઈ એટના ઉપર તેજ ક્ષણે અકસ્માત્ નરેન્દ્રના દર્શન થતાં જોતજોતામાં તે એની પાસે આવી પહોંચ્યો, ને નમસ્કાર કરીને એની સામે ઉભો રહ્યો

પરેશ બોલી ઉઠ્યો -" નરેન્દ્ર બાબુ ક્યાં ગયા હશે ?'

વિજયાને સામા નમસ્કાર કરવાનુંયે ભાન રહ્યું નહિ. લજવાતી સંકોચાતી રોમાંચ અનુભવતી તે ગાલમાં ખાડા પાડતી પાડતી પરેશને

કહેવા લાગી—" વારૂ, વારૂ, તુ ત્હારે ચાલ્યો જા અહીંથી, હવે કાંઇ પૂછવાની જરુર નથી."

પરેશને લાગ્યુ કે ખરેખર શેઠાણીનો મિજાજ અત્યારે ઠેકાણે નથી ગળગળા સાદે તે કહેવા લાગ્યો—" ભટ્ટાચાર્ય મહાશય તો વાંજાંવાળાની પડોશમાંજ રહે છે, બા સાહેબ! દુકાનદાર ઓચ્છવ એમ કહેતો હતો કે "

વિજયાએ લજ્જાભેર મ્હો મલકાવીને કહ્યુ—

" પધારો, પધારો, બેસો. "

પરેશના તરફ નજર કરીને બોલી ઉઠી—" તુ ત્હારે જા અહીંથી, પરેશ! બહુ મોટી વાત ના જોઇએ હાલ. ત્હારી વાત સાભળીશુ પછી ફુરસદે હમણા એકવાર જા "

પરેશના જતા રહ્યા બાદ, નરેન્દ્રે પુછ્યુ—" આપ નરેન બાબુની ખબર જાણવા માગો છો ને? તે હાલમા ક્યા છે, તેજને?"

' એક નન્નો સો દુ:ખને હણે ' એ કહેવતને અમલમા મુકયાથી વિજયાનો છુટકારો થઇ શકત પરતુ મિથ્યા ભાષણ કરવાનો ત્હેને મ્હાવરો નહિ હોવાથી, જેમ તેમ અતરની લજ્જાને સયમમા રાખીને તે કહેવા લાગી:—" હાસ્તો, એક દહાડો એ જાણવુજ પડવાનુ ને ' નરેન્દ્રે પ્રશ્ન કર્યો.—" એમ કેમ? શી જરૂર છે ' "

વિજયાને એ પ્રશ્નમા કાંઇક વ્યગ ભાસવા છતા ત્હેણે કહ્યુ—" જરૂર વગર કાંઇ ઓછુજ કોઇ બીજાની ખબર મેળવવા માગતુ હશે?"

"કોઇ શુ કરે અને શુ નહિ કરે તેની વાત જવા દો પણ તમારે તો એની સાથેનો સબધ તુટી ગયો છે, તો હવે ફરીથી તે શુ કરવા તાજો કરવા જોઇએ ' દેવુ બધુ હજી ક્યા પત્યુ છે ' "

વિજયાના મુખ પર કતેહલના ચિન્હો સ્પષ્ટ દેખાયા, પરતુ તે કાંઇ બોલી નહી નરેન પણ પોતાના અતરનો ઉદ્વેગ પુરેપુરો શમાવી શક્યા નહિ તે કહેવા લાગ્યા— મ્હારા જાણવા મુજબ એની પાસે કાંઇ કરવા કામ ધંધો નથી કે જેના વડે એ પોતાનુ દેવુ પતાવવાને સમર્થ નીવડે તો એવા સજોગોમા એની શોધ— "

' આપને કોણે એવુ કહ્યુ કે, દેવાને ખાતર હુ એની શોધ કરી રહી છુ?"

" એ સિવાય બીજુ શુ કારણ હોઇ શકે, તે હુ સમજી શકતો નથી. એ આપને ઓળખતો નથી, અને આપ પણ એને ઓળખતા નથી. "

"એ મ્હને ઓળખે છે અને હું પણ એને ઓળખું છું"

નરેન હસી પડયો અને કહેવા લાગ્યો – "એ આપને ઓળખે છે. એ વાત સાચી છે, પરંતુ આપ એને ઓળખતાં નથી. હશે। બોલો, હજી જો એમ કહું કે મ્હારું નામ નરેન છે, તો તો આપને—

વિજયા ડોકું ધુણાવીને બોલી ઉઠી –"એમ હોય તો હું એ વાત ખરી માનું અને કહું કે, એ સત્ય હકીકત ત્હમારે ઘણા દિવસ આગમચ જાહેર કરવી જોઈતી હતી."

ફુંક મારીને દીવો હોલવી નાખતા વારને ઘરમા જેમ બધે અંધકાર વ્યાપી જાય છે, તેજ પ્રમાણે વિજયાના પ્રત્યુત્તરથી નરેનનુ મુખ મલિન થઇ ગયુ. વિજયાએ તે નીહાળીને ફરીથી ટાણો માર્યો – "અન્ય પરિચયનો દેખાવ કરીને પોતાના વિષેની ટીકા કાનોકાન સાભળવી, અને બીજાની મારફત તે જાણવી, એ બન્ને શુ આપને મન એક સરખાજ લાગે છે ?"

નરેન્દ્રનુ મુખ આ વખત લજ્જાથી એકાએક ઝખવાઇ ગયુ. થોડીકવાર સુધી મૌન રહી, તે કહેવા લાગ્યો –અલબત્ત મ્હારા વિષે કેવી ટીકા થાય છે, તે જાણવાના હેતુથીજ એમ કરવાની ફરજ પડી હતી, પરતુ એમા કોઇ પ્રકારની દ્વેષ બુદ્ધિ ન્હોતી છેલ્લે દિવસે મ્હને આવો ભરમ ખુલ્લો કરવાની ઇચ્છા થઇ હતી, પરંતુ દીલગીર છુ કે હુ તેમ કરતા સકાચાયો એમા ત્હમને કોઇ પ્રકારે હાનિ થઇ હોય. એમ હુ ધારતો નથી'

વિજ્યા બોલી,–"હાનિ જેને થવાની હતી, તે તો ક્યારનીયે થઇ ગઇ, હજીયે આપ તેનો ઉપાય કરવા ધારો તો તેમ કરી શકો તેમ છો જવા દો એ વાત આપના પોતાનાજ સબધમા કોઇ વાત જાણવાની ઇચ્છા કરૂ—"

"તો ગુસ્સે થાઉ એમ ? ના, કદી નહિ," એમ કહેતા કહેતા પ્રશાન્ત નિર્મલ હાસ્યથી નરનનુ મુખમડળ છવાઇ ગયુ આટલા દિસવના વાતચીતના પ્રસગના કરતાયે આ હાસ્યથી વિજ્યના મનમા ઉડી છાપ પડી ત્હેને લાગ્યુ કે એનુ અતર બાહ્ય શુભ્ર સ્ફટિક સમુજ સ્વચ્છ છે જે લોકોએ એનુ સર્વસ્વ કબજે કર્યુ હતુ, તેઓના કુટિલ મલિન અન્તઃકરણનો ડગને ડગલે અનુભવ થએલો હોવાથી, નરેનના આ સદ્ગુણના પ્રત્યે સ્વભાવીક રિતેજ આકર્ષાઇ તેણે શરમાતા શરમાતા પ્રશ્ન કર્યો–"આપ અહિ કયા રહો છો ?"

નરેન્દ્રે કહ્યુ –'મ્હારી એક આયેની ફોઇ હજી જીવે છે, ત્હેને ત્યા રહું છુ"

" આપના સબંધમા જે ચર્ચાર ચાલી રહી છે, તે ગામના લોકો જાણતા હશે "

" જાણતા હોય, તોયે શું ? "

" કેમ, વાહ વગી ! "

નરેન્દ્ર થોડીક વાર સુધી વિચાર અસ્ત રહીને બોલી ઉઠયો —" મ્હારી હાલની સ્થીતીનો ખ્યાલ કરીને, થોડોક વખત તો કોઇ ડખલ કરે તેમ લાગતુ નથી તોપણ ઝાઝો વખત ત્હેમના માથા પર બોજા રૂપ થઇ પડવુ, એ પણ ઠીક ગણાય નહિ પણ આ બધી પૂછપરછ કરવાની કાઇ ખાસ મતલબ ' પિતાજીનુ કંઇક દેવુ રહેલુ છે તેથીજ ને ?"

વિજયા જવાબ દેવાના હેતુથી તેના સામુ જોઇ રહી પણ તુ ત્હેનાથી કશોય જવાબ દઇ શકાયો નહિ

નરેન્દ્રે કહ્યુ —" આપનુ દેવુ પતાવવાની કાની ઇચ્છા ન હોઇ શકે ? પરતુ મ્હારી પાસે એવુ કાઇ સાધન નથી કે, જે વેચી સારી ને પણ હુ દેવુ પતાવવાની ખટપટ કરી શકુ ફકત એક સૂક્ષ્મદર્શક યત્ર છે—તેજ વેચીશ ત્યારે બ્રહ્મદેશમા જઈ રહેવા કરવાનો ખર્ચ નીકળશે. મ્હારા ફોઇની સ્થિતિ પણ કાઇ સારી નથી. તે એટલી હદ સુધી, કે એમને ત્યા ખાવાપીવાનો ખર્ચ—" એટલુ બોલીને તે એકદમ અટકી ગયો.

વિજયાની આખોમા ઝળઝળીયા ભરાઇ આવ્યા તરત ત્હેણે મુખ ફેરવી નાખ્યુ

નરેન્દ્ર બોલ્યો—તોપણ, આટલી દયા જો કરી શકો, તો હુ પિતાજીનુ દેવુ મ્હારા નામ પર ચઢાવી દઉ ભવિષ્યમા તે પતાવી દેવાનો ભગીરથ યત્ન આદરીશ રાસબિહારી બાબુને આ સબધમા આપ જો યોગ્ય ખુલાશો કરી દો, તો એ વધુ ધમપછાડ કરે નહિ "

પરેશ બારણા આગળ ઉભો રહી કહેવા લાગ્યો —" બા બાહેન ! મ્હારી બા કહે છે કે વખત ઘણો થઇ ગયો છે—મહારાજને કહુ કે હવે ભાણા પીરસે ? "

નરેન્દ્રે પોતાની ઘડીઆળ કાઢીને જોયુ તરતજ તે ચમકીને ઉભો થયો કાઇક લજ્જીત થઇ કહેવા લાગ્યો —' ઓહો ! સાર થાય ! આપને બહુ ત્રાસ આપ્યો "

વિજયાએ આખ માહેના આસુ લુછતા પુછ્યા કયુ —"આપનુ શા માટે અહિં આગમન થયુ છે, તે તો આપ બોલ્યા નહિ !'

નરેન્દ્રે ઉતાવળમા કહ્યુ.—"કાઇ નહિ" એમ કહી ત્હેણે જવા માડયુ, એટલે વિજયાએ પ્રશ્ન કર્યો —"આપના મામાનુ મકાન અહિંથી

કેટલુંક દૂર છે ? અત્યારે તો ત્યાંજ જવાના હશો !"

નરેન્દ્ર બોલ્યો —"હા, દૂર તો ખરૂં આશરે બે કોશ હશે"

વિજયા મૌન રહી, થોડીકવાર પછી તે કહેવા લાગી —"આના તાપમાં બે કોશ ચાલશો ? જતાંજ ત્રણ વાગી જશે."

"હાસ્તો હા, શું કરવું ? નમસ્કાર !" એમ કહી નરેન્દ્રે પાછું જવા માંડયું એટલે વિજયા ઉતાવળા પગે ત્હેની સામે આવીને ઉભી રહી, અને કહેવા લાગી —"આજે મ્હારો આટલો અનુરોધ આપે સ્વીકારવો પડશે અત્યારે અહિંથી ભોજન કર્યા વગર આપ જઇ શકશો નહિ"

નરેન્દ્ર અતિશય વિસ્મય પામીને બોલી ઉઠયો —"ભોજન કરવાનું ? આ સ્થળે !" "કેમ તેથી શું આપ વટલાઇ જશો ?"

પ્રત્યુત્તર આપતા પહેલાની પેહેલાં ત્હેનું મુખ હાસ્યથી એકાએક ઉજ્વલ થઇ ગયું ને બોલ્યો,—"ના એ ભય તો મ્હને દુનિયામાં કયાંય નથી તે સિવાય ભગવાન આજે મ્હારા પર ખાસ પ્રસન્ન દીસે છે નહિતર આ વખતે કોણ જાણે કેવી ઉપાધિ આવી પડત !" "ત્યારે આપ જરા બેસો, હું હમણાં આવું છું," એમ કહી વિજયા ત્હેની સામું દ્રષ્ટિપાત કર્યા વગરજ અંદરના ભાગમાં ચાલી ગઇ

---

## પ્રકરણ ૧૧.

---

### મહેમાનગીરીમાં માઇક્રોસ્કોપ.

ખાવાનું લગભગ ખલાસ થવા આવતા નરેન્દ્રે પાછી એજ વાત શરૂ કરતાં જણાવ્યું —"આટલી કાળજી લઇ, મ્હારી સામા બેસીને મ્હને ખવડાવવાની તસ્દી લેવાની જરૂર નહોતી કોઇ ઠેકાણે એવો રિવાજ નથી"

વિજયાએ સ્મિત હાસ્ય કરીને પ્રત્યુત્તર વાળ્યો —"જે દેશની સ્ત્રીઓ જૂખ્યા પુરૂષ વર્ગનો પ્રથમ અન્તઃકરણથી સત્કાર કર્યા વગર પોતે ત્હેમની સાથે જમવા બેસી જાય છે, તે દેશનું ભારે દુર્ભાગ્ય છે, મ્હારા પિતાજી એ પ્રમાણે રોજ કહેતા અને મ્હારો મત પણ એવો જ છે" નરેન્દ્ર કહેવા લાગ્યો —"એમ કેમ કહો છો ? બીજા દેશોની વાત જાણે પડતી મુકીએ, તોપણ આપણા દેશમાં હું ઘણેય ઠેકાણે જમ્યો છું, ત્હેમાં ત્યાં પણ એજ પ્રથા ચાલતી આવતી જોઇ છે"

વિજયા બોલી —"જેઓ વિલાયતી ફેશનની વાહવા નકલ કરતા શીખ્યા હશે, ત્હેમને ત્યાં એ પ્રથાનો અમલ જૂનો હશે—નહિ કે ઘેરે

ખેર, આપ જાતેજ ઘણા દિવસ વિલાયત રહી આવ્યા છો, તેથી કદાચ આપને આવો ભ્રમ થતો હશે નહિતર હમો ભારત લલનાઓ કાંઈ બધી મેમ સાહેબ નથી બની ગઈ કે ત્હેમને પગલે પગલે ચાલીએ"

નગેન્દ્ર કહ્યું-"ના ચાલતા હો, તો એ ચાલવુ ઉચિત છે જેમ-નામા જે કાંઈ સારૂ હોય, તે આપણે સાગ્રાહી થઈ ગ્રહણ કરવુંજ જોઈએ '

વિજયા બોલી-"સારૂ શુ ધૂળ ? સાથે બેસીને ખાવુ તે સારૂ '' એમ કહી તે હસી પડી ને કહેવા લાગી-"સ્ત્રીઓની એ બાબતમા કેટલી મત્તા રહી છે, તેનો આપને કયાંથી અગાઉ ખ્યાલ હોઈ શકે ? હુ મ્હારા સઘળા અધિકાર છોડી દેવા રાજી હોવા છતા એ અધિકાર છોડવા ખુશી નથી-પણ આ શુ ? બધુજ દૂધ રહેવા દીધુ ! ના, ના,-તે નહિ ચાલે આપનુ પેટ એટલામા ભરાય નહિ, મ્હારી ખાતરી છે"

નગેન્દ્ર હસીને કહેવા લાગ્યો-મ્હારુ પેટ ભરાયુ છે કે નહિ તેનો નિર્ણય પણ આપને કરવાનો એ કેવી વિચિત્ર વાત !" એમ કહી, તે ઉઠીને ઉભો થયો વખત વધારે પસાર થઇ ગએલો હોવાથી, નરેન્દ્રે વિદાયગીરી માગતા કહેવા માંડ્યુ -"આજે મ્હને એક વિષયમા ભારે આશ્ચર્ય ઉપજ્યુ છે મ્હને તડકામા આપે જવા દીધો નહિ, પરાણે ખાવાની ફરજ પાડી, થોડુ ખવાયુ જાણીને આપનુ મન કચવાયુ-એ સઘળુ કેમ કરીને બનવે ? આ સાભળીને આપ નારાજ થશો નહિ-મશ્કરી કે વ્યગમા હુ બોલતો નથી-પરતુ ત્યારનો આટલોજ વિચાર કર્યા કરુ છુ કે આ સઘળુ ક્યાથી સભવે ?" ગમે તે પ્રકારે એ વાત દાબી દેવાના હેતુથી વિજયાએ ટુંકેથી પતાવ્યુ -' સઘળેજ તેર એવુ હોય છે, જવા દો એ વાત હવે આપ કેટલા દિવસમા બ્રહ્મદેશ ઉપડી જવા ઇચ્છો છો ?"

નગેન્દ્રે નિષ્ઠા સત્ય મનથી જણાવ્યુ -"પરમ દિવસે પરતુ ગમે તેવો પણ હુ તો આપની આગળ એક પારકો માણસ છુ, મ્હને દુ ખ અગર કષ્ટ થાય તેમા આપને શુ લાગે કે વળગે ? છતા આપનુ વર્તન જોઇને કહી શકાશે કે કોઈ ત્રાહિત માણસ કે હુ આપનો માણસ નથી ? હુ ખાતા શરમાઇશ, અગર થોડુ ખાઇશ એ ડરથી તમે ખાધા વગર મ્હારી સામા બેસી રહ્યા. મ્હને નથી કોઇ બ્હેન કે ભાઈ, માતા પણ મ્હને નાનો મુકીને મરણ પામી છે. તેઓ જીવતાં હોત, તો મ્હારી આવી સંભાળ લેત કે કેમ તે પણ શંકાસ્પદ છે, પરતુ આપની કાળજી ભરી સભાળથી તો ખરેખર હું છક થઇ ગયો છું.

પરતુ વસ્તુત એમાનુ કશુયે સત્ય કરી શકે તેમ છે નહિ, એ હુએ જાણુ છુ અને આપ પણ જાણો છો પરંતુ કોઇ સત્ય વાતને તેના સત્ય સ્વરૂપમા વ્યકત કરે, તો સ્વાભાવિક રિતેજ વ્યંગ કરવાનું મન થાય અને તેને સરેસરીયામ મિથ્યા સિદ્ધ કરવા મથન કરે ”

વિજયા બારી બ્હાર જોઇ રહી, તે દિશામાજ દ્રષ્ટિ રાખીને તે કહેવા લાગી —“ ભદ્રના મગીને એક ચીજ છે, તે શુ આપે કદી કોઇ સ્થળ અવલોકી નથી ? ”

“ ભદ્રના ? તેજ હશે, એમ ધારુ છુ ” એટલુ બોલતા બોલતામ તો ન્હુ? ઉંડો નીસાસો નાખ્યો પછી હાથ જોડીને પ્રણામ કરીને કહેવા લાગ્યો —ગમે તેમ પણ પિતાજીનુ ઋણ સત્વર પતી જાય છે એજ ભારે આનંદની વાત છે આપના મન્દિરની દિન પ્રતિદિન વૃદ્ધિ થાઓ—આજના દિવસનું સ્મરણ ચિરકાલ પર્યન્ત તાજુ રહેશે મ્હારા હૃદયમા હુ હવે જઇશ, ’ એમ કહી તે જેવો ઓરડાની બ્હાર નીકળ્યો કે તરતજ અંદરથી અસ્પષ્ટ અવાજ આવ્યો —

‘ જરાક ઉભા રહો ”

નરેન્દ્ર ફરી આવીને ઉભો રહેતા, વિજયાએ મૃદુ કંઠે પ્રશ્ન કર્યો — “ આપના માઇક્રોસ્કોપની શી કીમત છે ? ” નરેન્દ્રે કહ્યુ —“ ખરીદતા મ્હને ૫૦૦ રૂપીયા બેઠા છે, અત્યારે અઢીસો રુપીયા—બસો રૂપીયા મળે તોપણ હુ કાઢી નાખુ કોણ લઇ શકે તેમ છે ? આપની જાણમા છે કોઇ ખરીદનાર ? તદ્દન નવા જેવોજ છે, એમ ખુશીથી કહી શકાય ”

એનો વેચી નાખવાનો આગ્રહ જોઇને મનમા અતિશય મુઝાતા મુઝાતા વિજયાએ પૂછ્યુ —“ આપને શુ હવે એનુ કામ નથી કે આમ સસ્તામા કાઢી નાખો છો ? ”

નરેન્દ્ર નિશ્વાસ નાખીને જણાવ્યુ —“ કામ ? કાઇ પણ થયુ નથી ”

આ નિશ્વાસ સુદ્ધા વિજયાની નજર બહાર ગયો નહિ. થોડીક વાર શાન્ત રહીને તે બોલી ઉઠી —‘ ઘણા વખતથી એવુ એકાદ યત્ર ખરીદવાની મ્હારી ઇચ્છા હતી, પરતુ હજી અમલમા મુકાઇ નથી. કોઇ એક વાર મ્હને દેખાડો તો ખરા ?! ”

“ મારૂ આપને બધુ દેખાડી કરીને પછી હુ મારે જઇશ, ”

થોડીક વાર વિચાર કરીને પાછો કહેવા લાગ્યો —“ યાચના કરવાનો આ સમય નથી પરંતુ ખાતરી આપુ છુ કે એમા તમે ઠગાવાના નથી ”

થોડીક વાર મૌન રહી, ફરી પાછો કહેવા લાગ્યો-"એ એવી ચીજ છે કે રૂપીયાને સાટે એની કીંમત થાય નહિ હું નિરૂપાય છું, નહિતર-વારૂ કાલે બપોરે લેતો આવીશ."

નરેન્દ્રના ગયા પછી જ્યાં સુધી જોઇ શકાયુ ત્યાં સુધી વિજયા નિર્નિમેષ નયને ત્હેના તરફ જોઇ રહી, ત્યાર બાદ પાસેની એક ખુરશી પર પડતુ નાખ્યુ-લાંબી છૂટ થઇને પડી ત્હેની દ્રષ્ટિ પહોંચે ત્યાં સુધી સર્વત્ર ત્હેને અંધકાર ભાસવા લાગ્યો-કોઇ વસ્તુનું જાણે કદી પ્રયોજન હતુજ નહિ મરણ કાલ પર્યન્ત કદી કોઇ વસ્તુ કામમાં આવવાનીજ નથી પરંતુ તેટલા ખાતર એને મન ક્ષોભ અગર સંતાપ થતો નહતો શૂન્ય દ્રષ્ટિથી બહારના ઝાડપાન તરફ જોઇ રહી-પત્થરની પૂતળી સમી સજ્જડ થઇ ગઇ-પોતે શું કરે છે તેનો ખ્યાલ સુદ્ધાં ત્હેને રહ્યો નહિ સાંજ ક્યારે પડી, નોકર દીવો ક્યારે મુકી ગયો, તેનું પણ એને ભાન રહ્યું નહિ ચૈતન્ય પાછું આવ્યું એની આંખોના અશ્રુજલ જેમ તેમ લુછી નાખી, હાથ ફેરવે છે તો કોણ જાણે ક્યારનુંય ત્હેની છાતીપરનું વસ્ત્ર તરબોળ થઇ ગયું છે રાત્રે સૂતી વખતે માથા નીચેની બારી ખોલીને પહેલાની પેઠે સૂનકાર થઇને અંધકારને નીહાળી રહી વરતુ વર્ણહીન શૂન્ય અંધકાર સમું સમસ્ત ભવિષ્ય ત્હેની આંખો પર આવી વસ્યુ હોય, એવો ભાસ થયો ત્યાર બાદ ક્યારે ઉંઘ આવી ગઇ તેનો કાંઇ ખ્યાલ રહ્યો નહિ પરંતુ જ્યારે ઉંઘ ઉડી, ત્યારે પ્રભાત કાળના સ્નિગ્ધ કિરણો ઓરડામાં સર્વત્ર પથરાઇ રહ્યાં હતાં જેની સાથે પાંચ છ દિવસના પરિચય સિવાય વધુ પ્રસંગ પડયો નહતો, ત્હેનોજ વિચાર સહુથી પહેલો મનમાં સ્ફુર્યો અને તે સ્ફુરતાની સાથેજ ત્હેની સંગાથે જાણે લાંબા સમયનો ગાઢ સંબંધ નહિ બંધાયો હોય, એવી તીવ્ર વેદનાનો સંચાર થવા લાગ્યો

દહાડો ચઢવા લાગ્યો પરંતુ ત્હેની સ્થિતિ બદલાઇ નહિ કોઇ કરતાં કોઇ કામમાં ત્હેનું દિલ લાગે નહિ "ઘડી ઘડી પળ પળ ધડક ધડક દિલ થાય હિલારા" આવી સ્થિતિમાં ત્હેને કશું સૂઝે નહિ. મનમાં બહુ મુઝાવા લાગી ત્યારે આ પ્રમાણે પોતાનું મન મનાવવા લાગી-એક યન્ત્ર જોવાનું છે, તેમાં આટલી બધી ચિન્તા અને ચટપટી શા માટે? એકવાર જોયા પછી બધો મોહ જતો રહેશે 'use lessnes marvel" વસ્તુનો પરિચય થયા પછી તેમાં અભતકૃતિ કે નવીનતા જણાતી નથી. એટલા માટેજ મોટા મોટા ફીલસુફોએ કહ્યું

છે કે "Anticipation is more pleasant than actual realisation" વસ્તુને પ્રાપ્ત કરવા કરતા, તેમ કરવાની આશા અપેક્ષા વધારે આનંદપ્રદ હોય છે આજે નહિ તો કાલે યંત્ર જોવાશે, તેમા શુ બગડી ગયુ? પરંતુ આવી અનેક યુક્તિ પ્રયુક્તિ કરવા છતા, વખત પસાર થવાની સાથે સાથેજ હેની ઉત્કંઠાએ આશંકાનુ સ્વરૂપ ધારણ કરવા માડ્યુ પોષને મધ્યાન્હ સમયનો સૂર્ય એક પડખે ઢળી જતા દિનાન્તનુ સૂચન કરવા લાગ્યો વિજયાનુ મુખ ફિક્કુ પડ્યુ કાલે જે યુવક દેશ છોડીને અહિંથી કાયમને માટે ચાલ્યા જવાનો છે, તે કદાચ આજે આ સ્થળે આવી શકે નહિ, તો એમા આશ્ચર્ય પામવા સરખુ શુ છે? એના યન્ત્રના કોઇ વધારે નાણા આપનાર મળી આવ્યો હોય અને એ ચાલ્યો પણ ગયો હોય, તો દોષ કોનો કાઢવો? વળી એને બોલાવી મંગાવવા પરેશને મોકલ્યા હોય તો કેવુ? મોકલવા છતાય એનો પત્તો લાગશે કે કેમ? તે એને પસંદ કરશે કે નહિ? વગેરે વગેરે તર્કવિતર્ક કરતા કેમે કર્યો હેનો વખત પસાર થતો નહતો વારવાર ઘડિયાળ યન્ત્ર સામુ જોઇને ઉડા નિસાસા નાખ્યા કરતી હતી એવામા એકાએક પરેશ ઓરડાની અંદર પ્રવેશ કરી સમાચાર કહ્યા—"બા સાહેબ! નીચે પધારો, બાબુ આવ્યા છે"

વિજયાનુ મ્હો લેવાઇ ગયુ તે બોલી ઉઠી—'કયા બાબુ આવ્યા?'

પરેશે કહ્યુ.—"કાલે આવ્યા હતા તે,—એમના હાથમા મોટી ચામડાની પેટી છે, બા સાહેબ!"

'સારૂ, બાબુને તુ બેસવાનુ કહેજે, હુ હમણા આવુ છુ'

બે ત્રણ મિનિટ રહીને વિજયાએ નીચેના ખંડમા આવી નમસ્કાર કર્યા આજ એનો વેશ કાંઇક અલબેલોજ દીસતો હતો વસ્ત્ર પરિધાન તેમજ કેશ સમાર્જનની ખુબી કાંઇક ન્યારીજ હતી ગઇ કાલના પ્રમાણમા આજનો આ આંજી નાખનારો ભપકો જોઇ નરેન્દ્ર ક્ષણભર તો મંત્ર મુગ્ધની પેઠે હેની સામુ જોઇ રહ્યો એની વિસ્મિત દૃષ્ટિ સામુ વિજયાની પ્રેમભીની દૃષ્ટિ મળતાવારને રોમાંચથી હેના શરીરના રૂંવેરૂંવા ખડા થઇ ગયાં હેણે લજવાઇને નીચુ ઘાલ્યુ નરેન્દ્રના હાથમા માઇક્રોસકોપની બેગ હતી પાસેના ટેબલપર તે મુકી દઇને હેણે નમસ્કાર કર્યા અને કહેવા લાગ્યો—" વિલાયતમા રહીને છબી પાડતા શીખ્યો છુ આપને મ્હે ઘણીવાર જોયા છે, પરંતુ આજે આપના ઘરમા દાખલ થતાવારને મ્હારા નેત્ર ખુલી ગયા છે. હુ આશીર્વાદ

કહી શકું છું કે, જેમને છબી પાડતા આવડતી હશે, તેઓ નક્કી આજે આપને નીરખનારને લોભાઇ જશે. વાહ ! શી સુન્દરતા !"

વિજયા મનમા ને મનમા વિચારવા લાગી.–સૌન્દર્યના સાચા પૂજારીનું આ સ્વાર્થની ગન્ધ વિનાનું પાપ રહિત સ્તોત્ર આપોઆપ નીકળી આવ્યું છે ! હૃદયના શુદ્ધ ભાવથી આવા ઉદ્ગાર એક માત્ર એનું હૃદયજ કાઢી શકે પરંતુ સાચી શરમના સેનાથી તેનું મુખ લજ્જારક્ત આરક્ત થયું હતું ન રહ્યું વાણી તે લપાતી છુપાતી ક્યા સુધી ઉર્મ થઇ રહી જાણે છબ મીંચાઇ ગઇ ના હોય, તેમ હોઠ ફૂટે નહિ આખરે ઉપર જોર કરી, જેમ તેમ મુખ ઉચું કરીને ગભીર સ્વરે તે બોલી ઉઠી –"આમ મ્હને શરમાવવી એ શું આપને ઉચિત છે ? એક ચીજ ખરીદવી છે, એમ કહીને આપને બોલાવ્યા હતા, છબી પાડવા બોલાવ્યા ન્હોતા " આ શબ્દોથી નરેનનું મ્હોડું સુકાઇ ગયું તે લજ્જાથી સંકુચિત તથા દુઃખિત થઇ અસ્ફુટ સ્વરે માત્ર આટલુંજ બોલીને ક્ષમા યાચવા લાગ્યો–મ્હે કાંઇ ખાસ મુદ્દાથી આમ કહ્યું નથી છતા કબુલ કરૂં કે મ્હારો ભારે અન્યાય થયો છે. હવેથી કદી પણ આવું–" વગેરે, વગેરે એના પશ્ચાતાપનું પરિણામ જોઇને વિજયા હસવા લાગી. સ્નિગ્ધ હાસ્યથી મુખ ઉજ્જવલ કરતા ત્હેણે કહ્યું –"ક્યા છે આપનું યંત્ર ? જોઉં તો ખરી !" નરેન્દ્રને એટલુંજ જોઇતું હતું તે હર્ષભેર આગળ ધસી, બોકસ ખોલવા લાગ્યો એ ઓરડામા અજવાળું બહુ ઓછું આવતું હોવાથી, વિજયાએ પાસેના ખંડમા જવા સૂચવ્યું,

"ચાલો" એમ કહી નરેન્દ્ર હાથમા બોક્સ લઇ ત્હેની પાછળ પાછળ ચાલવા લાગ્યો બન્ને જણા વધારે પ્રકાશવાળા ઓરડામા આવ્યા, નાના સ્ટુલ પર પેલી બોક્સ ગોઠવી દીધી આજુબાજુ બે ખુરશી મુકી, બન્ને તે પર ગોઠવાયા નરેન્દ્ર બોલ્યો –"હવે જુઓ ! શી રીતે હું રચના કરૂં છું તે, ત્યાર બાદ બધું ત્હમને શીખવી દઇશ"

આ અનુવીક્ષણ યન્ત્રની સાથે જેઓને સાક્ષાત પરિચય નથી, તેઓને આ વાતો ખ્યાલ પણ આવવો કઠીણ છે કે એમાથી શી રીતે જોઇ શકાતું હશે આ યન્ત્રની સહાયથી આપણને સહજ એ વાતની પ્રતીતિ થઇ શકે છે કે બહારના અસીમ બ્રહ્માણ્ડ મનુષ્ય પોતાની મુઠ્ઠીમા ધારણ કરી શકે છે. માત્ર આટલીજ ભૂમિકા કરીને ત્હેણે વિજયાના મનને આકર્ષી લીધું વિદ્યાલયમા ચિકિત્સા વિદ્યાનું અધ્યયન કરી રહીને ત્હેની જ્ઞાનપિપાસા આ જીવાનુતત્વની દિશામા

દોરવાઇ હતી એથી એકનરહથી એ તત્વ સંબંધી એનો પરિચય ઘનિષ્ઠ થવાની સાથે સગ્રહ પણ અપર્યાપ્ત નીવડયો હતો વિજ્યાને આપવા સારૂ એ મનુષ્ય તે પોતાના પ્રાણાધિક યંત્ર ભેગો સાથે લઇ આવ્યો હતો કેમકે, નરેનનો આશય એવો હતો કે એ બધા વગર એકલા યન્ત્રથી કંઇ ખાસ લાભ થઇ શકશે નહિ પહેલા તો વિજ્યાથી કાઇ કરતા કાઇ દેખાય નહિ—કેવળ ધાબા જેવુ અને ધૂમાડાના આકારનુ ત્હેને દેખાવા લાગ્યુ નરેન્દ્ર આગ્રહયુક્ત જેટલી જીજ્ઞાસા કરે કે શુ દેખાય છે, તેટલોજ તે ભોહો પડે એ દિશામા ત્હેની પ્રવૃત્તિ પણ ન હતી, ચિત્તનુ અનુસન્ધાન પણ નહોતુ નરેન્દ્ર બીચારો દરેક કળ ફેરવી ફેરવીને ત્હેને બધુ બતાવવાને અન્યે મથન કરતો,—પણ કોણ જોવાની તસ્દી લે ? વિજ્યાનુ ધ્યાનજ કાઇ જુદું હતુ બોલનારનો કંઠસ્વર ધ્રુજતો હતો અને જે સાભળતુ હતુ ત્હેના અન્તરના ઉંડાણમા ધરતી કંપ થતો હતો પ્રબળનિશ્વાસથી ત્હેના કેશ આમ તેમ વીખરાઇ સર્વ અંગોને પુલકિત કરતા હતા, નાના નાના જીવજન્તુઓના સ્વચ્છ દેહને વિશે શુ છે અને શુ નહિ તે જાણીને એનો શો દહાડો ઉઘડવાનો હતો ? શો લાભ કે લતીજો મેળવવાનો હતો કે એટલુ ધ્યાન આપવાની તસ્દી લે ? કયા જન્તુઓ મેલેરીઆ વડે ગામોના ગામ ઉજ્જડ કરી નાખે છે, અને કયા ક્ષયરોગના ઝપાટાથી ઘરમા સફાચટ મેદાન બનાવી દે છે એને કાઇ ઓછાજ ડોક્ટર બનવું હતુ કે આવી વાતો નુ કામ હોય ? દરેક મિનિટ નાહક ધારે દુખતી. નરેન તદ્દન નિરાશ થઇ કપાળે હાથ મુકી કહેવા લાગ્યો—"જવા દો, એમા ત્હમને રસ નહિ પડે હજી બુદ્ધિ એટલી પરિપકવ થઇ નથી."

વિજ્યા હાસ્ય રોકીને બોલી—"મ્હારી બુદ્ધિ તો પરિપકવજ છે, ત્હમને સમજાવતા આવડતુ નથી" નરેન્દ્રે કાંઇક ક્ષોભ પામીને કહ્યુ —"ત્યારે શી રીતે સમજાવુ વારૂ ? આપની બુદ્ધિ કાઇ ખાસ પરિપકવ થએલી નથી, પરંતુ તેના કરતાયે મ્હને લાગે છે કે આપ ચિત્ત પરોવતાજ નથી—હુ નાહક બકી મરૂ છુ, અને ત્હમે એના તરફ જોવાનો ડોળ કરી, મ્હો નીચુ રાખીને હસ્યા કરો છો

"કોણ કહે છે કે હુ હસુ છુ ?

" હુ કહુ છુ "

" એ આપની ભૂલ છે ! "

" મ્હારી ભુલ ? યન્ત્ર તો ખાસુ મજાનુ છે, એમા ભૂલ નથી, તેમ છતા કેમ દેખાતુ નથી ? "

" યન્ત્ર આપનુ ખરાબ છે, તેથીજ. "

નરેન વિસ્મયતા ભર્યા અવાજથી બોલ્યો –"ખરાબ? આપ જાણો છો, આવુ પાવરફૂલ માઇક્રોસકોપ આપણા દેશમા જવલ્લેજ જોવામા આવે છે. આવુ સ્પષ્ટ જણાય છે–"

એમ કહી નજરે નજર ખાતરી કરવા ખાતર ઉત્કંઠાભેર જોવા તે નીચો વળ્યો કે તરતજ વિજયાના માથા સગાથે ત્હેનુ માથું અફળાયુ.

'ઉ' કરીને વિજયા માથુ ખસેડી નાખીને હાથવતી પંપાળવા લાગી નરેન છોભીલો પડીને કાંઇક બોલવા જતો હતો, એટલામા વિજયા ખડખડાટ હસીને બોલી ઉઠી–"માથાની ટક્કર લાગે તો શુ થાય, તે જાણો છો? શીંગડું ઉગે"

નરેનને પણ હસવુ આવ્યુ તે બોલ્યો–"ઉગવાનુ હોય, તોતો આપના માથાપર મોડુ ઉગે તો સારૂ

"બહુ સારૂ. આપના આ જુના ઝર જેવા ભાગ્યા તૂટ્યા યન્ત્ર ને મારૂ કહ્યું નહિ કેની તેથી મ્હારૂ માથું શિંગડુ ઉગવા લાયક બની ગયુ!"

નરેન હસ્યો તો ખરો, પરંતુ ત્હેનુ મ્હો લેવાયુ ને તેથી માથુ હલાવીને કહેવા લાગ્યો–"આપને ખરૂ કહુ છુ, ભાગેલુ નથી મ્હારી પાસે કાંઇ સંપત્તિ નથી, તેથી આપને સંદેહ ઉપજે છે કે હું આપની પાસેથી પૈસા ધૂતી લેવાને આ બધી ખટપટ કરતો હોઇશ, પરંતુ બે ફીકર રહેજો, આપને વખત જતા બધુ બરાબર દેખાશે"

વિજયા બોલી–"વખત જતા દેખાય તે અત્યારે શા ખપનુ? તે વખતે આપને ક્યાંથી શોધી લાવવા?"

નરેને કાંઇક તીખાશ ભેર કહ્યુ–"ત્યારે શુ કરવા બોલાવ્યા? હુ લેવાની છુ? નકામી તકલીફ શુ કરવા આપી?"

વિજયાએ ગંભીર સ્વરે પ્રત્યુત્તર આપ્યો–"ત્યારે પહેલેથીજ કહેવુ હતુને કે એ ભાગેલુ છે."

નરેન સખ્ત છેડાઇ પડીને બોલી ઉઠ્યો–"સોવાર કહ્યુ કે ભાગેલુ નથી, છતા ક્યાસજ કરશો કે ભાગેલુ છે" પરન્તુ બીજી ક્ષણેજ ક્રોધ શમાવી લઇ, ઉભો થઇને કહેવા લાગ્યો–"વારૂ, એમ રાખો, ત્યારે હુ વધારે ડાચાકુટ કરવા માગતો નથી છો ત્યુ હમારૂ ભાગ્યુ હમારી પાસે માત્ર મ્હને આટલુજ નુકસાન થયુ કે ત્હમારા કહેવાથી હુ કાલે જઇ શક્યો નહિ પણ ખેર, બધા કાંઇ આપના જેવા અંધ હોતા નથી કલકત્તામા હુ અનાયાસે વેચી શકીશ, તે યાદ રાખજો વારૂ, હવે હું જાઉ–"

એમ કહી તે પત્રને બોક્સમાં મુકી દેવાનો ઉદ્યોગ કરવા લાગ્યો

વિજયા ગંભીર ભાવે બોલી ઉઠી—"એમને એમ ક્યાં ચાલ્યા જશો? ભોજન કરીને જવાનુ છે."

"ના જરૂર નથી"

"જરૂર છે વળી"

નરેન મુખ ઉચુ કરીને કહેવા લાગ્યો—"ઠીક ફારસ કરવા માંડ્યા છે! મજાક કરવામા બહુ મજા પડે છે?"

"કાલે તમને જમીને જવા કહ્યુ, ત્યારે શુ મ્હે મજાક કરી હતી? ના, એમ નહિ ચાલે, આપને જમીનેજ જવાનુ છે જરાક બેસો, હમણા હુ આવુ છુ," એમ કહી વિજયા પોતાનુ હાસ્ય ખાળતી ખાળતી દશે દિશામા પોતાના અનુપમ લાવણ્યનુ માધુર્ય પ્રસારતી અંદરના ખંડમા ચાલી ગઇ પાંચેક મિનિટ રહીને પોતાના હાથમા ખાદ્ય પદાર્થોના ખુમચો અને ચાકરના હાથે ચાહનો સરંજામ ઉચકાવીને, તે પાછી આવી ટેબલ ખાલી જોઇને કહેવા લાગી—"બોક્સ આપે લઇ લીધી જણાય છે આપનો મિજાસ કાઇ કમ નથી!"

નરેન્દ્ર ઉદાસ કંઠે જવાબ દીધો—આપ લેવાના નથી, તેમા મિજાસ શાનો ગણાય? પરંતુ જરાક ખ્યાલ તો કરો, આવી ભારે વસ્તુ આટલે દૂરથી લાવતા અને પાછી લઇ જતા કેટલો ત્રાસ પડતો હશે?

ખુમચાને ટેબલ પર મુકીને વિજયાએ કહ્યુ—"તે બનવા જોગ છે, પણ નાહક કાંઇ મ્હારે ખાતર વેઠ્યો નથી, આપે આપની જાતેજ આપદા ઊભી કરી છે વારુ, હવે જમવા માંડો, હુ ચાહ તૈયાર કરુ છું"

નરેનને ગૂમસૂમ જેવો બેસી રહેલો જોઇને વિજયા ફરીથી કહેવા લાગી—વારુ, હુ લઇશ, પછી કાંઇ છે? આપને ઉચકી લઇ જવુ નહિ પડે હવે તો શરુઆત કરો"

નરેન્દ્ર મ્હોનો પરી જઇને બોલ્યો—"હુ કાંઇ આપને દયા કરવાને કહેવાવા તો કહેતોજ નથી

વિજયાએ કહ્યુ—"પણ જે દિવસ મામાની વકીલાત કરવા આવ્યા હતા, તે દિવસે તો આવ્યાજ હતા"

તે બીજાને ખાતર, મ્હારે સારુ નહિ! મ્હને એવી ટેવજ નથી"

એની વાત અક્ષરશઃ સત્ય હતી, તે વિજયાને અજાણ્યુ નહતુ. તે બોલી ઉઠી—"ગમે તેમ પણ, આપને એ પાછુ લઇ જવું નહિ

પડે-અહિંજ રહેશે. મ્હારા મેહરબાન! હવે જમવા માંડો તો સારૂ થાય.'

સન્દિગ્ધ સ્વરે નરેને પ્રશ્ન કર્યો—"એનો કંઇ મતલબ?"

વિજયા બોલી—"કાંઇક હશેસ્તો વળી" જવાબ સાંભળી નરેન્દ્ર ક્ષણ કાળ સ્તબ્ધ થઇને બેસી રહ્યો કારણનો વિચાર કરતા બીજી ક્ષણેજ એકાએક ચ્હીડવાઇને છંછેડી પડ્યો—"એ શું છે, તે હું આપની પાસેથી સાફ સાફ સાંભળવા માગું છું ખરીદવાને નામે આપ શું પચાવી પાડવા માગો છો? એ પણ કાંઇ ઓન્હુજ પિતાજીએ આપને ત્યાં ઘરેણે મુક્યું હતું?! આપ તો એ બ્હાને મ્હને પણ રોકાણ કરવા માગતા હો, એમ જણાય છે તમે તો સહજ સાબીત કરી શકશો કે, પિતાજી મ્હને સદ્ધાં આપને ત્યાં ઘરેણે મુકી ગયા છે"

વિજયાનું મ્હો લાલચોળ થઇ ગયું, ત્હેણે બીજી તરફ ફરીને કહ્યું—'કાનિપદ! તું અહિં શું કામ ઉભો થઇ રહ્યો છે? આ બધું નીચે લઇ જા, અને પાન લઇ આવ'

નોકર હુકમ પ્રમાણે ટેબલ સાફસુફ કરીને નીચે ચાલી ગયો ત્યાર બાદ વિજયાએ મુગા મુગા ચાહ તૈયાર કરવા માંડી, અને પાસેની ખુરસી પર કુવાતની હાલી જેવું કરાણું મ્હો કરીને નરેન્દ્ર બેસી રહ્યો

---

# પ્રકરણ ૧૨

## માઈક્રોસ્કોપની મહોકાણ

સૃષ્ટિ તત્વના અજ્ઞેય વ્યાપાર વિષયક અનેક ચર્ચા, વ્યાખ્યાન વગેરે સમર્થ પંડિતોના મ્હોઢેથી વિજયાએ સારી પેઠે સાંભળ્યા હતા પરંતુ જે અંશ એને જ્ઞેય હતો તેનો આરંભ ક્યારથી થયો છે, તેનું કાર્ય શું છે તેના આકૃતિ-પ્રકૃતિ કેવા છે, ઇતિહાસ કેવો છે એ સર્વ વિષય સંબંધી સુસ્પષ્ટ સરળ ભાષામાં આવું સુન્દર વિવેચન ત્હેણે કદીયે સાંભળ્યું ન હતું જે યન્ત્રને ત્હેણે મશ્કરીમાં ભંગ્યું તુંગ્યું કહ્યું હતું, તેનીજ સહાયથી કેવું અદ્દભુત અને અપુર્વ કાર્ય થઇ શકતું હતું, તે એણે નજરે નજર જોયું હતું. આ સુકા સડાક બાંમડીઆએ ડાક્ટરની પરીક્ષા પસાર કીધી હતી, તેમાં કાંઇ ખાસ અજાયબ થવા જેવું ન્હોતું. પરંતુ જીવજન્તુ વિષયક એના જ્ઞાનની ગહનતા, એના

વિશ્વાસની દૃઢતા, તથા સ્મરણ કરી રાખવાની એની અસાધારણ શક્તિનો પરીચય થતા તે આશ્ચર્યચકિત થઇ ગઇ એ ઉપરાંત વળી સામાન્ય મનુષ્યની પેઠે એને વાદ્ય પડતાંગે વાર લાગતી ન હતી નરેન બોલતો તેમા હેતુ કાઇક એ સાભળતી, અને ઘણો ભાગ તો તેના કાનમા પ્રવેશવા સુદ્ધા પામતો નહિ તે એના મ્હોડા સામુ નીચી નજરે જોયા કરીને વિચારમા ગરક થઇ જતી. વકતા બોલ્યો જતો, વક્તૃતાના પૂર વેગમા અને વિજયા તે વખતે એના ત્યાગ, સત્યપરાયણતા, સહૃદયતા, સરલતા આદિ સદ્ગુણોનુ મનમા ને મનમા ચિન્તવન કરીને, એના પ્રત્યે સ્નેહ શ્રદ્ધા, ભકિત આદિ સદ્ભાવની મગ્નિામા સ્નાન કરતી

એક વખત અકસ્માત નરેનના જોવામા આવ્યુ કે તે મિથ્યા બોલ બોલ કરી છાતી દુખવી મરે છે,તેથી તે ઝટ બોલી ઉઠયો –"આપ કાઇ સાભળતા હો એમ લાગતુ નથી !"

વિજયાએ ચકિત થઇને કહ્યુ —" સાભળુ છુ તો ખરી "

" શુ સાભળ્યુ, બોલો જોઇએ !"

" અરે વાહ ! એક દિવસમા તે કાઇ બધુ શીખી જવાય ? "

નરેન નિરાશ થઇને કહેવા લાગ્યો —" આપને કાંઈ આવડવાનું નથી આપના જેવા રમતિયાળ માણસ મ્હે કદી દીઠા નથી "

વિજયાએ લેશમાત્ર પણ અચકાઇ ગયા વગર જવાબ દીધો –"એક દિવસમા તે કાંઈ આવડી જાય ? આપને કેટલો વખત લાગ્યો હતો શીખતા, તેજ કહોની ?"

નરેન્દ્ર હીહી કરીને હસી પડયો અને કહેવા લાગ્યો —" આપને તે સો વરસે પણ આવડવાનુ નથી વળી એ ઉપરાંત આપને શીખવશે કોણ ?"

સ્મિતહાસ્ય કરીને વિજયાએ કહ્યુ -" કોણ તે વળી? આપ જાતે પોતેજ નહિતર આ ભાગેલુ યન્ત્ર કોણ લેવાનુ હતુ ?"

નરેન્દ્ર ગભીર થઇને બોલ્યો -" આપને લવાનીયે જરૂર નથી, અને મ્હારાથી શીખવાય તેમ પણ છે નહિ

વિજયાએ કહ્યુ –" એમ હોય, તો મ્હને છબી પાડતા શીખવજો એ તો શીખવી શકાશેને ? "

નરેન ઉત્તેજિત થઇને બોલ્યો –" ના, તે પણ નહિ બની શકે જે મનુષ્યને ન્હાવા ખાવાનુ ભાન નથી, તેમાજ જ્યારે ધ્યાન આપી શકાતું નથી, ત્યારે છબી પાડવામા ત્હેનુ ચિત્ત શી રીતે ચોટવાનું હતું ? તદ્દન અશક્ય વાત છે ! "

" ત્યારે તો છબી પાડતાં પણ નહિ શીખવી શકાય કેમ ? "

" ના, "

વિજયાએ કૃત્રિમ ગંભીરતા ધારણ કરીને કહ્યું –" કાંઇ પણ નહિ શીખવાય, ત્યારે માથે શીંગડું ઉગાવતા તો શીખવાશેને ? "

એનું હાવભાવ સહિત આ કથન સાભળીને નરેન ફરીથી ખડ ખડ હસી પડયો અને કહેવા લાગ્યો –" એજ આપની યોગ્ય શિક્ષા છે "

વિજયાએ હાસ્ય રોકી પ્રત્યુત્તર વાળ્યો –" ઓહો ! શું કહેવાય ! સફાઇમાંથી હાથ કાઢતા નથી, તો એમ કહોની કે મ્હારામાં શીખવવાની લાયકાત નથી, પરંતુ ચાકરો લોક જાણે શા કામમાં ગુંથાઇ ગયા છે? તે હજી બત્તી કેમ લાવતા નથી ? આપ જરાક બેસજો હું હમણા બત્તી લઇને આવું છું " એમ કહી લપનપાટ કરતી દીવો લઇ આવવા દોડી બારણાપરનો પડદો ખસેડતા વારને જાણે ભૂત દીઠું હોય તેમ ખચકાઇને ઉભી થઇ રહી. આ શો ચમત્કાર ! પાસેના ખંડમા બે ખુરસી પર પિતા પુત્ર, રાસવિહારી અને વિલાસવિહારી બેસી રહ્યા છે વિલાસનુ મ્હો તદ્દન નિસ્તેજ જણાતુ હતું વિજયાએ પોતાની સર્વ લાગણી છુપાવીને પાસે જઇ પૂછયુ – આપ કયારના આવ્યા છો, કાકાબાપુ ? મ્હને બોલાવવી તો હતી ! "

રાસવિહારીએ કૃત્રિમ હાસ્ય કરીને કહ્યુ –" લગભગ અડધો કલાક થયા આવ્યો છુ, બ્હેન ! તુ પેલા ખંડમા વાતચીતમા ગુંથાએલી હતી, એમ જાણીને ત્હને બોલાવી નહિ. હું ધારૂં છુ કે એજ જગદીશનો પુત્ર છે કેમ ખરૂ ને ? એને શુ જોઇએ છે ? "

પાસેના ખંડમા પોતાનો અવાજ પહોચી શકે નહિ તેવા મૃદુ સ્વરે વિજયાએ પ્રત્યુત્તર વાળ્યો –" એકાદ માઇક્રોસ્કોપ વેચવાનુ છે, તે વેચીને એ બર્મા જવા ઇચ્છે છે તેજ યંત્ર દેખાડતો હતો "

વિલાસ ઓચીંતો ગાજી ઉઠયો –" માઇક્રોસ્કોપ ! ધૂર્તવાનો ધંધો ઠીક ખોળી કાઢયો છે ! "

રાસવિહારી પુત્રને ઠપકો આપતો હોય તેવી ઢબથી કહેવા લાગ્યો – " એવું આપણે શુ કરવા બોલવુ જોઇએ ? એનો ઉદ્દેશ શો છે, તે આપણે જાણતા નથી–કદાચ તે વાંધો કાઢી નહિ શકાય તેવો પણ હોઇ શકે "

વિજયાના તરફ ફરીને મૃદુ હાસ્ય કરીને કહેવા લાગ્યો:–" જે આપણે જાણુતા નથી, તેના વિષે વિરૂદ્ધ અગર તરફેણમા કાંઇ પણ અભિપ્રાય આપવો, એ મ્હને તો વ્યાજબી લાગતું નથી. એનો

ઉદ્દેશ સારોજ હશે–તુ શુ કહે છે, બેટા ? " એમ કહી, થોડીકવાર રહીને પાછો બોલી ઉઠયો–તે ગમે તેમ હોય, હમારે તેની સાથે શુ નીસબત છે ? દુરબીન હશે, તો કોઇ દહાડો દુરથી જોવાને ખુબ લાગશે આ કોણ? કાલિપદ ! પેલા ખડમા બત્તી મુકવા જાય છે ? પેલા બાબુને કહી દેજે કે, હમારાથી નહિ ખરીદાય એને જવુ હોય તો નીરાતે જાય "

વિજયાએ મ્હીના મ્હીના કહ્યુ–" હુ તો એને લેવાનુ કહી ચૂકી છુ. "

રાસવિહારીએ કાઇક અજાયબ થઇને કહ્યુ –" લેવુ છે ? શુ કરવા ? એમ કરવાનુ કાઇ પ્રયોજન ? '

વિજયાએ કશોય જવાબ આપ્યો નહિ

રાસવિહારીએ પ્રશ્ન કર્યો–એણે કેટલી કીંમત કહી છે ! '

" બસો રૂપીયા "

રાસવિહારી બન્ને ભવા ચઢાવીને કહેવા લાગ્યો –" બસો ? બસો રૂપીયા જોઇએ છે. એમ ? વિલાસ તો ત્યારે આબાદ ફાવ્યો, કેમ, શુ કહે છે, વિલાસ ? કોલેજમા એફ એ. કલાસમા આ બધી માથા-ફોડ કાઇ ઓછી કીધી છે ?–હા, પણુ બસો રૂપીયા એક ફુટડા માઇક્રોસ્કોપની કીંમત ? કાલિપદ ! જા, જા, એને કહે કે અહિથી રસ્તો માપી જાય—એવા ધૃતારાઓને અહિ ધી કેળા કરવા નહિ દઇએ "

પરંતુ જેને આ સદેશો પહોચાડવાનો હતો, તે તો કાનોકાન આ બધુ સાભળતો હતો પણ એ લોકોની જાણે બજારાત કે માણુ સાભળે છે અને કેવી રીતે, કાલિપદને જવાની તૈયારીમા જોઇને, વિજયાએ હેને શાન્ત, ગભીર અવાજે કહ્યુ –" તુ મ્હારે ફકત દીવા મુકીનેજ પાછો સીધો સીધો ચાલ્યો આવજે, જે કાઇ કહેવાનુ હશે, તે હુ જાતેજ કહીશ "

કુડા પાડુ વિલાસ કગડાકી કરતો બાપને કહેવા લાગ્યો –"પિતાજી ! હમે શુ કરવા કોઇને કાઇપણુ કહેવા જાઓ છો અને હાથે કરીને ભાર ગુમાવો છો ? અહિ હમાર કેટલુ માન રહે છે તે હજી હમારે સમજવાનુ બાકી રહયુ છે ? "

રાસવિહારી કશુ બોલ્યો નહિ, પરંતુ ક્રોધથી વિજયાનુ મ્હો લાલચોળ થઇ ગયુ તે બરાબર નીહાળીને વિલાસ બોલી ઉઠયો – " આપણે પણુ ઘણાએ માઇક્રોસ્કોપ દીઠા છે પિતાજી ! પરંતુ હોહો કરીને હસાહસ કરવાનુ તો કલાસમા ભણ્યુ નથી "

કાલે ભોજન કરાવ્યાની વાત સુદ્ધા ત્હેના જાણવામા આવી હતી, આજની ધમાધમ તો એણે કાનોકાન સાભળી હતી વિજયાનો આજનો ટીમટાક ઠઠારો વસ્ત્રાભૂષણાદિકનો ભપકાદાર શણગાર પણ ત્હેની નજર ઓળખી શક્યો ન્હોતો ક્રપાગ્નિમા તે એવો તો બળીને ચપ્પટ થઇ ગયો હતો, કે ત્હેનામા વિવેકબુદ્ધિ જરાયે રહી ન હતી વિજયાએ ત્હેના તરફ પુઠ ફેરવીને રાસવિહારીને કહ્યુ —" હવે આપને કાઇ મ્હને ખાસ વાત કહેવાની છે, કાકાબાપુ ? "

જીભ વડે સાકેર પીરસતા રાસવિહારી બોલ્યો —" વાત તો કહેવાની છેજ તો, બેટા ! પરંતુ તેને માટે આટલી બધી ઉતાવળ શી ?"

થોડીવાર રહીને પાછા કહેવા લાગ્યો — "જેની બહેન ! ત્હે એને જ્યારે વચન આપ્યુ છે, ત્યારે તો હવે ગમે તેમ હોય પણ લઇ નાખવુ, બસો રુપીયાની કાઇ વીસાત નથી, પણ એ તો નાતના પૈસા છે ના હોય, તો તુ ત્યારે એને કહી દેની કે સાંજે આવીને પૈસા લઇ જાય "

વિજયાએ એની વાતનો કાનપણ જવાબ નહિ દેતા પ્રશ્ન કર્યો — "કાકા બાપુ ! આપની સાથે વાત કરવાનુ કાલ પર મુલતવી રાખ્યુ હોય તો કેવુ ?"

રાસવિહારીએ જરાક વિસ્મય પામીને કહ્યુ —"એમ કેમ, બેટા ?"

વિજયાએ ક્ષણભર સ્થિર ઉભા રહી લજ્જા સકોચના આવરણને બળાત્કાર પૂર્વક હઠાવી દઇને કહ્યુ —"એને રાત પડી જાય છે હજી ઘણે દૂર લગી જવાનુ છે મ્હારે એની સાથે કાઇક મસલત કરવાની છે "

વિજયાના આ પ્રતિસ્પર્દ્ધા ભર્યા દીલના એકરારથી રાસવિહારીના વૃદ્ધ હૃદય પર સખ્ત આઘાત પહોચ્યો પરતુ એ લુચ્ચાના પીરે પોતાની લાગણી લેશ માત્ર પણ જણાવા દીધી નહિ પુત્રના પ્રત્યે દ્રષ્ટિપાત કરતા ત્હેની ઝીણી ઝીણી બન્ને આખ્યો અધારામા ફાડી ખાનારા ક્રુર પ્રાણીની જેમ ચકચકી રહી છે, અને તે કાઇક બોલવાને મથન કરી રહ્યો છે ખધો રાસવિહારી આખના પલકારામા એની સઘળી અવસ્થા કળી ગયો, અને ત્હેને ઇશારતથી બોલવાની મના કરીને પોતે હસતુ મ્હો રાખીને વિજયાને કહેવા લાગ્યો — 'સારૂ બેટા ! ત્હારી એમ મરજી છે, તો હમે કાલે સવારે આવીશુ વિલાસ ! અધારુ થવા આવ્યુ, બેટા ! ચાલો આપણે હવે જઇએ"—એમ કહી ઉઠીને ઉભો થયો, અને પુત્રને કાડામાથી ઝાલીને ત્હેના ક્રોધનો જવાલામુખી ફાટી નીકળતા આગમચજ ત્હેને ધમકીને બહાર લઇ ગયો

વિજયાએ તે દરમ્યાન વિનાયકના પ્રત્યે દ્રષ્ટિપાત સરખોયે કરવાની તસ્દી લીધી નહિ એનુ મુખ નીરખ્યા વગરજ તેણે એના પગનો મનનો ફેરફાર અનુમાની લીધો હતો, અને તેનો વિચાર કરતી કરતી થોડીક ક્ષણ સુધી તો તે પત્થરના પૂતળાની પેઠે સ્થિર ઉભી થઇ રહી

વિનાયકે સામેના ખડમા બત્તી મુકી આવીને કહ્યુ—“ પેલા ખડમા લેમ્પ મુકી આવ્યો છુ, બા સાહેબ!” ‘સારુ’ એમ બોલી વિજયા પડદો ખસેડી ધીરે ધીરે પેલા ખડમા આવીને ઉભી રહી નરેન્દ્ર માથુ નમાવીને કાંઇક ઉડા વિચારમા પડી ગયો હતો તે અને જવાવાસ્તે ઉઠીને ઉભો થયો લગભગ [illegible] કહેવા લાગ્યો—“ એ તો હુ મ્હારી સાથેજ લઇ જાઉ છુ પરતુ દીલગીર છુ કે આજનો દિવસ આપને બહુ ખરાબ ગયો કોણ જાણે કોનુ મ્હો જોઇને સહવારે ઉઠયા હશો, તે મ્હેં ગે આપને અનેક અપ્રિય વચનો કહ્યા, અને એ લોકોએ પણ કાંઇ બાકી રાખી નથી.”

વિજયાનુ હૃદય ભડકે બળી રહ્યુ હતુ, મુખ ઉંચુ કરતા વારને હૃદયના અન્તરનો દાહ બન્ને આખોપર દેદીપ્યમાન થઇ રહ્યા અવિચલિત કંઠે તે બોલી ઉઠી—“ એ લોકોના મ્હો જોઇને મ્હારી હમેશની ટેવ ઉડી ગઇ છે આપે મત્રણી વાત કાનોકાન સાભળી છે, તેથીજ કહુ છુ કે આપના સબધમા એમણે જે ઉગાર કાઢયા છે, તે એમના અધિકાર બહારની વાત છે કાલે સ્પષ્ટતાથી એ લોકોને સમજ પાડી દઇશ ”

અતિથિના અપમાનથી એનુ દીલ કેવુ દુખાયુ હતુ તે નરેનથી અજાણ્યુ રહ્યુ નહતુ, છતા ત્હેણે ઠડા પેટે કહ્યુ—“ એમ કરવાની શી જરૂર છે? આ બધા ઠાઠમાઠની એમને કલ્પના નહિ હોવાથીજ, સદેહ ઉપજ્યો છે, નહિતર મ્હારૂ અપમાન કર્યાથી એમને કાઇ ખાસ લાભ નથી આપને પોતાનેજ આરભમા કાંઇ કાઇ કારણસર સદેહ ઉત્પન્ન થયો હતો, તેનો હેતુ કાઇ અપમાન કરવાનો હતો? એ લોકો આપના પોતીકા તથા શુભેચ્છક હોઇ, મ્હારે ખાતર એમને ગુસ્સે કરવા ઉચિત નથી પરતુ રાત પડવા આવી,—હવે હુ જઇશ ”

‘ કાલ પરમ એકાદવાર આવી શકશોને?’

“ કાલ પરમ? પણ હવે વખતજ કયા રહ્યો છે? કાલે તો હુ જાઉ છુ એ ખરૂ કે કાલેજ બર્મા જવાનુ થશે નહિ, થોડાક દિવસ કલકત્તા રોકાવુ પડશે, પરતુ હવે આપણે મળવાનો. . . . ....

વિજયાની બન્ને આખ્યોમા પાણી ભરાઇ આવ્યા તે નહિ તો ઉંચુ જોઇ શકી કે નહિ કાઇપણ બોલી શકી. નરેન પોતેજ હસીને કહેવા લાગ્યો –" ત્હમને હસાવતા આવુ સારૂ આવડે છે, છતા આમ સહજમા મિજાજ કેમ જાય છે ? મ્હે પોતેજ એકવાર ખીજવાઇને આપને કઇ કાઇ કડવા વેણુ કહી દીધા, પરતુ તેમ છતે આપે મિજાસ ખોયો ન્હોતો ઉલ્ટા હસીને મ્હને વધારે ગુસ્સે કરતા હતા પરતુ ત્હમારૂ સ્મરણ સદાકાલ મ્હારા મનમા તાજુ રહેશે–આપ સારી પેઠે હસાવી શકો છો હો હો '

વરસાદ અટકી ગયા પછી દબાઇ રહેલુ જલ જેમ પાંદડા પરથી ધીમે ધીમે ટપકે છે, તેજ પ્રમાણે વિજયાની આખ્યોમાથી અશ્રુબિન્દુ જમીનપર સરી પડયા, પરતુ રખેને નરેનના જોવામા એ આવશે, એ ડરથી તે કાઇપણ બોલ્યા વગર મ્હો નીચુ રાખીને સ્થિર ઉભી થઇ રહી

નરેન કહેવા લાગ્યો –" આ યત્ર આપનાથી લઇ શકાતુ નથી, તેથી આપને આટલી ગ્લાનિ થાય છે " એટલુ બોલીને એકાએક અટકી જઇ, એ વ્યવહારાનભિજ્ઞ વૈજ્ઞાનિકે જોત જોતામા ભાગડો વાળી નાખ્યો એકાએક વિજયાની દાઢી ઉંચી કરીને વિસ્મયભેર બોલી ઉઠયો –" આ શુ ? આપ રડો છો કે ? "

વીજળીવેગે વિજયાએ પાછા હઠી જઇ, આખ્યો લુછી નાખી, નરેન હતબુધ્ધિ થઇ પુછવા લાગ્યો –" શુ થયુ ? "

આ બધો વ્યાપાર એના બુદ્ધિની બહારનો વિષય હતો એ બીચારો રો–વેદીયા ઢોર જેવો–જીવ જન્તુઓને ઓળખતો હતો, તેમના નામ ઠામ, જ્ઞાતિ–ગોત્ર વગેરે સબધી કોઇ જાતની માહીતી ત્હેને અજાણી ન્હોતી. તેમના કાર્ય કલાપ, રીતિનીતિ વિષયક વિવેચનમા જરીયે ભુલ કરે તેમ નહોતુ, તેમના આચાર–વ્યવહારનો સઘળો હિસાબ પણ એની આગળીના ટેરવા ઉપરજ રહેતો–પરતુ આ શુ કહેવાય ? જેને નિર્બોધ નાદાન–વગેરે મ્હેણા મારતા છતાય માઠુ લગાડવાને બદલે જે ઉલટી હસ્યા કરતી, તેજ વિજયાના શ્રદ્ધા પૂર્વક વખાણ કરવામા આવતા તે આમ રડી પડે ! એવી અદ્ભુત પ્રકૃતિવાળા જીવના હૃદયનુ માપ આવા શુષ્ક જ્ઞાનીથી શી રીતે લઇ શકાય ? થોડીકવાર સ્તબ્ધ થઇને તે ઉભો થઇ રહ્યો, પછી હળવે રહીને તે જેવો બેગ ઉપાડવા ગયો કે તરતજ ગળગળા સાદે વિજયા બોલી ઉઠી –" એ તો મ્હારી વસ્તુ છે, આપ રહેવા દો. " એમ કહી રડવું રોકી નહિ શકવાથી ત્વરિત ગતિથી ઓરડાની બહાર ચાલી ગઇ. બેગ નીચે મુકી દઇ, નરેન બે

ત્રણ મિનિટ જડભરત જેવો ઉભો થઇ રહયો, ત્યાર બાદ બહાર આવીને જુએ છે તો કોઇ જણાતુ નથી થોડીકવાર પાછા આમ તેમ નજર ફેરવી શાન્ત ઉભો થઇ રહયો છેવટે રાહ જોઇ જોઇને થાકયો એટલે ખાલી હાથે અધારામા થઇને પસાર થઇ ગયો.

વિજયા પાછી આવીને જુએ છે તો બેગ છે, પણ માલીક નથી નાણા લેવાને તે ઘરમા ગઇ હતી, પરંતુ પથારીમા મ્હોસ તાડી રહ્યુ થોભાવત હુને કેટલો સમય નીકળી ગયો તેનુ ભાન રહ્યુ નહતુ વિજયાની બુમ સાભળી કાલિપદ ત્યા આગળ આવી પહોચ્યો વિજયાના સવાલના જવાબમા તેણે ખુલાસો કર્યો કે, "હુ અદર, હતો, તેથી બાબુ કયારે જતા રહ્યા તેની ખબર નથી" દરવાન કાનાઇસિગ આવી કહેવા લાગ્યો "હુ દાળ ઉતારીને, રોટલા ઘડયા કરતો હતો, બાબુ કયે વખતે આવ્યા ગયા તેની મ્હને શરત નથી "

---

# પ્રકરણ ૧૩.

---

## અરજ-ફરજ-ગરજ'

વિલાસ વિહારીની પ્રચડ કીર્તિ-બ્રહ્મ મન્દિરની સ્થાપના-નો દિવસ પાસે આવી પહોચ્યો અતિથિ વર્ગની સખ્યા સારી ભેગી થઇ હતી કલકત્તા તેમજ આજુબાજુથી પણ કેટલાક મહેમાનો સપત્નીક પધાર્યા હતા. આવતી કાલે મદિરનો પાયો નાખવાનુ શુભ મુહુર્ત હતુ. આજે રાસવિહારીએ પોતાના આવાસ-ભવનમા પ્રીતિભોજનની વ્યવસ્થા રાખી હતી.

સસારમા સ્વાર્થ હાનિની ચિન્તા વિષયી લોકોને કેવા કુશળ બુદ્ધિવાળા અને દૂરદર્શી બનાવી દે છે, તેના પર નીચે વર્ણવેલી ઘટના સારો પ્રકાસ નાખે છે

ભેગા થએલા અતિથિ સમુદાયની વચ્ચો વચ્ચ બેસીને વૃધ્ધ રાસવિહારી પોતાની દાઢી પર હાથ ફેરવતો ફેરવતો પોતાના પરલોકવાસી આબાલ સુહૃદ વનમાળી વિષે ઉલ્લેખ કરતા ગભીર સ્વરે કહેવા લાગ્યો -" ભગવાને એને કવખતે તેડાવી લીધા,-એમની મગલ ઇચ્છાની વિરૂદ્ધ હુ મ્હારો પોકાર ઉઠાવતો નથી પરતુ મ્હારા માથા પર એ મ્હારો સદગત મિત્ર કેવી જોખમદારી નાખીગયો છે,તેનો અનુમાન સુદ્ધા થઇ શકે તેમ નથી. હમારે બન્ને મિત્રોને ભેગા થવાનો દિવસ જો

કે દરરોજ વધારે પાસે આવતો જાય છે, પ્રતિક્ષણ મ્હને તેની પ્રતીતિ થયા કરે છે તેમ છતા એક માત્ર અને અદ્વિતીય બ્રાહ્મના શ્રી ચરણને વિષે મ્હારી આટલીજ પ્રાર્થના છે કે એઓશ્રી પોતાની અસીમ કરૂણા પ્રકટાવી એ દિવસ બેથીએ વધારે સમીપ વર્તિ બનાવીદે"–એમ કહી પોતાના ડગલાની બાંયની ત્હેણે પોતાની આંખના ખૂણા લુછી નાખ્યા. છાતીએ દમ ચઢી ગયો હોય તેવો ડોળ કરી, પાછુ ભાષણ ચલાવવા માડયુ —એની બાલ્યાવસ્થાની રમતગમત, યૌવન કાળનો વિદ્યાભ્યાસ, અને ત્યાર બાદ સત્ય ધર્મની દીક્ષા વગેરે ઈતિહાસ વિસ્તાર પૂર્વક વર્ણવીને કહ્યુ કે વનમાળીના કોમળ હૃદયથી ગામના લોકોનો અત્યાચાર સખાયો નહિ, તેથી એને કલકત્તા જઈ ત્યા રહેવુ પડયુ પરંતુ મ્હે સઘળો જુલમ સહન કર્યો અને મ્હારી પ્રતિજ્ઞા પાળવાને વતનમાજ રહ્યો વનમાળીને વતન તજવામા બહુ બહુ સંકટો વેઠવા પડયા હતા પરંતુ મ્હને તો તે સમયથીજ દ્રઢ શ્રદ્ધા હતી કે સત્યનો અંતે જયજ થયો છે. વનમાળીનો મહિમા દિગ દિગન્તમા ફેલાયા વિના રહેશે નહિ તે શુભ દિવસ આજે આવી પહોચ્યો છે. તેથીજ આટલા સમય પછી આપ સર્વના પગની રજ આ સ્થળને પાવન કરી શકી છે વનમાળી આજે આપણી સમક્ષ નથી–ટુક વખત પરજ ત્હેનો સ્વર્ગવાસ થયો છે પરંતુ મ્હારી આંખો મીચેલી હોવા છતાયે હું જોઈ શકુ છુ કે, ઉપર રહ્યા તે આનંદભેર મૃદુ હાસ્ય કરી રહ્યા છે" એટલુ બોલી ફરી આંખો મીચીને તે સ્થિર ઉભો રહ્યો

હાજર રહેલ સર્વ મંડળના મન ઉત્તેજીત થઈ ગયા–વિજયાની બન્ને આંખોમાથી અશ્રુધારા નીકળવા માડી આંખો ઉઘાડી જમણો હાથ વિસ્તારી રાસવિહારી બોલી ઉઠયો –"આ પેલી એમની એક પુત્રી વિજયા છે પિતાના સકલ ગુણની અધિકારિણી,–પરંતુ કર્તવ્ય પાલનમા કઠોર! સત્યને વિષે નિર્ભય! સ્થિર! અને આ રહ્યો મ્હારો પુત્ર વિલાસવિહારી! એવોજ અટલ અને દ્રઢચિત્ત! એ બન્ને જણા બહારથી અલગ હોવા છતા અન્તરમા અરે હા! એ શુભ દિવસ સમીપ આવી પહોચ્યો છે, કે જે દિવસે આપ સર્વના પગની રજ પાછી આ સ્થળને પાવન કરીને એમના સંમિલિત નવીન જીવનને ધન્યાસ્પદ કરશે

સમસ્ત સભા અસ્ફુટ મધુર કલરવથી ગાજી ઉઠી જે સન્નારીઓ વિજયાની પાસે બેઠી હતી તેઓ એનો હાથ પોતાના હાથમા લઈને ઉમળકાભેર ચાંપવા લાગી. ઉંડો નિશ્વાસ નાખીને રાસવિહારી બોલ્યો–

"આ એની એકની એક પુત્રી હતી–એ રૂડો દિવસ એની નજર આગળજ ઉજવાયો હત,–પરંતુ અપરાધ સઘળો મ્હારોજ છે ! અને આપ સર્વની સમક્ષ આજે તે હુ મુક્ત કંઠે સ્વીકારૂં છું પદ્મપત્રને વિષે શિશિર બિન્દુ સમુ માનવ જીવન છે, એવુ આપણે માત્ર મુખે-થીજ ઉચ્ચારીએ છીએ, પરંતુ તે પ્રમાણે કાંઇ કાર્ય કરતા નથી ! અકસ્માત આટલી ત્વરિત ગતિથી એઓશ્રી ચાલ્યા જશે, એવો મ્હને ખ્યાલ સુદ્ધા તે સમયે ન હતો" આટલું બોલી થોડીક વાર સુધી તે મૌન રહયો ત્હેના અનુતાપ–વિરૂદ્ધ અન્તરની છબિ ઉજ્વલ પ્રકાશમા ત્હેના મુખ પ્રદેશ પર તરી આવી ફરીથી દીર્ઘશ્વાસ નાખીને તે શાન્ત ગંભીર સ્વરે બોલી ઉઠયો –"પરંતુ અત્યારે મ્હારામા ચૈતન્ય જાગૃત થયું છે ત્યારથીજ મ્હારા શરીરનો વિચાર કરતા આગામી ફાલ્ગુન માસ કરતા વધુ વિલંબ કરવાનુ સાહસ હું ખેડીશ નહિ. કોને ખબર પછી હુ પણ એ શુભ દિવસ નજરે નીહાળવા ભાગ્યશાળી રહુ કે કેમ ?"

આ વખત પણ એક અવ્યક્ત ધ્વનિ નીકળવા લાગ્યો રામવિહારી આસપાસ દ્રષ્ટિપાત કરી વિજ્યાને ઉદ્દેશીને કહેવા લાગ્યો –"પોતાની સમસ્ત મીલકત સોપવાની સાથે સાથેજ એની પુત્રીને પણ વનમાળી મ્હારે સ્વાધીન કરી ગયો છે તો હુ પણ ધર્મની દિશામા પૂરતુ લક્ષ રાખીને આ આખ્યો મીંચાતા પહેલા મ્હારૂ કર્તવ્ય સમાપ્ત કરી જઇશ. જેથી હુ આશા રાખુ છુ કે એ લોકો પણ આપણા આશી-ર્વાદે દીર્ઘાયુષ્ય ભોગવી સત્યના અવલંબન પુરસર કર્ત્તવ્ય પાલન કરતા રહે એમના પિતાના નિવાસસ્થાનમા દ્રઢ પ્રતિષ્ઠિત રહીને સત્ય ધર્મનો પ્રચાર કરતા રહે એજ મ્હારી અન્તિમ અભિલાષા છે" વૃદ્ધ આચાર્ય દયાળચંદ્ર મહાશયે તેના ઉપર પોતાનો આશીર્વાદ વરસાવ્યો

ત્યારબાદ રાસવિહારીએ વિજ્યાને બોલાવીને કહ્યું –"બેટા ! ત્હારા પિતા અત્યારે હયાત નથી, ત્હારી માતા સાધ્વી સતી ઘણા લાંબા સમય થયા સ્વર્ગવાસી થઇ છે નહિતર આજે ત્હારી સમક્ષ મ્હારે આ વાતનો ઉલ્લેખ કરવાનુ રહેતજ નહિ લજવાઇશ નહિ બેટા ! આ પૂજનીય અતિથિવર્ગને આ સ્થળને ફરીથી આગામી ફાલ્ગુન માસ સા પાવન કરવાને આજથી નિમન્ત્રણ કરી રાખું છુ "

વિજ્યા બીચારી શુ બોલે ? ક્ષોભ, વિરક્તિ, તથા ભય વડે ત્હેનો કંઠ રૂંધાઇ ગયો હતો કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર તે નીચુ ઘાલીને બેસી રહી, માત્ર ક્ષણભર ત્હેના પ્રત્યુત્તરની અપેક્ષા કરી, રામવિહારી સ્મિત હાસ્ય કરીને કહેવા લાગ્યો–" દીર્ઘજીવી થા બેન ! ત્હારે કશું

બોલવાની જરૂર નથી,–બધુંય હુ સમજી ગયો છુ." ફરી પાછો ઉભો થઇ બન્ને હાથ જોડી પ્રણામ કરીને કહેવા લાગ્યો –" આવતા ફાગણ મહિનામા આપ સર્વને આપના શ્રીચરણની રજથી આ સ્થળને પાવન કરવા અનુગ્રહ કરવા પ્રાર્થના કરુ છુ " સર્વ મડળી વારવાર પોતાની સમ્મતિ દર્શાવવા લાગી વિજયાથી હવે વધુ વખત આ સહન નહિ થવાથી, તે અવ્યક્ત કઠે બોલી ઉઠી –" પિતાજીના મૃત્યુને હજી વરસ તો પૂરૂ થયુ નથી અને આખમાના આસુ હજુ–" ગળગળી થઇ જતા તે એકદમ અટકી પડી

આખના પલકારામા રાસવિહારીએ પરિસ્થિતિનુ યથાર્થ માપ લઇ, અપૂર્વનીય ઉદ્વેગ સહિત કહ્યુ –" બેટા ! એમ છે ? તો બહુ સારુ મ્હને ભાન રહ્યુ નહિ એ વાતનુ પરતુ બેટા ! તુ કયા મ્હારે મન પારકી છે ? ત્હારુ મન રાજી એમા હુ રાજી ને મ્હારો ઇશ્વરયે રાજી "

વસ્ત્રના છેડા વતી વિજયાએ આખ્યો લુછી નાખી ને પણ રાસવિહારીના વક્ષ બહાર ગયુ નહિ નિશ્વાસ નાખી, આર્દ્ર સ્વરે તે કહેવા લાગ્યો –"બેટા ! ત્હારી ઇચ્છા મુજબજ થશે પણ તેનેયે હવે ઝાઝાદિવસ રહ્યા નથી " ભેગી થએલી મડળીને ઉદ્દેશીને કહેવા લાગ્યો –" આગામી વૈશાખ માસમા શુભ કાર્ય નિશ્ચય પૂર્વક સપન્ન થશે આપની સમક્ષ આ મ્હે ચોક્કસ વાત કહી છે વિલાસવિહારી ! બેટા ! રાત પડવા આવી–કાલ સ્હવારથી તો કામનો અત આવવાનો નથી–મ્હારા આહારની વ્યવસ્થા–ના ના, નોકરોને એ નામ આપવાનુ નથી–તુ જા,–ચાલ હુ પણ આવુ છુ–પછી ત્હારી મરજી હશે તો હુ પણ એક વાર–" એમ બોલતો બોલતો પુત્રની પાછળ પાછળ તે અદરના ભાગમા જતો રહ્યો

યોગ્ય સમયે પ્રીતિ ભોજનનુ કાર્ય સમાપ્ત થયુ વ્યવસ્થા સુરેખ હતી, કોઇ પ્રકારની ખામી રાખી ન હતી રાત્રિના બારેક વાગતાના સુમારે, થાભલાને અઢેલીને અગાશીમા એકલી ઉભી રહી વિજયા પાલખીની રાહ જોતી હતી એવામા રાસવિહારીએ પાછળથી ત્યા આગળ ઓચીંતા આવી પહોચીને વિજયાને ચમકાવી –બેટા ! અહિ કેમ એકલી ઉભી થઇ રહી છે ? ચાલ, ઘરમા આવતી રહે બ્હેન ! "

વિજયા બોલી –" ના, કાકાબાપુ ! હુ તો અહિજ ઉભી છુ "

" ટાઢ લાગશે, બેટા ! "

" ના, નહિ લાગે "

ત્યારે રાસવિહારી પાસે ઉભો રહી ‘ઘરની લક્ષ્મી’ વગેરે શબ્દો કહી લુખાં લાડ લડાવવા લાગ્યો જાણે પત્થરની પૂતળી હોય, તેમ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર વિજયા આ ત્હેના વ્હાલના ધગપરા સહન કરી રહી

અકસ્માત ત્હેને એક વાત સાંભરી આવી તેથી તે બોલી ઉઠયો —“બ્હેના આ વાત તો ત્હને કહેવાની રહીજ ગઇ પેલા માઇક્રોસકોપના નાણા પછી મ્હે એને ચૂકવી દીધા છે, હો”

આઠ દશ દિવસ થયા નરેન્દ્ર એ યન્ત્ર મુકીને એકાએક ચાલ્યો ગયા હતો, ત્યાર પછી વિજયાને મ્હો સરખુ એણે દેખાડયુ ન હતુ એટલા દિવસ વિજયાએ બીચારીએ કેમ પસાર કર્યા, તે તો એનુ મનજ જાણે એની ફોઇનુ મકાન ઘણે દૂર આવેલુ છે, એટલીજ માત્ર ત્હેને ખબર હતી, પરન્તુ તે કઈ જગ્યાએ, કયા ગામમા છે, તે કાઇ એ જાણતી ન્હોતી એ વાત પૂછવાની રહીજ ગઇ અને તે હરઘડી એના મર્મસ્થાનને વીંધી નાખવા લાગી પણ હવે તેનો શો ઉપાય? અવસર ચુકયા મેવલા જેવુજ થયુ હતુ રાસવિહારીની વાતથી ચકિત થતા વિજયાએ પ્રશ્ન કર્યો —“ આપે નાણા કયારે ચુકવ્યા?” રાસવિહારીએ થોડીકવાર વિચાર કરીને પ્રત્યુત્તર આપ્યો —“ ઘણુ કરીને બીજેજ દિવસે ચુકવ્યા હશે. મ્હે સાભળ્યુ હતુ કે ત્હારે એ ખરીદવાની ઇચ્છા હતી અને તુ એને વચન સુદ્ધા આપી ચૂકી હતી વચન અપાયુ કે પછી ભેટ૨૫ોંગો હોય કે ગમે તે હોય પણ ફરાયજ નહિ—એ તો મ્હારા જીવનનો મહામન્ત્ર છે મ્હને લાગ્યુ કે અને નારૂની ખામ તગી છે પેમા લઇને એ પોલ થઇ જવા માગે છે—બહારગામ જઇ કાઇક ઉદ્યોગ ધંધો કરવાની ઉમેદ રાખે છે ગમે તેમ પણ આખરે એ કાંઇ મ્હારે મન પારકો નથી, બેટા! હુ એનો મ્હારા મિત્રનોજ પુત્ર છે. મ્હે જોયુ કે એ બહારગામ ઉપડી જવાને આકુળવ્યાકુળ થઇ રહ્યો છે—પણ શુ કરે બાપડો? ‘વસુ વિનાના પશુ’ પૈસા વગર શી રીતે જઇ શકે? અને નાણા તો એને ચૂકવવાનાજ હતા પછી તુ આપે તોયે સરખુ અને હુ આપુ તોયે સરખુજ છે, તેથી એજ વખતે મ્હે એને નાણા ચૂકવી દીધા એનો ધર્મ એને મુબારક —દશ રૂપીયા વધારે લઇ ગયો છે”

એ સાભળીને વિજયા આશ્ચર્યચકિત થઇ ગઇ મ્હોડામાથી અક્ષર સરખોયે નીકળે નહિ એવી આભી બની ગઇ થોડીવાર પછી મહામહેનતે આટલો પ્રશ્ન પૂછી શકી—“આપે એને કયા આગળ નાણા ચૂકવ્યા?”

કોણ જાણે કેમ, રાસવિહારી જાણે આ પ્રશ્નને અન્યમાજ સમજ્યો હોય, તેમ બોલી ઉઠયો–'ના, ના,, વાત શી કરે છે ? બે વાર નાણા લઇ ગયો એમ ? ના, ના, પણ એની મુખાકૃતિ પરથી તો એમ લાગતુ નહતુ અને દોષ પણ દેવો કોને ? એવા લોકોને હાથ ગરદન મરાતા આ કાળાના ધોળા થઇ ગયા છે મુઆ બસો રુપીઆ ગયા એજ ! અને એ રૂપીયા મ્હારેજ આપવા પડયા–જીદગીભર એ દડ ઘણો સાલશે શુ કરીએ ? પણ જવાદે એ વાત–હુ તો"

વિજયાથી હવે વધુ વખત નહિ સહન કરી શકાવાથી, તે એકદમ રૂક્ષસ્વરે બોલી ઉઠી–"નાહક ડરો છો શુ કરવા, કામમાગુ ? બેવાર પૈસા લઇ જાય એવો એ માણસ નથી–ખાવાના સાસા પડે ને મરવાનો સમય પાસે આવ્યો હોય, તોયે એમ કરે તેમ નથી પરતુ કહો તો ખરા કે કયા એનો મેળાપ થયો ? આપે કયારે નાણા ચૂકવ્યા ?"

અત્યન્ત આકુળવ્યાકુળ થઇ નિશ્વાસ નાખીને રાસવિહારી કહેવા લાગ્યો–"જવાદે, મુવા એ રૂપીઆ ને ભરી એ વાત ! હા, પણ રૂપીયા કાઇ થોડા ને ઘણા છે ? બધા બસો રુપીયા ! અધવચ–ઓચીંતો મ્હારી નજરે પડયો–કોણ ઉભુ છે ! વિલાસ ? પાનખીનુ શુ કર્યુ, બેટા ? ઠડી લાગે છે, હો જે વાત હુ નજરે જોવા માગતો નથી, તેવુજ થશે કે શુ ?" એમ કહી, ધુઆ પુઆ થતો વિલાસને કઇક કહેવાને તે એના તરફ ધસ્યો

---

## પ્રકરણ ૧૪.

---

### વિચાર વમળમાં.

એવો પણ એક નિયમ હતો કે જ્યારે વિલાસને પોતાનો હૃદય વલ્લભ બનાવવો એ વિજયાને માટે લેશ માત્ર પણ દુર્ઘટ ન હતુ પરતુ આજે એકલો વિલાસજ શુ કરવા પરતુ આખી આલમના કરોડો લોકોમાથી માત્ર એક સિવાય અન્ય કોઇનો પોતાને કોઇ પણ પ્રકારે સ્પર્શ થવા પામ્યો છે, એવો વિચાર સુધ્ધા ત્હેના સકલ અગને વિષે ઘૃણા અને લજ્જાનો થરથર કપ ઉપજાવતો, અને ત્હેના અન્તરના ઉપસાગરમાથી ગભીર પાપ ભયની આશકાની છોળો ઉછળતી એજ કારણને લીધે રાસવિહારીના નિમન્ત્રણનો અનાદર કરીને, પાલખીમા બેસતા સુધી હરેક પ્રકારે કસોટી કરતી ઘેર આવી પહોચી વિજયાના

વેવિશાળ સંબંધી ત્હેના પિતાનો હૃદ્ગત આશય શું હતો, તે બરાબર જાણી લેવાનો યોગ્ય અવસર ત્હેને કદી મળ્યો નહતો પરંતુ ત્હેના મરણ પછી, એના ભવિષ્યનો જીવન પ્રવાહ વિલાસ વિહારીની સાથે સંડોવાઇ જશે, એ સ્થિર થયું હતું એથી ઉલટું થવાની કલ્પના સરખીયે ત્હેના મનમાં કદી જન્મી નહતી પરંતુ આ એક અનાસક્ત ઉદાસીન યુવક આકાશના કોણ જાણે કયા અદૃશ્ય પ્રાન્તમાંથી ધૂમકેતુની માફક એકાએક ફુટી નીકળ્યો ને નિમિષ માત્રમાં પોતાના વિશાલ પુચ્છના પ્રચંડ આઘાતથી બધણું ઉંધું ચતું કરી નાખ્યું ! ત્હેના શાન્ત સરળ માર્ગની રેખા સુધ્ધાં વિલુપ્ત કરી દઇને, પોતે કોણ જાણે પાછો કયાંનો કયાં સટકી ગયો તેની નિશાની સુદ્ધાં રહી નહતી— એ ઘટના શું સત્ય હતી કે કેવળ સ્વપ્નવત્ ભ્રમણા હતી, તે વાતનો વિજયા આજે પોતાના સમસ્ત આત્માને જાગ્રત કરીને વિચાર કરવા લાગી સ્વપ્નાવસ્થાની ભ્રાન્તિજ જો હોય, તો એ મોહ કેમ કરીને અને કેટલા દિવસમાં ભાગી જશે, ને જો સત્ય હોય, તો તેને શી રીત્યે વ્યવહારસિદ્ધ કરીને, જીવનની સાર્થકતા સાધવી ?

ઘેર આવીને પથારીમાં પડતું નાખ્યું, પરંતુ ચિન્તાથી ઉકળી રહેલા મગજમાં નિદ્રાનો સ્પર્શ સરખોયે શી રીત્યે સંભવી શકે ? આજ એજ આશંકા વારંવાર ત્હેના મનમાં ઘોળાયા કરવા લાગી કેટલાક દિવસ થયાં જે ચિન્તા એના ચિત્તને વલોવી રહી હતી, તેમાં સત્યનો અંશ સરખોયે છે કે કેમ, અથવા તે પોતે કલ્પના સૃષ્ટિમાં સ્વચ્છન્દે વિહાર કરી, કેવળ આકાશ-કુસુમની માળાના મણકા તો ફેરવ્યા નથી કરતી ? એ ભયાનક સમસ્યાની ગુંચ ત્હેને કોણ ઉકેલી આપી શકે ?

ત્હેના માતપિતા સ્વર્ગમાં સંચર્યાં હતા, ભાઇ બ્હેન તો કોઇ દહાડો હતાજ નહિ,—એક રાસવિહારી સિવાય પોતાનું કહી શકાય એવું નિકટનું કોઇ કરતાં કોઇ ત્હેને રહ્યું ન હતું 'પિતા, માતા, બન્ધુ અનુપમ સખા હિત કરણા,' એજ ત્હેને હતો. વાલી કહો, મિત્ર કહો કે પિતા કહો—જે ગણો તે બધુંય એ રાસવિહારી હતો પરંતુ એ મતલબ સિન્ધુનો મહામહોપાધ્યાય શા હેતુથી ત્હેને પોતાના આ જન્મ પરિચિત કલકત્તા સમાજથી વિખુટી પાડી દઇ આમ ધાડાધાડ કરીને વતનમાં ધનડાં લઇ આવ્યો હતો, તે હવે વિજયાને સાફસાફ સમજાવા લાગ્યું. આજ એકાએક ભૂતકાળમાં ભૂસકો મારતાં તેના પરના ભેટી ચુગપાના નવળો ભરમ ખુલ્લો થયો હતો, ટાઢે પાણીએ

ખસ કાઢવા વિદેશ યાત્રાને સારૂ નરેન્દ્રને વગર માંગ્યે કરેલી નાણાંની મદદ, પોતાને ઘેર રાખેલી ભોજનની વ્યવસ્થા, પ્રતિષ્ઠિત અતિથિવર્ગ સમક્ષ મુકેલી વિવાહની દરખાસ્ત ત્હેની સલજ્જ નિરુત્તરતા ને મૌન સમ્મતિના અર્થમાં ઘટાવી, પોતાના પ્રસ્તાવનું કરેલું વિશેષ સમર્થન–ચારે તરફથી ત્હેને બાંધી લઇ, પોતાના દોરી સંચાનું પૂતળું બનાવવાની એ સફેદ ઠગની દાદાગીરી હવે વિજ્યાની દ્રષ્ટીએ પ્રભાતકાળના પ્રકાશ સમી પ્રત્યક્ષ થઇ.

પરંતુ ખરી ખુબીની વાત તો એ હતી કે રાસવિહારીના કોઇપણ કાર્યમાં અત્યાચાર કે ઉપદ્રવનું લેશ માત્ર ચિન્હ સરખુંયે જણાતું નહિ. એથી ઉલટું, એ મુત્સદ્દી બુઢ્ઢાની કુટિલતાભરી કુનેહ–એના અછો અછો કરનારા ધરાપરા–એ સઘળાની અંદર એ એક જાદુઇ જાળ પાથરી રહ્યો હતો,—ઉસ્તાદીની બાજી ખેલી રહયો હતો,—તેનું ભાન થતાવારને પોતાની નિરૂપાયતા પણ તેની સાથે એવી સુસ્પષ્ટ સમજાવા લાગી કે તેની કલ્પના માત્રથી વિજ્યા સહાળી ચોકી ઉઠી. આખી રાત દરમ્યાન મિનિટભર પણ ત્હેની આંખ મીંચાઇ નહિ. નિદ્રા દેવીએ આજે સ્વાત્મનિર્ણયના સિદ્ધાન્તનું અચૂક અવલંબન કરેલું હોવાથી, ત્હેનો અસહકાર કર્યો હતો. તે પોતાના સ્વર્ગવાસી પિતાને સભારી સંભારીને છાતીફાટ રૂદન કરતી કહેવા લાગી.—"પિતાજી ! આપ આ લોકોને તો બરાબર ઓળખતા હતા, છતાં એ લોકોને પાલવે મ્હને કયાં નાંખી ગયા ? ગળથૂથીમાંજ ઝેરકુચુ નાખીને શું કામ મારી નહિ નાખી ?"

એ પણ એક સમય હતો કે જ્યારે વિજ્યાએ પોતે જાતેજ વિલાસને વરવાનો નિશ્ચય કર્યો હતો, અને પિતાની ઇચ્છા વિરૂદ્ધ એની સાથે સતલસ કરીને નિર્દોષ બીચારા નરેન્દ્રનો સર્વનાશ કરવાનો ત્હેણે સંકલ્પ સુદ્ધા કરી દીધો હતો અને એજ સંકલ્પ આજ ત્હેની સકલ શુભ ઇચ્છાઓનો પરાભવ કરવાને સમર્થ નીવડયો છે, એ જોઇને ત્હેનું હૃદય ચીરાવા લાગ્યું, તે વારવાર કહેવા લાગી, પિતાજી એવા તે કેવા સ્નેહમાં અંધ થઇ ગયા કે મરતા પહેલાં ત્હેમણે આ સર્વ નાશના કારણને જડમૂળમાંથી ઉખેડી નાખ્યું નહિ?–મ્હારી વિવેચક બુદ્ધિના ઉપર શું ભ્રમ સઘળો બોજો નાખીને જતા રહ્યા ? અને તે પણ કેવી રીતે ? મ્હારી સ્વતંત્રતાના સર્વ માર્ગના દ્વાર બંધ કરીને જતા રહ્યા ? હવે એના પ્રતીકારનો ઉપાય એની પાસે કયાં રહ્યો છે ?

બીજે દિવસે પરેશની માતાની ખુમરાણુથી જ્યારે તે જાગી ઉઠી, ત્યારે દહાડો ઘણો ચઢી ગયો હતો. ઉઠતાંવારને ત્હેના જાણુવામાં આવ્યુ કે ત્હેનુ દીવાનખાનુ નિમન્ત્રિત સજ્જનોથી ભરચક ભરાઇ ગયુ છે એક માત્ર ત્હેની પોતાનીજ હાજરીની ખોટ છે એ ખોટ પૂરવા સારૂ પોતાને મનતી તાકીદે ત્યા હાજરી આપવી પડશે અને આખા દિવસ સુધી ત્યા ગોંધાઇ રહેવુ પડવાનુ, એ વિચારથી ત્હેના મનમા એ ઉત્સવના પ્રત્યે અણુગમો ઉત્પન્ન થયો શિયાળાની રહવારના સુર્યના કિરણો બગીચાના આમ્ર વૃક્ષોના ઉપર પથરાઇ રહ્યા હતા, અને પાસેના ખેતરોમા ભરવાડના બાળકો રમત કરતા કરતા ગાય ચરાવવા જતા હતા એ દૃશ્ય ત્હેની નજરે પડયુ પોતાને વતન આવ્યા બાદ આ દેખાવ સેકડોવાર જોવા છતાએ તેનાથી કદી ધરાતી નહિ જ્યા સુધી દૃષ્ટિ પહોચે ત્યા સુધી એ દ્રશ્ય નીહાળવામા એ તલ્લિન થઇ જતી પણ આજે ત્હેને એ દ્રશ્યમા કાઇ પણ ખુબી જેવુ જણાયુ નહિ એ દ્રશ્યમાથી નજર ફેરવી નાખીને જુએ છે તો ત્રણ ત્રણ પગથીયા એક સામટા ચઢી જતો કાલિપદ ત્હેની દ્રષ્ટિએ પડયો બન્નેની નજર મળતા વારને કાલિપદ આફૂળો ફાફૂળો આવી બોલી ઉઠયો –“બા સાહેબ ! જલદી કરો, જલદી, કરો ! નાના બાબુ ગુસ્સાથી લાલપીળા થઇ ગયા છે આજે પણ આટલુ મોડું કરવાનુ ?”

આ સમાચાર સાભળતા વારને તે પગથી તે માથા સુધી ક્રોધથી પ્રજ્વલિત થઇ ગઇ પરતુ એકદમ ત્હેણે કાઇપણ બોલવાનુ સાહસ કર્યું નહિ શુદ્ધ સ્ફટિક જેમ મધ્યાન્હ સુર્યના કિરણોથી ઝળહળી ઉઠે છે, તેજ પ્રમાણે ત્હેના બન્નેય તેજસ્વી નેત્રોમાથી અસહ્ય જ્વાલા નીકળવા લાગી કાલિપદ તે જોઇ, ભયનો માર્યો કાઇ બોલવા જતો હતો, એટલામા વિજયાએ ત્હેને અંગુલિનિર્દેશ કરી નીચે જવા સૂચવ્યુ.

એના માણસો વિલાસને નાના બાબુ અને ત્હેના પિતાને મોટા બાબુ કહેતા, એ વાત વિજયાને અજાણી નહતી પરતુ એ બન્ને બાપ દીકરા એવા મોટા તીસમારખા થઇ ગયા છે કે નોકર ચાકરની આગળ ફાવે તેમ બોલ્યા જાઇ, ત્હેમના માલીકનુ–ત્હેનુ પોતાનુ–માન જાળવતા નથી, એ આજે વિજયાએ પહેલવહેલી વારજ જાણ્યુ આજે આ વાત ત્હેને સ્પષ્ટ થઇ કે વિલાસ ત્હેના સર્વસ્વનો માલીક અને એ ત્હેની ચરણાશ્રિતા દાસીજ છે ટુકમાં એટલુંજ બસ થશે કે આ સત્યની પ્રતીતિએ ત્હેના સંતાપના અગ્નિમા જળધારાનું સિંચન કર્યું નહિ.

આટલા ખ્યાલની અંદર તે હાથ મ્હોં ધોઈ, શ્રી/વસ્ત્રાલંકાર વગેરેથી શિંગાર સજ્જ થઇ નીચે ઉતરીને દિવાનખાનામાં આવી પહોંચી તો આ ચાહપાણી ચાલી રહ્યા હતા. ત્યાં પધારેલા સઘળા એને જોતા વારને ઉભા થઇને પ્રણામ કરવા લાગ્યા. એના આખા મ્હોંની શુષ્કતા જોઇને સહુ માંહોમાંહે કાન કરડાકરડી કરવા લાગ્યા પરંતુ એ ગણગણાટ વિલાસવિહારીના એચીંતા મર્મવિદારી કઠોર અવાજ આગળ ડુબી ગયો, પોતાનો ચાહનો પ્યાલો ધમ કરતો ટેબલ પર પછાડી, તે ગાજી ઉઠ્યો—"હજીએ જોયાં કરત તો ચાલત મ્હારે કહ્યા વગર ચાલતુ નથી કે ત્હમારી આવી રીતભાત મ્હને બીલકુલ પસંદ નથી.

પોતાની નાપસંદગી દર્શાવવાનો ત્હેને અધિકાર હતો, એ વાત સાચી છે પરંતુ આટલા બધા વચ્ચે આવી તોછડાઇ સઘળાને મન હલકાઇ જેવીજ ભાસી સમસ્ત મંડળી ચકિત થઇ વિલાસની સામું જોઇ રહી પરંતુ વિજયાએ એના તરફ દ્રષ્ટિપાત સરખોએ કર્યો નહિ જાણે કાંઇ થયુંજ નથી, એવો દેખાવ કરી ત્હેણે મંડળીને સામા નમસ્કાર કર્યા, અને જે ઠેકાણે વૃદ્ધ આચાર્ય દયાળબાબુ બેઠા હતા, ત્યાં આગળ જવા માંડ્યું. ત્હેની પાસે જઇ, વિજયાએ શાન્ત કંઠે કહ્યું—"આપના ચાહપાણીમાં કોઇ વાતની ઉણપ તો ન્હોતીને? મ્હારો મોટો કસુર થયો છે, આજે મ્હારાથી વ્હેલા ઉઠાયું નહિ" વૃદ્ધ દયાળે સ્નેહાર્દ્ર સ્વરે જવાબ દીધો—"ના, બેટા! મ્હને કશીયે વાતની અગવડ પડી ન્હોતી વિલાસબાબુ. રાસવિહારી બાબુએ કોઇ પ્રકારે ઉણપ આવવા દીધી નથી પણ ત્હમારી સ્થિતિ કાંઇ એટલી સારી જણાતી નથી બેટા! કોઇ અસુખ બસુખ તો થયું નથીને?"

દયાળ બાબુ હંમેશાં કલકત્તામાં રહેતા નહિ હોવાથી પહેલાં તો વિજયા ત્હેને ઓળખતી પણ ન હતી. ગઇ કાલે પ્રથમવાર એ ત્હેની દૃષ્ટિએ પડ્યા હતા અને તે પણ સહેજ સાજ પરંતુ આજે દ્રષ્ટિ પડતા વારને એ વૃદ્ધની શાન્ત, સૌમ્ય મુર્તિ એને આકર્ષક લાગી. તેથીજ એ બીજા બધાને તજી, સહુથી પહેલી એની પાસે આવીને ઉભી રહી હતી. તેમાં વળી એના હેતાળ કોમળ સ્વરથી ત્હેના અંતરનો દાહ અડધો પડધો શાન્ત થઇ જવા આવ્યો હતો એટલુંજ નહિ પણ એના કંઠમાં એને એના પિતાના અવાજનો આભાસ લાગતો હતો

દયાળ કોચ ઉપર બેઠો હતો, પાસે જગ્યા પુષ્કળ હતી. તે તરતજ બોલી ઉઠ્યો—"ઉભી કેમ રહી છો, બેટા? અહિં બેસ, તબીયત તો ઠીક છેને, બેટા?"

વિજયા એની પાસે બેઠી તો ખરી, પણ કેમે કરી એની જીભ ઉપડે નહિ. માથુ નીચુ નમાવીને તે ચિન્તાગ્રસ્ત બેસી રહી હતી આખમા આસુ ભરાઇ આવ્યા હતા, વૃદ્ધે ફરી પાછો તેજ પ્રશ્ન પુછયો. પ્રત્યુત્તરમા વિજયાએ દુ:ખેથીજ પતાવ્યુ —" હા, "

એ અનુભવી વૃદ્ધ આ સંક્ષિપ્ત ઉત્તરથી તેમજ એની બોલવાની ઢબ પરથી એના મનની સ્થિતિ બરાબર કળી ગયો મનમા ને મનમા ત્હેને હસવુ સુદ્ધા આવ્યુ પરણ્યા પહેલા આ બડેખા આટલો રોફ કરે છે, તો પરણ્યા પછીથી તો કોણ જાણે શુ એ કરશે, એ વિચારથી ત્હેને હસવુ આવ્યુ હોવુ જોઇએ અસ્તુ!

પોતાની પાસે બેઠેલી આ જાજવલ્યમાન બાળાને સ્વસ્થ થવાનો સમય આપવા સારૂ, વૃદ્ધ પોતે જાતેજ ધીરે ધીરે બોલવા લાગ્યો આટલી વયમા એ સત્ય ધર્મના પ્રત્યે ત્હેની અચલ નિષ્ઠા અને પ્રીતિની અસંખ્ય પ્રશંસા કરીને છેવટે તે બોલ્યો —" ભગવાનના આશીર્વાદથી તમારો મહાન્ ઉદ્દેશ સફલ અને શ્રેયસ્કર નીવડો, પણ તમે ગામમા આજે મન્દિરની સ્થાપના કરી, તેને ચિરંજીવ રાખવાને, તમારે આત્મત્યાગપૂર્વક અથાગ પરિશ્રમ કરવો પડશે હુ પોતે પણ ગામમાજ રહુ છુ, મ્હારા અનુભવપરથી હુ કહી શકુ છુ કે આપણા ગામના લોકો આ નવીન ધર્મમા રસ લેતા થયા નથી તેથી મ્હારૂ માનવુ તો એવુ છે કે એને જો તમે ચિરન્તન બનાવી શકશો, તો આ દેશમા સચમુચ એક મહાન સમસ્યાની મીમાંસા થઇ જશે તમારા આ પરીશ્રમને કયા શબ્દોમા આશીર્વાદ આપવો તે મ્હને સમજાતુ નથી"

વિજયાના હોઠ સુધી આ શબ્દો આવી પહોચ્યા હતા કે "મન્દિર સ્થાપવામા હુ કાંઇ સાર કે સાર્થકતા જેવુ જોતી નથી!" પરતુ એ વાત દાબી દઇ, ત્હેણે મૃદુસ્વરે પ્રશ્ન કર્યો —" મહાન સમસ્યાની મીમાંસા થઇ જશે, એમ આપ શાપરથી કહો છો?"

દયાળ બોલ્યો -"એમ કેમ બેટા? મ્હને તો આ વાત પર દૃઢ શ્રદ્ધા છે કે ફક્ત આપણો આ બ્રાહ્મ ધર્મજ લોકોને કરોડો કુસંસ્કારમાથી છોડવી શકે તેમ છે પરતુ તે સાથે મ્હને એ વાતની પણ ખાતરી છે કે જે ઠેકાણે જેને સ્થાન નથી, જ્યા જેનુ પ્રયોજન નથી, ત્યા આગળ તે ચિરસ્થાયી નીવડી શકેજ નહિ, પરતુ આવી એકાદ સંસ્થાને લોકપ્રિય બનાવવા બનતો પ્રયાસ કરી મડયા મચ્યા રહો, તો તેનુ પરીણામ આશાજનક નીવડ્યા વિના રહે નહિ, એ દેખીતુ છે, આપણા બગાળી ભાઇઓના ગુણ દોષની વાત કયા તમે ઓછી જાણો છો? એ સર્વ વાતની તુલના કરીને ખ્યાલ કરવાનો છે

વિજયા વધુ કાંઇ પણ સવાલ જવાબ કર્યા વગર મન સમાધે વિચાર કરવા લાગી. સ્વદેશનુ શ્રેય સાધવાની ત્હેને પ્રથમથીજ સ્વાભાવિક મહત્વાકાંક્ષા હતી અને આચાર્યના કથનથી તે એકદમ સતેજ થઇ આવી આ મન્દિરની સ્થાપના કરીને પોતાની નામના કરી જવા વિલાસ જે અનાડીપણાથી ધમપછાડ કરી રહ્યો હતો તેનાથી વિજયા કાયર થઇ ગઇ હતી અને એને ઉલટો એ બાબતમા સખ્ત કંટાળો ઉપજ્યો હતો. પરંતુ દયાળબાબુના ઉપર્યુક્ત કથનની ત્હેના મન પર ઉંડી અસર થઇ હતી. એક તો એની શાન્ત સૌમ્યમુર્તિ અને માધુર્ય વરસાવતો સ્નિગ્ધ કંઠ એ બન્નેએ એના પર જાદુઇ અસર કરી એના વિચારોમા અદ્દભુત પરિવર્તન કરી દીધુ ત્હેને પોતાનો ભ્રમ સમજાતા એમ લાગ્યુ કે વિલાસ વસ્તુત હૃદયહીન કે ક્રુર નથી, પરંતુ એની પ્રબલ ધર્મ પરાયણતાને લઇનેજ બાહ્ય દ્રષ્ટિથી એ એવો ભાસે છે ધર્માનુરક્ત મનુષ્યોને સ્વાર્થત્યાગ કરવોજ પડે ચિરકાલની શિક્ષા અને સસ્કારને લઇને બ્રહ્મધર્મના તરફ વિજયાને અટલ શ્રદ્ધા હતી અને એ ધર્મના વિસ્તાર ઉપરજ દેશનુ ભાવી ગૌરવ અવલબી રહ્યુ છે એવી ત્હેની માન્યતા દયાળબાબુના ઉપદેશથી વધારે જાગૃત અને મક્કમ બની

વખત ઘણો પસાર થઇ જવાથી, એક પછી એક સહુ જતા રહેવા લાગ્યા વિજયા પણ ઉઠીને ઉભી થઇ રાસવિહારી પુત્રની સાથે કઇક મસલત કરી રહ્યા બાદ, ત્હેની પાસે આવીને કહેવા લાગ્યો— ' બેટા વિજયા! આજ ત્હારૂ શરીર સારૂ નથી કે શુ ? "

અગાઉની માફક અનાદર કર્યા વગર, ત્હેણે નમ્રતાથી પ્રત્યુત્તર વાળ્યો—"ના, સારૂ છે કાલે રાતના બરાબર ઉંઘ આવી ન્હોતી, તેથી શરીર કાઇક અસ્વસ્થ જણાય છે

વિલાસની કળી ખીલી—ત્હેનુ મન આનદભેર નૃત્ય કરવા લાગ્યુ કેટલાક મનુષ્યો એવા હોય છે કે આઘાતની સામુ પ્રતિઘાત કર્યા વગર ત્હેમનાથી રહેવાતુ નથી પોતાની ભૂલ સમજાવા છતાયે અપ માન તેઓ કદી સહન કરી શકતા નથી વિલાસ તે માહેનો એક હતો દિવસે દિવસે ત્હેના પ્રત્યે વિજયાનુ વર્તન જેમ જેમ અપ્રીતિકર થવા લાગ્યું, તેમ તેમ ત્હેનુ પોતાનુ વર્તન પણ એના પ્રત્યે વધારે ને વધારે નિષ્ઠુર બનવા લાગ્યુ આ પ્રમાણે ઘાત પ્રતિઘાતની આગ પ્રતિક્ષણે વૃદ્ધિગત થતી ગઇ અને વ્યવહાર કુશળ વૃદ્ધપિતાની

અનુભવી શિક્ષા, સહિષ્ણુતા તથા યુક્તિ પ્રયુક્તિથી કામ કાઢી લેવાની કુનેહ વગેરે સંબંધી ગભીર ઉપદેશ–એ સઘળાની અનભિજ્ઞ ઉદ્ધત પુત્રના મનમા લેશમાત્ર પણ અસર થઇ નહિ પરતુ વિજયાના મુખેથી નીકળેલા આ એક માત્ર કોમળ વાક્યે વિલાસના સ્વભાવમા કાંઇક અજબ પરિવર્તન કરી નાખ્યું પોતાનો સ્વાભાવિક કર્કશ કઠ બની શકે તેટલો કરૂણાર્દ્ર બનાવીને તે બોલી ઉઠયો—“ એમ હોય તો તમે આવા સખ્ત તાપમા બહાર નીકળશો નહિ દરરોજ જમી રહ્યા પછી જરા વિશ્રાન્તિ લ્યો, નિદ્રા સેવો, ઋતુમા ફેરફાર થતો હોય, એવા સમયે ખાસ સભાળ રાખવી ઉચિત છે, નહિતર તબીયતનો પત્તો નહિ ખાય ”

એમ કહી, ઉત્કઠાભરી મુખમુદ્રા કરી, એક રીતે જાણે પોતાના ઉચ્છૃખલ વર્તનની ક્ષમા યાચતો હોય, એવો ભાવ દર્શાવ્યો અને વિશેષ કાંઇ પણ બોલ્યા વગર બીજા સભ્યોની સાથે ત્વરિત ગતિથી બહાર ચાલ્યો ગયો

જ્યા સુધી દ્રષ્ટિ પહોચી ત્યા સુધી વિજ્યા એના તરફ જોઇ રહી ત્યારબાદ નિ શ્વાસ નાખી, ઉપરની મેડી તરફ ચાલી ગઇ થોડી વાર સુધી ત્હેને કાઇક અવ્યક્ત અવર્ણનીય પીડા થવા લાગી એ વેદનાના આકાર પ્રકારનુ કાઇ સ્વરૂપજ સમજાતુ ન્હોતુ કેવી હતી એ વેદના ત્યારે ?

“ વાંલમ તણા સહવાસથી જે કટકો ભોકાય છે,
ચીરે હ્રદય ઊડુ છતા ન નિશાની તેની થાય છે
જોનાય નહિ જોતા કદી રૂધિર પણ વહેતુ નહિ,
યુવતી તણા અતર વિષે વ્યાધિ છતા બહુ થાય છે ”

સમીસાંજ પછી બ્રાહ્મ મન્દિરની વિધિપુરઃસર સ્થાપના કરવામા આવી મદિરના અદરના ભાગમા એક જગ્યાએ બે ખુરશીઓ પાસે ગોઠવી દેવામા આવી હતી તે માહેની એક ખુરશી ઉપર અત્યન્ત સમારોહ સહિત વિજયાને બેસાડવામા આવી, પાસેની ખાલી ખુરશી પર કોણ બેસવાનુ છે, તેનો ભેદ સઘળા પામી ગયા હતા ક્ષણભર વિજયાની વિવિધ લાગણીઓ પરસ્પર દ્વદ્વ યુદ્ધ કરવા લાગી, પરતુ બીજી ક્ષણેજ વિલાસ આવીને જ્યારે પોતાના અધિકૃત નિર્દિષ્ટ સ્થાન પર ગોઠવાઇ ગયો, ત્યારે એ વિષમ વેદના આપોઆપજ શાન્ત થઇ ગઈ.

# પ્રકરણ ૧૫.

---

## વિજયાનો વ્યાધ.

બ્રહ્મ મન્દિરની સ્થાપનાનો સમારોહ આમ ભારે ઠાઠમાઠથી ઉજવવામા આવ્યો પધારેલા સદ્‌ગૃહસ્થોનો ઉત્સાહ રખેને મોળો પડી જશે, એવી ધારણાથી બેસુમાર ખર્ચ કરવામા વિલાસે જરીયે ખામી રાખી નહિ પરંતુ જે પ્રતિષ્ઠિત સભ્યો એના નિમન્ત્રણને માન આપીને પધાર્યા હતા, ત્હેમને પોતાના ઘર બહાર હતા, તેઓ કાઇ કામ ધંધા વગરના ન્હોતા કે ફક્ત પારકે પૈસે પરમાનંદ કરવાનુ તેઓને ઝાઝો વખત પરવડી શકે, તેથી એક દિવસ રહીને તેઓ સઘળા ફરી જવાના હતા તે દિવસે વૃદ્ધ રાસવિહારીએ તેઓની સમક્ષ એક વ્યાખ્યાન આપતા જણાવ્યુ –" જેની અસીમ કરૂણાને લઇને આપણે પૌત્તલિકના (મુર્તિપૂજન) ના ઘોર અંધકારમાથી પ્રકાશના પન્થે પહોચ્યા છીએ, તેજ 'એકમેવા દ્વિતીયમ' નિરાકાર પર બ્રહ્મના પાદ પદ્મને વિષે જેમણે આ મન્દિર સુપ્રતિષ્ઠિત કરીને સમર્પી દીધુ છે, તેઓનુ કલ્યાણ થાઓ અન્તઃકરણના ઉંડાણમાથી હુ પ્રાર્થના કરૂ છુ કે નજીકના ભવિષ્યમાજ આપણા પેલા બે નવીન જીવન ચિરકાલને સારૂ સમ્મિલિત થઇ જાય—અને એ શુભ મુહૂર્ત નીરખવાને ભગવાન્ મ્હને ભાગ્યશાળી કરે" એટલુ કહી, ત્હેણે એ બે નવીન જીવનના પ્રત્યે દૃષ્ટિપાત કરીને કહ્યુ –" બેટા વિજ્યા! વિલાસ! આમને પ્રણામ કરો ત્હમે, આપ મ્હારા સન્તાનોને આશિષ આપો"

તે પરથી જોડાજોડ બેઠેલા વિજ્યા અને વિલાસે પ્રતિષ્ઠિત સજ્જનોને પ્રણામ કર્યા અને ત્હેમણે પણ અસ્ફુટ કંઠે એ બન્નેને મંગલ આશિષ આપી ત્યારબાદ સભા વિસર્જન થઇ

સન્ધ્યાકાળ વિત્યાબાદ, વિજ્યા જ્યારે પાછી ઘેર આવી પહોચી, ત્યારે ત્હેના મનમા કોઇપણ પ્રકારનો ઉદ્વેગ કે ચંચળતા નહતી ધર્મના આનંદોત્સાહથી એનુ હૃદય એવુ તો ભરપૂર થઇ ગયુ હતુ કે, તે મનમા ને મનમા આ પ્રમાણે ગણગણવા લાગી –" પાર્થિવ–ભૌતિક–સુખજ કાઇ એક માત્ર સુખ નથી પરંતુ ધર્મને કાજે–બીજાના શ્રેયને ખાતર તે સુખનુ બલિદાન આપવાથીજ ખરૂ કલ્યાણ થાય છે" વિલાસની સાથે જોકે બીજી કોઇ રીતે ત્હેનો મેળ મળતો નહતો,

તેમ છતા ધર્મ સબધી બાબતમા તે બન્ને જણા એક વિચારના હતા, એ વાત તે આગ્રહપૂર્વક પોતાના મનમા ઠસાવવા લાગી. પથારીમા સૂતી સૂતી તે બબડવા લાગી—એ સારૂ જ થાય છે કે એના જેવા એક સ્થિર મકલ્પ, સ્વધર્મ પગયણ, કર્તવ્યાનષ્ઠ યુવકની સાથે મ્હારૂ જીવન કાયમને માટે જોડાતુ જાય છે—એની સહાયથી અનેક મહાન કાર્યો સપાદન કરી લેવાશે, એ પ્રમાણે તે પોતાનુ મન મનાવવા લાગી બીજે દિવસે હાથ જોડીને સકળ મડળીને નિવેદન કર્યું કે આપ જો મહિનામા એકાદ વખત અત્રે પધારવાની કૃપા કરતા રહી, મન્દિરની પ્રતિષ્ઠા વૃદ્ધિગત કરશો, તો હમે સઘળા જીવન પર્યન્ત આપના આભારી થઇશુ એ નિમન્ત્રણનો સ્વીકાર કરીને સઘળા પોતપોતાને સ્થાને જતા રહ્યા

રાસવિહારી આવીને કહેવા લાગ્યો—“ બેટા વિજ્યા ! મન્દિરને ચિરસ્થાયી બનાવવાની ત્હારી જો શુભ આકાક્ષા હોય, તો દયાળ બાબુને અહીં રાખી પાડવાની ખટપટ કર ”

વિજ્યાએ સાનદાશ્ચર્ય પામીને પ્રશ્ન કર્યો—“ એ શુ બનવાજોગ છે ? કાકાબાબુ ! ”

રાસવિહારી હસીને બોલ્યો—“ બનવાજોગ વિના ? હુ શુ અમથો કહેતો હઇશ ? હુ એને નાનપણથી ઓળખુ છુ—એ મ્હારો બાલસ્નેહી છે ગરીબ અવસ્થા હોવા છતા એ ભલો માણસ છે. ત્હમારે ત્યા જાગીરદારીનુ કાંઇક કામકાજ સોપી, એને સહજ રાખી શકાશે એને રહેવા સારૂ જગ્યા પુષ્કળ છે આપણી પાસે; ભલે પોતાના કુટુબ સહિત એ અહિ વસવાટ કરે ”

એ વૃદ્ધ સજ્જનના પ્રત્યે વિજ્યાને ખરા અન્તકરણની શ્રદ્ધા ઉપજી હતી એની કગાલ હાલતથી તેમા કરૂણાનુ મિશ્રણ થયુ રાસ વિહારીના પ્રસ્તાવને હર્ષથી વધાવી લેતા, તે બોલી—“ એને આપણે ત્યા રાખો, કાકાબાબુ ! હુ ઘણી રાજી થઇશ ”

થયુ પણ તેમજ. દયાળ સપરિવાર આવીને ત્હેમના આશ્રય નીચે રહ્યો

દિવસ પસાર થવા લાગ્યા પોસ માસ ખલાસ થઇ, માઘ માસ અધવારવા આવ્યો જાગીરદારી તેમજ મન્દિરનુ કામકાજ પણ ધમ ધોકાર ચાલવા લાગ્યુ કોઇ ઠેકાણે કશી વાતના વાધા વચકાની કલ્પના સરખી ઉત્પન્ન થઈ નહતી

નરેન્દ્રના કાઇ સમાચાર મળ્યા નહતા વચમા ફકત બે દિવસ વતનમા આવીને તે પાછો જતો રહ્યો હતો તેમ છતા પેલુ આઇ-

ક્રોસક્રોપ જ્યારે જ્યારે વિજયાની નજરે પડતુ, ત્યારે એનુ હૃદય કાઇક અવર્ણનીય વેદનાથી વીંધાઇ જતુ. એમ કહોની કે એ પ્રકારે તે એ યત્નની કીંમત આપતી આશ્ચર્ય માત્ર ત્હેને આટલુંજ થતુ કે બે દિવસના પરિચયમા આ શુ અજબ ખેચાણ? શી જાદુઇ મોહિની એણે લગાડી દીધી છે, કે હૃદય એના પ્રત્યેજ તણાયા કરે છે' તે મનમાને મનમાજ કાઇક આ પ્રમાણેજ ગણગણતી—

"ભણકાર છે પ્રિય નામના, સર્વાંગમા આ તન વિષે,
રણકાર છે પ્રિય શબ્દના સર્વાંગમા આ તન વિષે,
છે રોમે રોમ પ્રકાશ પ્રિયે, જુઓ જરા આ તન વિષે,
ચીરો હૃદય મુર્ત્તિ નીહાળો મજુ આપની આ તન વિષે"

આમ વિલાસ, નરેન્દ્ર એ બે પાત્રો વચ્ચે ઝોના ખાતો, ત્હેનો હૃદય-હીંચકો બન્ને બાજુએ ઝુલવા લાગ્યો એમ કરતા કરતા માહ મહિનો પણ પૂરો થયો. ફાગણના આરભમા એકાએક સખ્ત તાપ પડવા લાગ્યો ચોમેર તાવનો વાવર ચાલી રહ્યો બે દિવસમા દયાળબાબુ પણ પટકાઇ પડયા! આજ સ્હવારે ત્હેમને જોવાને, કપડા પ્હેરી તૈયાર થઇ, વિજયા નીચે ઉતરી હતી ઘરડો દરવાન કાનાઇ સિગ પોતાની ડાગ લઇ આવવા ઘરમા ગયો હતો તે દરમ્યાન વિજયા અદરના ઓરડામાં બેઠી બેઠી ચાહ પીતી હતી

"નમસ્કા—ર!"

એ શબ્દ કાનપર પડતા વારને વિજયાએ ચમકીને જોયુ તો નરેન્દ્ર ઘરમા પેસતો હતો

ત્હેના હાથમાનો પ્યાલો રહી ગયો હાથમાજ ને મત્ર મુગ્ધની પેઠે આતુરતાથી જોઇ રહી નહિ કર્યા સામા નમસ્કાર, કે નહિ કર્યો બેસવાનો વિવેક

એકાદ ખુરશી પાછળ પોતાની લાકડી મુકી દઇ, નરેન્દ્ર બીજી એક ખુરશી ખેચી, તેનાપર ગોઠવાઇ ગયો અને કહેવા લાગ્યો—"આ કામ પણ કાઇ સારુ થયુ નહિ—બીજો એક પ્યાલો ચાહ મગાવવાની વરદી આપો તો જોઇએ"

હાથમાહેનો પ્યાલો નીચે મુકી દઇ, વિજયા તેજ ક્ષણે ચાહની વરદી આપવા ગઇ, પરતુ કાલિપદને કહી આવીને પણ ત્હેનાથી ઝટ પાછા અવાયુ નહિ ઉપર જતા જતા દાદરના કઠેરાને પકડીને ઉભી થઇ રહી ત્હેના હૃદયમા કાઇક અજબ થનથનાટ થઇ રહ્યો હતો. માનવ હૃદયમા આવો અવર્ણનીય ભાવ શાથી જન્મતો હશે, તેની

પલક માત્રમા વિજયાનુ મ્હો લાલચોળ થઇ ગયુ, પરંતુ તરતજ સમાલી લઇને કહેવા લાગી –' અને બીજુ શુ શુ કહીને આપને વિદાય કીધા ? ''

નરેન્દ્ર બોલ્યો –'' હવે એ બધુ કોને યાદ છે ? મગાવી આપો એ વસ્તુ, મ્હારે નવની ગાડીએ પાછુ કલકત્તા જવુ છે મ્હને કલકત્તામા એક સારી નોકરી મળી છે–હવે બહુ દૂર લગી જવુ નહિ પડે '' વિજયાનુ મ્હો એકાએક ચમકી ઉઠયુ ને તે બોલી –''આપનુ નસીબ તો સારૂ જણાય છે, હો ! ''

નરેન્દ્રે કહ્યુ –'' હા, પણ હવે વધારે વખત નથી નવ વાગે તો–'' આખનના પલકારામા વિજયાનુ મ્હો ફીકકુ પડી ગયુ, પરંતુ નરેનનુ તે તરફ લક્ષ ન હતુ તે બોલ્યો –'' હવે મ્હને મોડુ થાય છે–મગાવી આપોને, મ્હારી વસ્તુ '

વિજયા એના તરફ દ્રષ્ટિપાત કરીને કહેવા લાગી –'' એવી કાઇ શરત થઇ છે આપની સાથે, કે આપ ત્યા ફરીને પૈસા પાછા આપો, ત્યારે તરત ત્હમારી વસ્તુ ત્હમને પાછી આપવી ? ''

નરેન્દ્ર લજ્જીત થઇ બોલ્યો –'' ના, એવુ કઇ છે નહિ, પણ આપને એ વસ્તુનો ખપ નથી ''

' આજે નથી, પણ કોઇ દહાડો ખપ નહિ લાગે, એવુ આપને કોણે કહ્યુ ? ''

નરેન્દ્ર મર્મમપણે બોલી ઉઠયો – ' હુ મ્હારૂ જાણુ છુ કે એ ચીજ તદ્ મને કાઇ ખપમા આવવાની નથી અને મ્હને તો—''

વિજયા બોલી — ત્યારે વેચતી વખતે મ્હને શુ કામ એમ કહ્યુ કે એ ત્હમને બહુ ઉપયોગી થઇ પડશે ? મ્હને ઠગી જવા સ્હેલ ત્હમને વિદાય કર્યા એમ કહી પાછા તુઆ ફરતા થાવ છો, એ કોના ઘરનો ન્યાય ? તે વખતે એક વાત, અત્યારે વળી જુદીજ વાત ! ''

નરેન્દ્ર લજ્જાથી એકાએક મલિન થઇ ગયો થોડીક વાર ચૂપ રહીને કહેવા લાગ્યો –'' જુઓની, તે વખતે મ્હે ધાર્યુ હતુ કે ત્હમે આ ચીજને ઉપયોગમા લેશો આમ પડી રહેવા દેશો નહિ વાર ત્હમે એ ચીજ ઘરેણે રાખીને પણ ત્હમારા નાણા લઇ લ્યો એમ કેમ થાય, એવો વિચાર સરખો મનમા લાવશો નહિ હુ એ નાણાનુ વ્યાજ આપીશ ''

વિજયાએ કહ્યુ —'' વ્યાજ કેટલુક આપશો ? ''

નરેન્દ્ર બોલ્યો —'' જે વ્યાજબી વ્યાજ હશે તે આપીશ ''

વિજયા ડોકુ ધુણાવીને કહેવા લાગી—"મ્હને એ વાત પસંદ નથી કલકત્તામા મ્હે ઘણીવાર ખાતરી કરી છે, અનાયાસે ત્યા આગળ હુ એ યત્રના ચારસો રૂપીયા ઉપજાવી શકીશ"

નરેન્દ્ર હસીને ઉભો થઇ, બોલી ઉઠયો—'ઠીક, ત્યારે એમજ કરજો મ્હારે જરૂર નથી જેને બસો રૂપીયાના ચારસો રૂપીયા જોઇએ છે, ત્હેની સાથ હુ કાઇ બોલવા માગતોજ નથી"

વિજયાએ નીચુ જોઇ રહી, મહા મહેનતે હાસ્ય રોકી રાખી ઉચે જોયુ પરતુ નરેન્દ્રે એના પ્રત્યે દૃષ્ટિપાત કર્યા વગર કહ્યુ—"આપ તો શાહુકારના અવતાર જણાવો છો, એવુ જાણ્યુ હત તો હુ આવતજ નહિ"

વિજયાએ નિખાલસપણે પ્રત્યુત્તર વાળ્યો—"દેવાના બદલામા મ્હે ત્હમારી બધી માલ મીલ્કત કબજે કરી લીધી તે વખતે તો એવુ કાઇ બોલ્યા નહિ?

નરેન્દ્રે કહ્યુ—"ના, શુ કરવા બોલુ? એમા કાઇ ત્હમારો હાથ નહોતો એ વ્યવસ્થા ત્હમારા અને મ્હારા બન્નેના પિતા કરી ગયા છે એમા આપણા બેમાથી નાપણ ગુનેહગાર નથી ઠીક, ત્યારે હવે હુ રજા લઇશ

વિજયા બોલી—'જમીને જજોને."

નરેન્દ્ર ઉદ્ધતપણે કહ્યુ—'ના, જમવા આવ્યો નથી'

વિજયાએ શાન્ત ભાવે ઇચ્છા કરી—"વારૂ આપ તો ડાકટર સાહેબ છો તો નાડ જોઇ જાણો છો ખરા કે"

આ વખત વિજયાના ઓષ્ટ પ્રાન્તને વિષે હાસ્યરેખા સ્પષ્ટ જણાઇ આવી નરેન્દ્ર ક્રોધથી એકદમ ઉછળી પડયો—"હુ શુ ત્હમારી મશ્કરી કરવા પાત્ર છુ કે આમ ટોળ કર્યા કરશો? ત્હમારા પૈસા ત્હમને મુબારક રહો, પણ તેની સત્તાથી આ મજાક કરવાનો અધિકાર ક્યારથી પેદા થઇ ગયો? જરાક વિચાર કરી બોલો" એમ કહી તે હાથમા લાકડી લઇ ઉભો થયો

વિજયા બોલી—'આમ તે કાઇ ગભરાઇ જતા હશે કે' શરીરમા જોર છે અને હાથમા લાકડી છે, પછી બ્હીક શી છે?"

લાકડી નીચે નાખી દઇ, નરેન હતાશ થઇ ખુરશી પર પાછો બેસી ગયો અને કહેવા લાગ્યો—

'છટ છટ' આ શુ? ત્હમે તો જેમ ફાવે તેમ બકવા લાગો છો. ત્હમારા સમાગમમા મ્હારાથી હવે નહિ રહી શકાય'

"પણ મનમા રહી શકાશે ખરૂ !" એમ બોલી વધુ સયમ રાખી નહિ શકાવાથી તે હાસ્ય દબાવતી દબાવતી ત્વરિત ગતિથી બહાર જતી રહી.

થોડીકવાર સુધી ચિન્તાતુર હાલતમા એકલા બેસી રહ્યા, પછી થાકીને નરેન્દ્રે હાથમા લાકડી લઇ જેવા ઉઠવા માડયુ કે તરતજ વિજયા ઓરડામા આવી પહોચી અને કહેવા લાગી —"આપનેલીધેજ જરા મ્હને આટલુ મોડુ થઇ ગયુ છે, તો આપનાથી પણ આમ ચાલ્યા જવાશે નહિ નાડ જોતાઆવડે ? આપને, તો ચાલો મ્હારી સાથે" નરેનને એ વાત કાઇ ખરી લાગી નહિ તેમ છતા ત્હેણે પુછયુ – "કયા જવાનુ છે નાડ જોવાને ?"

એના તરફ દૃષ્ટિપાત કરતા આ વખતે ગભીર મુખમુદ્રા કરીને વિજયાએ કહ્યુ —"એ ઠેકાણે કોઇ સારો ડાકટર નથી હનારા જે નવા આચાર્ય થઇને આવ્યા છે, ત્હેમના પર મ્હને ઘણો પૂજ્યભાવ છે–આજ બે દિવસ થયા એમને સખ્ત તાવ આવે છે, ચાલો એકવાર આપણે એમને જોઇ આવીએ" "સારૂ ચાલો"

વિજયા બોલી.—"ત્યારે જરાક ઉભા રહો અહિ પરેશ કરીને એક છોકરો છે, ત્હેને તો આપ ઓળખો છો,–પરમ દિવસથી એને પણ તાવ આવે છે એની માને કહ્યુ છુ કે છોકરાને અહિ લઇ આવે"

થોડીવારમાજ પરેશની મા એને લઇને ત્યાં આગળ આવીને ઉભી રહી. એના તરફ સહજ દૃષ્ટિપાત કરીને નરેન બોલી ઉઠયો –"ત્હમારા છોકરાને લઇ જાઓ, બ્હેન ! મ્હે એને તપાસી લીધો" છોકરાની મા તેમજ વિજયા બન્નેય અજાયબ થયા મા કાલાવાલા કરવા લાગી – "આખા શરીરમા ભયકર વેદના થયા કરે છે, બાપુ સાહેબ ! નાડ બાડ જોઇને કાઇક સારી દવા—"

"વેદના હુ સમજયો, બ્હેન ! પણ ત્હમારા છોકરાને લઇ જાઓ અહિથી, એને હવા લાગવા દેશો નહિ, ઓસડ હુ મોકલી આપુ છુ."

માતા કાઇક કટાણુ મ્હો કરીને છોકરાને લઇને ચાલી ગઇ નરેન્દ્ર વિજયાના વિસ્મિત થએલા મુખ તરફ જોઇને કહ્યુ:–આણી તરફ વસન્ત (સૈયડ)નો પાવર સખ્ત જણાય છે છોકરાના મ્હો પર સૈયડની અમર સ્પષ્ટ દેખાય છે કહેજો કે જરાક કાળજી ભરી સભાળ રાખે"

વિજયાનુ મ્હો લેવાઇ ગયુ તે બોલી ઉઠી –"સૈયડ ! સૈયડ ! આથી નીકળે વારૂ ?"

નરેન્દ્ર બોલ્યો —"શું થી નીકળે ? તેના ઘણા કારણો છે પણ નીકળે છે ખરા, આજે તો બરાબર દેખાતા નથી, પરંતુ કાલ પરમ જોશો તો ખાતરી થશે હું ધારૂં છું કે હવે આપના આચાર્ય બાબુને પણ જોવાની કાંઈ જરૂર નથી-એમને પણ આજ પાવરની પ્રમાતી મળી હોવી જોઈએ"

ભયથી વિજયાનું સકળ અંગ ધ્રુજવા લાગ્યું તે એકાએક નરમ ઘેંસ-પોપાગાળી-થઈ, ખુરશી પર બેઠી બેઠી આળસ મરડીને કહેવા લાગી -'મહતય નક્કી સેયડ આવશે, નરેનબાબુ!-કાન ગતના મ્હને તાવ આવ્યો હતો, શરીરમાં ભયંકર વ્યથા થાય છે'

નરેન્દ્રે હસીને કહ્યું -'વ્યથા ભયંકર નથી, ભયંકર જ થઈ પડે છે, તે આપનો ભય છે અને કદાચ તાવ આવ્યો હોય, તોયે શું થઈ ગયું ? આસપાસ બધે સેયડનો વાવર ચલી રહ્યા છે, તેથી ગામના દરેક માણસને સેયડ નીકળવાજ જોઈએ, એવું કાંઈ સિદ્ધ થતું નથી"

વિજયાની બન્નેય આંખોમાથી આસુની ધારા વહેવા લાગી, તે બોલી ઉઠી -"સેયડ નીકળશે તો કોણ મ્હારી સભાળ લેવાનું હતું ? મ્હારૂ કોણ છે ?"

નરેન્દ્રે ફરી હસીને જવાબ દીધો.-"સભાળ લેનારા તો ઘણાયે મળી આવશે. એ નિર્વિવાદ છે પરંતુ કાંઈ થવાનું નથી આપને"

વિજયાએ હતાશ થઈ ડોકું ધુણાવીને કહ્યું -"નહિ થાય તો તો સારૂ સ્તો-પણ કાલ રાત્રે મ્હને સખ્ત તાવ ભરાયો હતો તેમ છતા જીવ પર જોર કરીને સ્હવારના દયાળબાબુને જોવા જવાને તૈયાર થઈ અત્યારે પણ મ્હારૂ શરીર ધગધગે છે તાવથી, જરા જુઓ તો ખરા'-એમ કહી ત્હેણે પોતાના જમણો હાથ આગળ ધર્યો નરેને પાસે જઈ, પોતાના શક્તિમાન કઠણ હાથમા ત્હેનો હાથ રાખી, બેત્રણ મિનિટ પછી ધીરે રહીને નીચો નમાવી દઈને કહ્યું -'આજે કાંઈ ખાશો કરશો નહિ, ચુપચુપ સૂઈ રહેજો કાંઈ ભય જેવું નથી કાલ પરમ હું આ વખતે આવી પહોંચીશ"

"આપની દયા-" એમ કહી આંખો લુછી નાખી વિજયા શાન્ત બેસી રહી પરંતુ એ શબ્દોએ તીરની જેમ નરેન્દ્રના મર્મ સ્થાનને ભેદી નાખ્યું પ્રત્યુત્તરમા તે જો કે કાંઈ પણ બોલ્યો નહિ, પરંતુ હાથમા લાકડી લઈ જેવો બહાર નીકળ્યો, કે તરતજ એ ભય પીડિત રમણીના અસહાય મુખની દયા-ભિક્ષા ત્હેના બલિષ્ઠ પુરૂષ ચિત્તને વલોવી નાખવા લાગી બીજે દિવસ કામકાજના દબાણને લીધે, કલકત્તા ત્હેનાથી છોડી શકાયું નહિ પરંતુ ત્રીજે દિવસે નવેક વાગતાના સુમારે ગામમા આવી પહોંચ્યો વિજયાના મકાન આગળ પગ

ચુકતાં બારને કાખિપરે હાંફળા ફાંફળા આવી કહ્યું –"વિજયા બાને સખ્ત તાવ આવ્યો છે, બાબુ સાહેબની આજ્ઞા, ડોકટર ઉપર પધારો."

વિજયાના ઓરડામાં નરેન્દ્ર જ્યારે દાખલ થયો, ત્યારે તે સખ્ત તાવના જોરથી પથારીમાં પછાડા મારી રહી હતી અધોડ વયની કોઇ એક સ્ત્રી ઘુમટો તાણી પાસે બેઠી બેઠી હેના માથાપર પોતા મુકયા કરતી હતી, અને નજીકમાંજ પિતા-પુત્ર રાસવિહારી અને વિલાસ મુખ અસાધારણ ગંભીર રાખીને ખુરશી પર બેસી રહ્યા હતા. ડાકટરના આગમનથી એ બેમાંથી એકેયનું ચિત્ત આશા અને આનંદથી ઉછળવા લાગ્યું નહિ એ કહેવાની અગત્ય નથી.

લેશમાત્ર ઉપોદ્ઘાત કર્યા વગર વિલાસ વિહારીએ સીધોસટ પ્રશ્ન કર્યો –પરમ દિવસેજ આપ સેપકનો ભય બતાવી ગયા હતા, ખરું ને ?"

વાત એવી હડહડતા જુઠાણાંની ભરેલી હતી કે, એનો એકદમ કશોય જવાબ દઇ શકાય નહિ–પરંતુ પ્રશ્ન સાંભળી, વિજયાએ પોતાની આલચોળ આંખો ખોલીને જોયું પ્રથમ તો તે કાંઇ નિર્ણય કરી શકી નહિ, થોડીવાર રહીને હાથ લંબાવીને બોલી ઉઠી –"આવો"

પાસે બીજે કાંઇ જગ્યા નહિ હોવાથી, નરેન્દ્ર હેની પથારીના એક છેડા પરજ બેસી ગયો પલકવારમાં વિજયાએ પોતાના બન્ને હાથ વતી હેનો હાથ જોરથી દબાવીને કહ્યું –" કાલે આવ્યા હત, તો મ્હને આટલો તાવ ભરાત નહિ–આખો દિવસ બારી આગળ બેઠા રહી મ્હેં હમારી વાટ જોયા કીધી "

નરેન્દ્ર ડાકટર હતો—તે તરત ચેતી ગયો કે પ્રબલ જ્વર જલદ દારુના નિશાની માફક મનુષ્યના અંતરના ઉંડાણમાંથી કોઇ કાંઇ ગુપ્ત વાતો ઓકાવી કાઢે છે, પરંતુ સ્વસ્થ અવસ્થામાં તેનું અસ્તિત્વ સરખુંયે ઘણીવાર હોતું નથી પણ પાસેજ બેઠેલા પિતા પુત્રના માથાના વાળ સુદ્ધા ક્રોધથી કંટકિત થઇ ગયા નરેન સહજ શાન્તવનના સ્વરથી પ્રસન્ન વદને કહેવા લાગ્યો –"ભય જેવું કાંઇ નથી બે દિવસમાં તાવ ઉતરી જશે"

નરેનનો હાથ પોતાની છાતીપર ખેંચી લઇ, એકાન્ત કરુણ સ્વરે વિજયાએ કહ્યું –"મ્હને સારૂં થાય નહિ, ત્યાં લગી કશેય જશો નહિ–હમે જતા રહેશો તો હું બચવાની નથી"

જવાબ દેવાને મુખ ઉંચું કરતાં એકાએક આ શો દેખાવ હેની નજરે પડયો ? નિશ્ચિત સન્નિકટ વર્ત્તી શીકારના ઉપર તરાપ મારતા પહેલાં ભૂખ્યો વાઘ જેવી દૃષ્ટિ કરીને જુએ છે, તેવીજ અંગાર વરસાવતી આંખો કાઢીને વિલાસવિહારી નરેનના તરફ જોઇ રહ્યો હતો.

---

# પ્રકરણ ૧૬

## ઇર્ષાનો અંકુર.

નરેન્દ્ર અવાક્ થઇ જોઇ રહ્યો–વિજયાના પ્રશ્નનો પ્રત્યુત્તર તે આપી શકયો નહિ હિંસક દષ્ટિ, કરડી નજર, એકલા મનુષ્યજ શું પણ જાનવર સુદ્ધા સમજી શકે છે ટુંકામા નરેન્દ્ર જોકે વેદીયા ઢોર જેવો હતો, દુનિયાદારીનુ જ્ઞાન એને જોકે નહિ જેવુ જ હતુ તેમ છતા નિમિષ માત્રમા તે આ વાતનો ભેદ પામી ગયો કે, ખુરશીપર બેઠેલા પિતા પુત્રની આખ્યોનો ચકચકાટ બીજાને ગમે તે ભાવ પ્રકાશ કરતો હશે, પરતુ તે હૃદયની પ્રીતિને પ્રકાશિત કરતો નથીજ એ લોકો એના પોતાના પર પ્રસન્ન ન્હોતા, તે એ સારી પેઠે જાણતો હતો વિજયાને માઇક્રોસ્કોપ દેખાડવા આવ્યો, તે વખતે પણ એ મતલબની વાત એણે કાનોકાન સાભળી હતી તેમજ રાસવિહારી પોતે જાતે એને ઘેર જઇ, પૈસા આપી આવ્યો હતો, તે દિવસે પણ પરદેશને બ્હાને બહુ બહુ મ્હેણા બોલી કીધી હતી પરતુ એણે જ્યારે ખરેખર ઠગાઇ કીધી ન હતી અને એ વસ્તુના બસોને ઠેકાણે ચારસો રૂપૈયા ધમકી લવાય તેમ છે તો પછી એ લોકોની મ્હારા ઉપર શા માટે ઇતરાજી રહેતી હશે, તે એનાથી સ્થિર કરી શકાયુ નહિ અને આ સૈયડનો ભય બતાવવાની વાત તો તદન ગલત–નાપાયાદાર છે એવો ભય તો તેણે દેખાડયોજ ન્હોતો, બલકે એથી ઉલટુજ કહ્યુ હતુ આ ખોટો ગપગોળો કોણે ઉરાડયો હશે ? વિજયાના તો એ કારસ્થાન નહિ હોય ? વગેરે શકા પર શકાની ઘોળા ઘોળ થતી હતી એના મન સગાથે, એટલામા વિલાસ વિહારી ઓચીંતો ગાજી ઉઠયો કુતૂહલને લઇને નોકર કાલિપદે પડદો જરાક ઉંચો કરી, ડોકીયુ કર્યું હશે, વિલાસની નજરે એ દ્રશ્ય પડતા વારને તેણે ઉત્સાહભેર હિન્દીમા ભડીમાર કર્યો તમારી ક્લાસમા હિન્દી ભાષાનો પ્રયોગ કાઇક જુસ્સાદાર ઝનુન આણતુ હોવુ જોઇએ તે બોલ્યો—

'એઇ શૂઅરકા બચ્ચા ! એકઠો કુરસી લાઓ'

ઘરના સઘળાજ સડક થઇ ગયા. કાલિપદ 'શુઅરકા બચ્ચા' તેમજ 'લાઓ' એ બે શબ્દોનો અર્થ સમજી શકયો, પરતુ કુરસી' વસ્તુ વળી કોણ જાણે કેવીક હશે, તેનુ અનુમાન બરાબર નહિ થઈ શકવાથી, તે ઘરમા જઇ ચારે બાજુએ ફાંફા મારવા લાગ્યો. વૃદ્ધ

રાસવિહારીએ સમય સુચકતા વાપરી પોતાની જાતને સાવધ રાખ ગભીરસ્વરે કહેવા માડયુ'-"પેલા ઓરડામાંથી એક ચેર લઇ આવ કાલિપદ ! બાબુને બેસવાદે " કાલિપદ જલદી ખુરશી લેવાને ગયાબાદ, હેણે પુત્રના તરફ શાન્ત ઉદ્દાર કઠે હ્રેને કહ્યુ – 'માદા માણુસના મકાનમા આવા આકળા થવુ નહિ જોઇએ, વિલાસ મિજાજ ખોઇ બેસવાથી કોઇપણ પ્રતિષ્ઠિત મનુષ્યની શોભામા વધારો થતો નથી "

દિકરાએ ઉદ્ધતાઇથી જવાબ દીધો —" માણુસનો મિજાસ આવી બાબતમા જાય નહિ, ત્યારે બીજી કઇ વખતે જાય ? હરામખોર નોકર વગર કહયે કરાગ્યે આવા અસભ્ય માણુસને જેને આબરૂદાર બૈરાનુ માન જાળવવાનુયે ભાન નથી–તેવાને ફ્ટ કરતો કે ઘરમા ઘુસાડી દેછે !"

અકસ્માત ધક્કો લાગતા જેમ દારૂડીયાનો નિશો ઉતરી જાય છે, તેજ પ્રમાણે વિજયાના તાવની સુસ્તી પણ આ કલકલાણુથી એકાએક ઉતરી ગઇ કાઇ પણ બોલ્યા કર્યા વગર નરેન્દ્રનો હાથ છોડી દઇ, તે ઓચીંતી પાસુ ફેરવી, ભીંત તરફ મ્હો રાખીને સુઇ રહી

કાલિપદ ઉતાવળો ઉતાવળો ખુરશી લાવીને મુકી ગયો, એટલે નરેન્દ્ર હેની પથારી પરથી ઉઠીને ખુરશી પર બેઠો વિજયાના મ્હોના સીના પરથી રાસવિહારી હેની લાગણી ઝટ કળી ગયો પ્રસન્ન હાસ્ય કરી, પુત્રને ફરી શીખામણ દેતા તે કહેવા લાગ્યો –" હુ બધુય સમજુ છુ, વિલાસ ! આ વિષય એવો નાજુક છે કે એમા ત્હને ક્રોધ ઉત્પન્ન થાય, એ દેખીતુ છે બધાજ જો શિષ્ટતા, સભ્યતાની મર્યાદા જાળવી રાખી શકે તેમ હોય, તો પછી ઉંચ નીચનો ભેદ કયાથી રહેવા પામે? શાન્તિથી આપણે મનુષ્યની ખોડ ખાપણ યુક્તિપુર્વક દુર કરી શકીએ "

વિલાસ બોલ્યો —" ના, પિતાજી ! આ પ્રકારનુ 'અનાડી-પણુ' સહન કેમ કરી શકાય ? એ ઉપરાત વળી આ મકા-નના નોકરો જેટલા બેઇમાન છે તેટલાજ બેશરમ છે હાલેજ એ સઘળાઓને હુ તગેડી દેવાનો છુ "

રાસવિહારી આ વખત હસતો હસતો જાણે સ્વગત ભાષણ કરી ભીંતને સભળાવતો હોય, તેમ કહેવા લાગ્યો –" આનુ મગજ કાઇ એવુ ખરાબ થઇ ગયુ છે કે વગર વિચાર્યે ફાવે તેમ બકયોજ જાય છે શુ બોલે છે તેનુજ કશુ ઠેકાણુ નથી પણ એની બીચારા નાદાન છોકરાની વાત શી કરવી ? હુ આવો ઘરડો અને ડરેલ હોવા છતા મદવાડના સમાચાર સાભળી ખભળી ઉઠયો હતો મકાનમા વળી કોઇને સૈયડ નીકળ્યા હશે તે ઉપર આ વળી બધાના ગાડીયા ટીલા કરી ગયો "

અત્યાર સુધી નરેન્દ્ર વાતચીતમાં ભાગ લેતો ન હતો, તે આ વખત ઓચીંતો બોલી ઉઠ્યો—"મ્હેં કોઇ વાતનો ભય દેખાડ્યો નથી."

જુસ્સાભેર મગજ પછાડીને વિલાસ ઉછળી પડ્યો—"અલબત્ત ભય દેખાડી ચુક્યા છો કાલિપદ એ વાતનો સાક્ષી છે"

નરેન્દ્રે કહ્યું—"કાલિપદની ભૂલ થઇ હશે સાંભળવામાં" જવાબ દેવામાં વિલાસ કાંઇક કાચું કાપી નાખવા જતો હતો, તેટલામાં ત્હેના પિતાએ ત્હેને અંતરાય અટકાવીને કહ્યું—"વાહ! આ શું કરે છે, વિલાસ! એ પોતેજ જ્યારે એ વાત કબુલ કરતો નથી, ત્યારે કાલિ-પદનો વિશ્વાસ કેમ કરી શકાય? ખરેખર એની વાત સાચી છે" તેમ છતાં વિલાસ કંઇ બોલવા જતો હતો, ત્હેને ઇશારતથી મના કરીને પોતે કહેવા લાગ્યો—"આવી સાધારણ વાતને આવું ભયંકર સ્વરુપ શું કામ આપી દે છે? વિલાસ! જરાક શાન્ત થા! ભગવાન જગ-દીશ્વરે આપણી કસોટી કરવા ખાતરજ આ વિપત્તિ આપણા માથા ઉપર નાખી હોવી જોઇએ. વિપત્તિથી પરવશ થઇ, તું સઘળી અગાઉની વાતો ભૂલી કેમ જાય છે, તે હું સમજી શકતો નથી" થોડીકવાર મૌન રહી પાછો કહેવા લાગ્યો—"રોગની પરીક્ષા કરવામાં એની કદાચ ભૂલ થઇ હોય, તો તેમાં અજાયબ પામવા જેવું શું છે? ભલાભલા હોશિયારમાં હોશિયાર ડાકટરો પણ છક્કડ ખાઇ જાય છે, તો આને તો હજી દાંતમાંથી દૂધ સુકાયું નથી" એમ કહી નરેન્દ્રના તરફ નજર કરીને કહ્યું—"વારુ, ત્યારે તાવ તો આપને સાધારણ જાતનો લાગે છે ને? ચિન્તા કરવા જેવું કાંઇ છે નહિ, એજ આપનો મત છે ને?"

નરેન્દ્ર આવ્યો ત્યારથી સઘળું અપમાન મુંગે મ્હોંયે સહન કરી રહ્યો હતો, પણ આ વખત ત્હેનાથી ટકોર કર્યા વગર રહી શકાયું નહિ, તે બોલ્યો—"મ્હારા બોલ્યાથી શું ખાટું મોળું થઇ જાય છે? મ્હારા ઉપર તો કાંઇ આધાર છેજ નહિ! એના કરતાં કોઇ સારા ભણેલા ગણેલા ડોકટરને બતાવો અને તેવાની સલાહ લ્યો"

આ કથન અલબત્ત કટાક્ષ ભર્યું હતુંજ, પરંતુ આવો જવાબ આપવાનો ત્હેને અધિકાર હતો પરંતુ વિલાસનો પિત્તો ઉછળી ગયો. તે એકદમ લાલપીળો થઇ બખાળી ઉઠ્યો—"તમે કોની સાથે વાત કરો છો, તે લક્ષમાં રાખીને મ્હોંમાંથી શબ્દ ઉચ્ચારો આ ઘર સિવાય બીજે કોઇ ઠેકાણે આવા ઉદ્ગાર કાઢ્યા હત તો. "

વગર લેવે દેવે વાંધા વચકા પાડી હુલ્લડ તકરાર કરી હુલ્લડ મચાવવાની આ લોકોની ખાસીયત જોઇ નરેન્દ્ર આશ્ચર્ય સાગરમાં

ડુબી જતો, પરતુ એ બધી પ્રવૃત્તિ શા હેતુથી–શુ કરવા–આદરવામા આવે છે, એમા એનો પોતાનો શો કસુર છે, તે કશાયની એને ગતા ગમ પડતી નહિ. એ લોકોના અન્તર્દાહનુ મુળ શુ કારણ હશે, તે વાતથી નરેન્દ્ર અદ્યાપિ પર્યન્ત અજ્ઞાતજ હતો વિજયા અહિ રહેવા આવી, તે સમયથીજ ગામડાનુ ચકચારખોર વિરોધી મડળ વિલાસ સાથેના ત્હેના ભાવી વૈવિશાળ સબધી ચર્ચા કરવામાજ પોતાનો નવરાશનો વખત ગુજારતુ, ત્યારે જુદા ગામના રહેવાશી આ નવીન વૈજ્ઞાનિકનો અખડ વ્યાપાર–વ્યવસાય કીટાનુકીટના સબધનુ નિરૂપણ કરવામાજ ગુથાએલા રહેતો ગામની લોકવાયકા ત્હેને કાને પહોચી ન્હોતી ત્યારબાદ બ્રાહ્મમન્દિરની સ્થાપનાની વાત પણ સઘળે ફેલાઇને જગજાહેર થઈ ચૂકી, તે વખતે એ કલકત્તા ચાલ્યો ગયો હતો, આજે પિતાપુત્રની કરડાકી ભરી ટકોર એના મર્મ સ્થાન સુધી ચચરાટ અને ઝણઝણાટ ફેલાવતી હતી–પરતુ તેની અદર રહેલા ગુપ્ત રહસ્યને સુસ્પષ્ટ કરવાના સમય અને સાધન ત્હેની પાસે નહતા એજ સમયે વિજયાએ એના તરફ પાસુ ફેરવ્યુ પોતાના ચિન્તા વ્યથિત નેત્રો ક્ષણવાર મીચી રાખીને તે બોલી ઉઠી–"હુ જ્યા લગી જીવતી રહીશ, ત્યા લગી આપની ઋણી રહીશ પરતુ આ લોકોએ બીજા ડાક્ટર પાસે ચિકિત્સા કરાવવાનુ નક્કી કર્યુ છે તો આપ નિરર્થક વધુ અપમાન સહન કરશો નહિ પરતુ પાછા ફરતા પહેલા એકવાર દયાળ બાબુને જોતા જજો, એટલીજ મ્હારી આપને વિનતિ છે–" એમ કહી પ્રત્યુત્તરની રાહ જોવાને બદલે તે પાછી પાસુ ફેરવીને સુપ રહી રાસવિહારી ક્યારનોયે આ સર્વ મામલાનો ભેદ પામી ગયો હતો, તે એકદમ કહેવા લાગ્યો–"કેવુ વિચિત્ર ? જેને બોલાવી મગાવ્યા હોય, ત્હેનુ અપમાન કોણ કરી શકે તેમ છે ?" ત્યારબાદ છોકરાને ઠપકો દેતા રાસવિહારી કહેવા લાગ્યો કે માદગીનુ ભયકર સ્વરુપ કલ્પીને તુ સારાસારની વિવેકબુદ્ધિને ગુમાવી બેઠો છે વળી સાથે સાથે તે એને અદ્વિતીય નિરાકાર પરબ્રહ્મના ઉદ્દેશ્ય સબધી અનેક આધ્યાત્મિક નિગૂઢ તત્વોનુ રહસ્ય સમજાવવા લાગ્યો નરેન્દ્ર કાઇપણ બોલ્યો નહિ

પિતા–પુત્રના એ તત્વકથા તથા અપમાનના બોજાને પોતાની બને ખાધ પર ચઢાવી દઇ, તે ઉભો થયો, અને હાથમા લાઠી અને બેગ લઇને કાઇ પણ બોલ્યા ચાલ્યા વગર બહાર નીકળી ગયો રાસવિહારીએ ત્હેની પાછળ જઇ બુમ પાડીને કહ્યુ–' નરેન્દ્રબાબુ ! તમારી સાથે મ્હારે કાઇક અગત્યની વાત કરવાની છે–" એમ કહી જલદી ઉઠીને તે એની પાછળ પાછળ નીચે ઉતર્યો.

નરેન્દ્રને પાસેના એક ખડમા બેસાડીને તે પ્રસ્તાવના કરતા કહેવા લાગ્યો–"પાચ માણુસના દેખતા ત્હમને બાપુ કહીને સબોધુ અગર ગમે તે કહીને બોલાવુ તોપણુ ત્હમે મ્હારા જગદીશના ચીરજીવી છો, એ વાત વીસરાય તેમ નથી. વનમાળી અને જગદીશ સ્વર્ગવાસી થયા છે, એકનો હુ જ પડી રહ્યો છુ, પરતુ હમારા ત્રણેની વચ્ચે પરસ્પર કેવો સબધ હતો, તેનો કાઇક ખ્યાલ મ્હે તે દિવસે ત્હમને કરાવ્યો હતો–પણુ વધારે સ્પષ્ટતાથી મ્હારાથી બોલી શકાતુ નથી–મ્હારી છાતી જાણે ફાટી જતી હોય તેવુ થાય છે

વસ્તુત–આઇક્રામકોપના નાણા ચુકવવા ગયો, તે દિવસે કાઈ કાઇ વાતો કરી હતી નરેન્દ્ર મોન બેસી રહ્યો તે દિવસની વાત સાભરી આવતા રાસવિહારી બોલી ઉઠ્યો-"આવુ ઉપયોગી યત્ર વેચી નાખવા બદ્દલ, તે દિવસે હુ ત્હમારા ઉપર નારાજ થયો હતો" પાછો હસીને કહેવા લાગ્યો–"પણુ જુઓની ભાઈ! એ નારાજ થવાનો અર્થ જુદો છે વ્યવહારિક દૃષ્ટિથી નારાજ નહોતો થયો, એમ હુ કહુ તોયે ખોટુ નથી–પણુ જવા દો એ વાત," એમ કહી નીસાસા નાખીને, પોતાને ઉદ્દેશીને ફરી કહેવા લાગ્યો–"મ્હને જે અસાધ્ય છે તે વાતને સારૂ મતાપ કરવો વૃથા છે કેટલાયે લોકોને હુ અપ્રિય થઇ પડયો છુ, કેટલાયે મ્હને ગાળો ભાડે છે. મિત્રો કહે છે મ્હને–"ત્હમને મિથ્યા ભાષણુ કરવાની આદતથી અમે તેમ કરવા કહેતાયે નથી, પણુ ધાધાડુવાનો નિકાલ થાય એવુ ગોળ ગોળ પણુ કેમ બોલતા નથી?" એ લોકો મ્હને મમતાભર્યા હેતથી ચાહે છે, તે હુ સારી પેઠે સમજુ છુ પરતુ વ્યક્તિગત ચર્ચા કરવી મ્હને પસદ નથી–ઉલટા સખ્ત કટાળો છે પાછળથી ત્હમને પરિતાપ થવા વારો આવે નહિ, તેથી આટલુ કહુ છુ સસારના ધપ્પા મ્હે તો બહુમહુ ખાધા છે-સઘળુ સહન કરતા કરતા આ કાગાના ધોળા થઇ ગયા, પરતુ વર્તન, કેવી રીતભાત રાખ્યાથી સુખ શાન્તિ મળે તેમા કરી ચુકયા નથી નહિતર ત્હમારા પ્રત્યે અસતુષ્ટ થયો છુ, એમ બેધડક ત્હમારા મ્હોપર ખુલ્લે ખુલ્લુ કહી ત્હમને આજ કલેશ શુ કરવા આપત?" નરેન્દ્રે વિનયથી પ્રત્યુત્તર આપતા કહ્યુ —"જે સત્ય છે તે કહ્યુ છે–એમા દુખ આપવા જેવુ કસુયે નથી'

રાસવિહારી માથુ ધુણાવતા કહેવા લાગ્યો–"ના, ના, એમ શુ કહો છો? કડુ કથા મનમા ચચરે છે, હો! જે સાભળે ત્હેને તો ચચરેજ પણુ બોલનારનેયે ઓછો ગણુગણાટ કરાવતી નથી, હો! પરમાત્મા સાક્ષી છે"

નરેન નીચુ ઘાલીને શાન્ત બેસી રહ્યો છૂટકારાનો દમ મુકીને રાસવિહારી બોલ્યો –" પણ ત્યાર પછી મ્હારાથી ગુપચુપ બેસી રહેવાયુજ નહિને? મ્હે વિચાર કર્યો કે ચઢતી પડતી સહુને આવે છે. દુ ખનો માર્યો આ બીચારો પોતાની જરૂરી ચીજ વેચી ગયો છે તેની કીમત ગમે તેટલી હોય, પણ એકવાર તે આપના કબુલાત થઇ ચુકી, એટલે નાણા ચુકવવામા ઢીલ કરાયજ નહિ વિજયા બીચારી ધારત તેટલા દિવસમા પૈસા આપી દેત, પણ મ્હને ધીરજ રહી નહિ, તેથી હુ જાતે આવીને પૈસા ચુકવી ગયો વળી ખાસ કરીને એ પૈસા ઉપરજ ત્હમારૂ મહારમામ જવાનુ અવલમ્બી રહ્યુ હતુ, એટલે એક દિવસનો પણ વિલમ્બ કરવો તે ઉચિત કહેવાય નહિ અને વળી ત્હમે કાઇ મ્હારે મન લોક છો?"

તે વખતની મ્હેણા ટોણાવાળી વાતોનુ સ્મરણ થઇ આવતા નરેને પૂછ્યુ –"એની શુ પૈસા આપવાની ઇચ્છા ન્હોતી?'

વૃધ્ધ ગભીર થઇને બોલ્યો –' ના, ના, હુ એવુ ધારતો નથી પણ ત્હમે શુ જાણો?–જવા દો એ વાત–"એમ કહી તે એકદમ અટકી ગયો

ચારસો રૂપીયા ઉપજાવવાની વાત એના હોઠ સુધી આવી, પરતુ એ વાત પ્રત્યક્ષ થતા નાહક ક્લેશ ઉત્પન્ન થશે એવા ડરથી ત્હેણે એ વાત સબધી ઉલ્લેખ કર્યો નહિ

રાસવિહારી મહા ઉસ્તાદ અને પહોચેલ બુઢો હોવાથી, તે ઝટ સમજી ગયો કે હજી નરેન આપણુ ખરુ રહસ્ય જાણતો નથી એના જેવા વેદીયા ઢોર વનહાર અનભિજ્ઞ માણસોને આંખમા આગળી ઘાલીને દેખાડયા વગર, પોતાની મેળે તેઓ કશુ સમજી શકે તેમ નથી, એની ખાતરી થવાથી, તે બોલ્યો –"વિનાસન આચરણથી જેટલુ દુ ખ મ્હને ઉપજે છે, તેટલુજ હુ લજવાઉ મરુ છુ માઇક્રોસકોપનીજ વાત કરીએ વિજયાએ એકવાર એને એ બાબતમા અભિપ્રાય લઇને ખરીદ્યુ હોત, તો કાઇ પચાત ઉઠત નહિ, ત્હમેજ બોલોની, એમ શુ એણુ કરવુ જોઇતુ હતુ?

વિજયાનુ વર્તન બરાબર નહિ સમજાવાથી નરેન્દ્ર ઉત્તરના બો જોઇ રહ્યો રાસવિહારીએ કહ્યુ –" એની તબીયતના સમાચાર સાભળીને, વિનાસ આકળો ગાભરો થઇ ગયો હતો તે હુ તરત સમજી ગયો. એમ થાય એ કુદરતી છે–વિજયાના સઘસ્વનો આધાર એને શિર છે ચિકિત્સા અને ચિકિત્સક પસદ કરવા એ પણ એના હાથમા છે એની સલાહ વિના કાઇ થઇ શકે નહિ વિજયા પોતે પણ છેવટે

વખત ઘણો પસાર થયો હતો, તેથી નરેન્દ્ર ઉઠીને ઉભો થયો. દયાળબાપુને સૈયડ નીકળ્યા હતા. ત્હેમને જોવા જવાનું હતું. એટલે જતા જતા ત્હેણે પૂછ્યું –" પેલા છોકરા પરેશને કેમ છે વારૂ ! "

રાસવિહારી બોલી ઉઠયો –" એને તો ક્યારનો એને વતન મોકલી આપ્યો છે–એના સમાચાર કાંઇ જાણવામા નથી "

બન્ને જણા ઓરડાની બહાર આવ્યા રાસવિહારીને ઉપર જવાનું હતુ વિલાસ ક્યારનો એની રાહ જોઇ રહ્યા હતો, અને ચિકિત્સા વિષયક એણે શો બન્દોબસ્ત કર્યો, તેની પણ ખબર કાઢવાની હતી. ઓટલા આગળ થોડીકવાર ઉભા રહી, ધીરે ધીરે પાછા આવી રાસવિહારીને કહેવા લાગ્યો –" મ્હારા તરફથી વિલાસબાબુને જરૂર આટલુ કહેવા તસ્દી લેશો પ્રબલજ્વરના આવેશમા માણસ ગમેતેમ લવારો કરે છે મનમા ના હોય તેવી વાતો પણ આવેશમા બોલી દે છે "

એમ કહીને ત્વરિતગતિથી ત્યા આગળથી ચાલતો થયો

સ્નાન આહાર કર્યા વગર, માથાપર સખ્ત તાપ સહન કરતો, નરેન્દ્ર ખેતરને રસ્તે થઇને નિચડા તરફ જવા લાગ્યો ચાલતા ચાલતા તે ગણગણવા લાગ્યો –મ્હારે કોની ગરજ છે ? શા માટે આટલા સખ્ત તડકામા તપશ્ચર્યા કરવી જોઇએ ? એક સુન્દરીએ પોતાના શ્રદ્ધાપાત્ર મનુષ્યને જોવાની ભલામણ કરી છે, તેથી આ યાતના ભોગવવી પડે છે ! આવી નિર્દય વિનતિ કરવાનો એને શો અધિકાર હતો ? વગેરે બાબતનો વિચાર કરતા ત્હેનુ સકલ અંગ સળગવા લાગ્યુ અને આવી ભલામણ ત્હેને અપમાનકારક લાગી છતા પાછા ફરવાની ત્હેની હીંમત ચાલી નહિ થોડીવારમા તે અનેક તર્કવિતર્ક કરતો હિચડા ગામમા દાખલ થઇ, આખરે પોતાના મકાનના બારણા આગળ આવીને ઉભા રહ્યા

# પ્રકરણ ૧૭.

## પ્રથમ સંસ્કાર.

દયાળબાબુ પાસે જતા પહેલા નરેને પોતાના નામ તથા પદવી વાળો "વીઝીટીંગ કાર્ડ" અંદર મોકલી આપ્યો તે વાંચીને દયાળબાબુ સખ્ત ગભરાઇ ઉઠયા. આવો મ્હોટો ડાક્ટર પગે ચાલીને મ્હારા જોવાને મળવા આવે છે એ ત્હેને પોતાની અનુચિત સ્પર્ધા સમું ભાસ્યુ, અને એનેજ વંચિત કરીને પોતે એના મકાનમાં રહેવા

આવ્યો હતો તે બદલ એ પોતાને ગુનેહગાર ગણીને શી રીતે એને મુખ બતલાવી શકશે તે સ્થિર કરી શક્યો નહિ થોડીકવારમાં, એક ગૌરવર્ણના સુન્દર સડક લખુસ યુવકે ત્હેના ઓરડામાં પ્રવેશ કર્યો, ત્યારે તે મુગ્ધ નયનોથી અવાક થઇ ત્હેની સામુ જોઇ રહ્યો જોતા વારને ત્હેની ખાતરી થઇ કે વ્યાધિ ગમે તેવો ભયંકર હશે, પણ હવે કાંઇ ભય જેવુ નથી–હવે આ મરણયાત્રામાંથી બચ્યા! વસ્તુત રોગ સામાન્ય હોઇ, ચિન્તાનુ કાંઇ કારણ નહતુ, એવુ આશ્વાસન મળતા તે બેઠો થયો, અને ડાકટર સાહેબને સ્ટેશન સુધી વળાવવા જવાશે કે કેમ તેનો વિચાર કરવા લાગ્યો વિજયા પોતે પથારીવશ થઇ ગએલી હોવા છતા, દયાળબાબુને–વીસરી ન્હાતી એણે પોતેજ આગ્રહ કરીને નરેનને ત્હેની ખબર લેવા મોકલ્યો હતો, તે સાભળીને કૃતજ્ઞતા તથા આનન્દથી દયાળબાબુની આખ્યોમા ઝળઝળીયા ભરાઇ આવ્યા જોતજોતામા આ નવીન ચિકિત્સક અને પ્રાચીન આચાર્ય પ્રેમપૂર્વક સભાષણ કરવા લાગ્યા અનેક કારણોને લઇને નરેન્દ્રનુ ચિત્ત આજે ખિન્ન થઇ ગયુ હતુ, પરન્તુ આ વૃદ્ધના સતોષ સહૃદયતા, અને અન્તરની શુચિતાનો સસ્પર્શ થતા તે કાંઇક શાન્ત થયુ વૃદ્ધ સાથેના વાર્તાલાપથી નરેનને ત્હેના અકૃત્રિમ ધર્માનુરાગની પ્રતીતિ થઈ અને એ પ્રેમ વડેજ તે વૃદ્ધની દ્રષ્ટિ નિર્મલ અને સરલ બની હતી કાંઇ પણ ધર્મના પ્રત્યે ત્હેને તિરસ્કાર નહતો, અને ત્હેની માન્યતા તો એવી હતી કે જે મનુષ્યનુ હૃદય ધર્મ ભાવનાથી રગાએલુ છે, ત્હેને સઘળાજ ધર્મો સત્ય વસ્તુજ આપી શકે છે એનો આવો અસાપ્રદાયિક મતવાદ જો વિલાસવિહારીના જાણવામા આવ્યો હોત તો તે એને આચાર્ય પદ ઉપર બહાલ રાખત કે કેમ, એ શકાસ્પદ હતુ, પરન્તુ વૃદ્ધના આવા શાન્ત, દ્વેષ રહિત સભાષણથી નરેન્દ્રને ત્હેના ઉદાર હૃદય, ઉદાત્ત ભાવના તેમજ ઉત્કૃષ્ટ સસ્કૃતિને માટે બહુ માનની લાગણી ઉત્પન્ન થઇ

રાસવિહારી અને વિલાસવિહારીના પણ ત્હેણે અનેક ગુણગાન કર્યા જેના વિષે તે વાત કરતો, ત્હેના જેવો સાધુપુરૂષ બીજો ત્હેને જગતમા જણાતો નહિ, છેવટે આગામી વૈશાખ માસમા વિલાસના થનારા લગ્ન સબધી ઉલ્લેખ કરતા ત્હેણે સતોષભેર જણાવ્યુ કે વિજયાની ઇચ્છાને માન આપી, એ પ્રસગે આચાર્યપદ મ્હારે સ્વીકારવુ પડશે બ્રાહ્મસમાજનો યથાર્થ આદર્શ આ લગ્ન પૂરો પાડશે. એ પ્રમાણે સ્પષ્ટતાથી નિખાલસપણે ત્હેણે પોતાનો મત પ્રદર્શિત કર્યો.

પરંતુ તેજ ક્ષણે વૃદ્ધ જોઇ શક્યો કે એના અન્તિમ કથનથી શ્રોતાનુ મુખ ફીકુંફસ પડી ગયુ છે મુખપરની રતાશ માત્ર ઉડી ગઇ હતી અને મ્હો શ્યામવર્ણુંનુ થઇ ગયુ હતુ આનન્દ અને ઉત્સાહના અતિરેકમા પણ વૃદ્ધ લ્હેના શ્રોતાના મુખ પરનો આ ફેરફાર જોઇ શક્યો

સ્નાન ભોજનાદિક સારૂ લ્હેણે નરેન્દ્રને બહુયે આગ્રહ કર્યો પણ તે એકનો બે થયો નહિ થોડી વારમા નરેન્દ્ર શ્રદ્ધા ભક્તિ પૂર્વક પ્રણામ કરીને ત્યા આગળથી વિદાય થયો ત્યારે લ્હેનુ મન કેવુ ઉદ્-ભ્રાન્ત–વિપર્યસ્ત થઇ ગયુ હતુ, સમ . સસાર લ્હેને મન કેવો સ્વાદરહિત અસાર થઇ પડ્યો હતો, તે જાણવાનુ લ્હેને બાકી રહ્યુ ન હતુ. નદી ઓળગીને દક્ષીણ દિશા તરફ આવતા દૂરથી વિજયાના મહેલનો ઝરૂખો લ્હેની નજરે પડયો, અને ફરીથી ત્યા જવાને લ્હેનુ મન લલચાયું, પણ તે એકદમ આડું મ્હો કરીને સીધો સ્ટેશનના રસ્તા તરફ ચાલવા લાગ્યો. આજે એના હૃદયને આવો સખ્ત આઘાત પહોચ્યો ન હત, તો એ પોતાના મનને આમ સત્વર ઓળખી શક્ત નહિ અત્યાર સુધી લ્હેની સમજ એવી હતી કે મ્હારા હૃદયમાં વિજ્ઞાન સિવાય બીજી કોઇ વસ્તુને સ્થાન નથી વિજ્ઞાનથી અતિરિક્ત અન્ય કોઇ પદાર્થને તેમાં સ્થાન મળી શકશે નહિ, એવી એને નિ સશય શ્રદ્ધા હોવાથી જગત્ માત્રને એ તિરસ્કારની દૃષ્ટિથી જોઇ રહ્યો હતો પરતુ આજે આ શો અજબ ફેરફાર ? એને સમજાયુ કે મ્હારૂં હૃદય જાણ્યે અજાણ્યે વિજ્ઞાન સિવાય બીજી પણ એક વસ્તુને એકાન્તિક અનુરાગથી ચાહે છે, ત્યારે એ નવીન વૈજ્ઞાનિક વ્યથા અને વિસ્મયથી માત્ર ચોકી ઉઠ્યોજ નહિ, પરતુ મનમા મુંઝાઇ મુઝાઇને અડધો થઇ ગયો કવિવર કલાપિએ પ્રણયના એ પ્રથમ સસ્કારોનુ નીચેના શબ્દોમા અસરકારક વર્ણન કર્યું છે–

"સ્પર્શ્યો જેને પ્રણય તણખો, આમ તે ઝૂરવાનુ,
સર્વાગે આ અનલ ભડકે, આમ એ દાઝવાનુ"
"અરેરે! શોખની ચીજો, રડે ને રોવરાવતી!
હોત ના અશ્રુ તો ઓહો! પ્રેમને શોખ હોત ક્યા?"

વિજયાનું સમસ્ત આચરણ, વાર્તાલાપ વગેરેમા સમાએલો પ્રચ્છન્ન ઉપહાસ એ સર્વની કલ્પના કરતા કરતા લ્હેનું મગજ ભ્હાવરૂ બની ગયુ. તરતજ અનિષ્ટ કલ્પનાઓ પણ પાછી સ્મૃતિપટ પર ખડી થઇ. અરેરે, જેણે મ્હારૂ સર્વસ્વ લેઇ લઇને મ્હને રખડતો કરી મુક્તા જરીયે આચકો ખાધો નથી લ્હેની પાસે કેટલી દીનતા ધારણ

કરીને મ્હેં મ્હારી અવશિષ્ટ પુંજી માઇક્રોસ્કોપ-સુદ્ધાં વેચી નાંખતા વિચાર સરખો કર્યો નહિ ! એ દુષ્ટ મતિ મ્હને પૂર્વજન્મના કોણ જાણે કયા મહા પાપને લીધે સુઝી ! કાળિદાસે પણ ઠીકજ કહ્યું છે કે "અતિ સ્નેહ પાપશંકી" અતિશય પ્રેમ શંકિગત થઇ જાય ને પણ ત્યારે થઇ પડે છે "હરિણ્ટ ખલુ પ્રણયોઽસહન" એમ કહ્યું છે તે પ્રમાણે અમલ થઇ પડે છે અને પછી તો "નહાના શુના મબબથી દીલ પ્રેમીઓ કલહ કરે" કેમકે, "ખુમારીને ખુવારી એ અજાયબ પ્રેમની મસ્તી" પોતાની જાતને સેંકડો વાર ધીક્કાર દઇને તે મનમાને મનમા ગણગણવા લાગ્યો—"જે થયુ છે તે ઠીકજ થયુ છે. મ્હને મ્હારા અવિચારીપણાનો યોગ્ય બદલો મળ્યો છે તે નિષ્ઠુર રમણીની સામાન્ય વાતચીત પરથી શોભાઇ, પોતાનુ સઘળુ કામકાજ રખડાવી ત્હેની પાછળ ગુલતાન બની રોજ આમ રખડતો ફરે, ત્હેને આવી ઉચિત શિક્ષા થવીજ જોઇએ વિલાસનો પણ મોટો પાઠ કે, એણે અપમાન કરીને મ્હને કાઢી મુક્યો !" સ્ટેશન પર આવીને જુએ છે તો કાલિપદ દુઃખના મુળ કારણરૂપ માઇક્રોસકોપને લઇને ધરશો ધરશો આવે છે પાસે આવીને તે કહેવા લાગ્યો—"ડાકટર બાબુ ! બા સાહેબે આપને આ મોકલાવ્યું છે"

નરેન્દ્રે રૂવાબ ભેર પૂછ્યું—"શામાટે ?"

કાલિપદ હસતો હસતો કહેવા લાગ્યો—આપને પાછુ કામ લાગે એટલા માટે"

નરેન્દ્ર મનમાંને મનમા ક્રોધાવિષ્ટ થઇ બોલ્યો—"ના, જોઇતુ નથી મ્હારે, આપવાને પૈસા નથી મ્હારી પાસે." કાલિપદ સમજ્યો કે, આ નાહક મિથ્યાભિમાનની ઝીસરી બતાવે છે વિજયાને ત્યા એ ઘણા દિવસથી નોકરી કરતો હતો અને પૈસાના સબંધમા ત્હેનુ મન કેવુ મ્હોટુ અને દીલ દરિયાવ હતુ તેના અનેક દ્રષ્ટાન્તો એણે અનુભવ્યા હતા એ અનુભવને યાદ કરી તે જરાક હસીને, વ્યંગમા કહેવા લાગ્યો—"ઓહો ! બહુ ભારે રકમ કેની તે શેઠાણીને ખોટ જવાની છે ! હમારા શેઠાણીને બસો ચારસો રૂપીયા વગર દેવાણુ નહિ કાઢવુ પડે હો. ખુશીથી લઇ જાઓ, આપની સાથે પૈસાની સગવડ થાય, ત્યારે નાણા ચુકવી દેજો

પૈસાના સબંધમા વિજયાએ મોકળા મનથી ત્હેના તરફ મુકેલી છૂટછાટથી નરેન્દ્રનો ક્રોધ કાંઇક નરમ થવા છતા, ત્હેના અવાજની તીખાશ ઓછી થઇ નહિ તેથીજ, બસોને બદલે ચારસો રૂપીયા આપવાની પોતાની ગુંજાશ નહિ હોવાનુ જાહેર કરતા તે બોલ્યો—

"ના, ના, કાલિપદ! તુંજ પાછો લઇજા, મ્હારે જરૂર નથી. જાઓ રૂપીઆને બદલે આરસો રૂપીઆ મ્હારાથી આપી શકાશે નહિ." ત્યારે કાલાવાલા કરતા કાલિપદ કહેવા લાગ્યો–'ના, ડાક્ટર બાબુ! એમ તે કાંઇ હોય?–આપજ લઇ જાઓ–હું ગાડીમાં મુકી આપીને જઇશ.

કાલિપદ નરેન્દ્રના તરફ ખાસ લાગણી ધરાવતો હતો, વિલાસ ત્હેને વારવાર લગાર ધાકે લઇ નાખતો હોવાથી, નરેન્દ્રના પ્રત્યે ત્હેને એક પ્રકારની અયાચિત સહાનુભૂતિ ઉપજી હતી. તેથીજ વિજયાએ જ્યારે દરવાનને એ પત્ર નરેન્દ્રને આપી આવવાનો હુકમ કર્યો, ત્યારે કાલિપદે પોતે જાતે એ કામ બજાવવાની માગણી કરી હતી નરેન્દ્ર વિનાકારણ ગુંચવાઇને આનાકાની કરે છે, એમ સમજી કાલિપદે ખુલ્લા દીલથી કહ્યું–" આપજ લઇ જાઓ, ડાક્ટર બાબુ! બધુ કરતાં મ્હારા શેઠાણી એના પૈસા પણ આપની પાસેથી લેવાના નથી."

આ શબ્દો સાંભળીને નરેન્દ્ર પગથી તે માથા સુધી સળગી ઉઠ્યો. મનમા ને મનમા તે ગણગણવા લાગ્યો–" બનવા જોગ છે, વિલાસ એનુ અપમાન કરે છે, તેથીજ વિજયા આ પાછુ મોકલી આપે છે એની કૃપાની અન્તિમ પ્રસાદી તરીકે પરતુ પ્લેટફાર્મ ઉપર ભીરદી થોડી ન હતી, તેથી નરેન્દ્ર વિશેષ કાંઇ પણ બોલવાને બદલે આત્મસંયમ કરી ફક્ત આટલુંજ બોલ્યો–" હવે જાઓ મ્હારી પાસેથી " એમ કહી દરવાજા તરફ આંગળી કરી, પોતે મ્હો ફેરવીને ત્યાં આગળથી ચાલ્યો ગયો કાલિપદ પથ્થરના પુતળાની પેઠે સ્થિર થઇ ગયો વાતનુ વતેસર કેમ થઇ ગયુ તે એને સમજાયુ નહિ, પછીથી નિર્દિષ્ટ પછી ગાડી આવી, ત્યારે નરેન્દ્ર તેમા બેસી ગયો એટલે કાલિપદે પણ ધીરે ધીરે ફર્સ્ટ ક્લાસના ડબ્બા આગળ આવીને બુમ પાડી–" ડાક્ટર બાબુ!"

નરેન્દ્રની એકાએક કાલિપદના મલિન મુખ તરફ દષ્ટિ પડી. ચાકર માણસના તરફ નિરર્થક નિષ્ઠુર વ્યવહાર રાખવા બદલ, ત્હેના જીવને કાંઇક ગ્લાનિ ઉપજી, તેથી જરાક હસીને સહૃદય કંઠે ત્હેણે કહ્યું–" કેમ શું છે રે?"

કાગળનો એક ટુકડો તથા પેન્સીલ હાથમા રાખીને કહેવા લાગ્યો–" આપનુ શીરનામુ જરાક લખી આપો તો–"

" મ્હારા શીરનામાનુ શુ કામ છે ત્હારે?"

" મ્હારે કાંઇ કામ નથી, શેઠાણી કહેતા હતા કે–"

શેઠાણીનું નામ સાંભળતાવારને નરેન્દ્રનો પિત્તો ઉછળ્યો. તે એક-

દમ ન્હીરાજની છણછણી પડયો –" ચાલ્યો જા, લુચ્ચા, મ્હારા મ્હો આગળથી, હરામખોર ગદ્ધા !"

કાલિપદ બીચારો ન્હીનું ન્હીનું મ્હો કરીને ત્યાં આગળથી મુંગે મ્હોડે પલાયન કરી ગયો ને પાછો ફેર આવીને ઉપર ગયો, ત્યારે વિજયા ખાટલા પર માથું ટેકવીને વિચારગ્રસ્ત બેસી રહી હતી એના પગલાના અવાજથી ત્હેણે આંખો ખોલી ઉંચુ જોયું કાલિપદ બોલી ઉઠ્યો –' પાછું ફટકાર્યું –શિંધુ નહિ "

વિજયાની દ્રષ્ટિમાં વેદના કે વિસ્મય કશુંય જોવામાં આવ્યું નહિ હાથમાહેના કાગળ પેન્શીલ ટેબલ પર મુકતાં મુકતાં કાલિપદ કહેવા લાગ્યો –" તોબા ! બા, શો એમનો મિજાજ ! શીરનામું પૂછતાં તો શીર તેનું બાકી રાખ્યું " પ્રત્યુત્તરમાં વિજયાએ શબ્દ સરખો ઉચ્ચાર્યો નહિ કાલિપદ વધુ કાંઇ વિવેચન કરવાની ઉમેદ રાખતો હતો, પરંતુ વિજયાની શાન્ત નિર્વિકાર મુખમુદ્રાથી ત્હેને ઉત્તેજન મળ્યું નહિ, થોડીકવાર શાન્ત ઉભો રહી, તે ધીરે રહીને ત્યાં આગળથી ચાલ્યો ગયો

---

# પ્રકરણ ૧૮

---

## રોગ કે નોકર ?

પાંચ છ દિવસમાં વિજયાનો વ્યાધિ તો સારો થઇ ગયો, પરંતુ લથડી ગએલું શરીર ઝટ ઠેકાણે આવ્યું નહિ વિલાસે બળકારક ઓસડ તેમજ પરેજી વગેરેના બંદોબસ્તમાં કોઇ પ્રકારની ખામી રહેવા દીધી નહતી. તેમ છતાં અશક્તિ દિન પ્રતિદિન વધતી જતી હતી આણી તરફ ફાગણ મહિનો પૂરો થવા આવ્યો હતો, વચ્ચે ફક્ત ચૈત્ર માસજ રહ્યો હતો વૈશાખના પહેલા અઠવાડીઆમાંજ દીવે કરી નાખવાનું રાસવિહારીએ નક્કી કરી રાખ્યું હતું પણ વરરાજાનું જેમ હળાએ ઉગે શેર લોહી વધતું, તેમ દિન પ્રતિદિન કન્યાના કાચા વધારે આગળ નીકળતા કાળજી અને વ્યવસ્થામાં કોઇ વાતની ખામી નહતી–છતાં આ શો ગજબ ? માઇક્રોસકોપની વાત પણ અતિશયો ક્તિ પામીને પિતા પુત્રને કાને પહોંચી હતી, તે સાંભળીને પુત્ર વેત વેત કૂદતો હતો, ત્યારે પિતા નરમ માખણ જેવા ઉપદેશથી ત્હેને ઠંડો પાડવાની કોશીશ કરતો હતો મંદવાડમાં આવી ક્ષુદ્ર વાતનું વતેસર કર્યાથી સાર માત્રનો નાશ થવા સંભવ છે. વિલાસ જો કે

પોતાનામાં દુનિયાના ડહાપણનો સમાવેશ થએલો હોવાનો ફાંકો રાખતો હતો, છતાં પિતાના વિશાળ અનુભવ તથા બુદ્ધિની પરિપક્વતાને સારૂ અંદરખાનેથી આદર ભાવ ધરાવતો હતો તેથી ખાસ કારણ વિના તે કદી પણ પ્રકાશિતપણે પિતાની સામે થવાનું સાહસ કરતો નહિ પરંતુ હવે હેનું ધૈર્ય ખુટ્યું હતુ તે દિવસે નજીવા કારણસર એણે કાલિપદને ધૂળથી ભૂંડો કરી નાખ્યો હતો, અને આરંભમાં ગમે તેવા વાંધા સાંધા કાઢી, એના દરેક કામમાં ખોટ કાઢયા કરી આખરે પાઇ સરખી પરખાવ્યા વગર એને નોકરી પરથી બરતરફ કરી દીધો. વિલાસ વાળા નવીન ચિકિત્સકે વિજયાને રોજ ફરવા જવાની ભલામણ કરી હતી તે દિવસે સ્હવારના નદી કિનારે વિજયા સલાહ મુજબ ફરવા નીકળી હશે તે ફરીને પાછી ઘેર આવી, ત્યારે કાલિપદે ડુસકાં ભરતાં કહ્યું:-"મા સાહેબ! નાના બાબુએ મ્હને રજા આપી"

વિજયાએ આશ્ચર્ય ભેર પૂછ્યું -કેમ ?"

કાલિપદ રડતો રડતો કહેવા લાગ્યો -પાળીપોષીને મ્હોટો કરનારા શેઠે તો મ્હને કોઇ દહાડો તુંકારો કર્યો નથી, પણ આજે તો-" એમ કહી તે આંખમાંના બોરૂં બોર જેવડાં આંસુ લુછવા લાગ્યો ત્યાર બાદ ડુસકાં ભરતો બોલ્યો -"મ્હે કાંઇ ગુન્હો કર્યો નથી છતાં નાના બાબુ મ્હને જોઇને ડોળા ઘુરકાવે છે અને કહે છે કે ડાક્ટર બાબુને પેટી બોક્સ આપી આવવાની વાત કેમ મ્હને કહી નહી ? એને ઘરમાં કેમ બોલાવી લઇ આવ્યો ?

વિજયા ઘણીવાર સુધી ખુરશી પર માથું અઢેલીને શાન્ત બેસી રહી. ત્યાર બાદ હેણે પૂછ્યું -"હમણાં એ ક્યાં છે ?"

કાલિપદે કહ્યું -"કચેરીમાં બેઠા બેઠા કાગળો તપાસે છે"

વિજયાએ કહ્યું -"વારૂ, કાંઇ જરૂર નથી, તું ત્હારૂં કામ કર, જા" એમ કહી પોતે પણ ચાલી ગઇ કેટલાક પછી બારીમાંથી જોયું તો, વિલાસને કચેરી વાળા ખંડમાંથી પોતાના ઘર તરફ જતો જોયો. પોતાને મળ્યા વગર ચાલ્યા જવાનું કારણ હેને અજાણ્યું નહતુ.

દયાળબાબુને આરામ થતાં નિયમસર હેમણે પોતાના કામ પર આવવા માંડયું હતું, સાંજરે તે ઘેર જતાં તે પહેલાં, વિજયા હેમની મુલાકાત લેતી, અને વાત કરતી કરતી હેમને અડધે રસ્તે વળાવી આવીને, પાછી ઘેર ફરતી.

નરેન્દ્રના પ્રત્યે દયાળનું અંતઃકરણ કૃતજ્ઞતાની ઉપકૃત બુદ્ધિથી છલકાતું હતુ. દરદની વાત નીકળતાં, એ વૃદ્ધ હેની મુક્ત કંઠે પ્રશંસા

કહેવા લાગ્યો નહિ વિજયા શાન્તિથી તે સઘળું સાંભળ્યા કરતી, પરંતુ પોતાનો કશો અભિપ્રાય દર્શાવતી નહિ તેથીજ દયાળ એને પોતાની ખાસ સલાહ આપતા કહેતો કે નરેનને એક વાર બોલાવીને એની પાસે ચિકિત્સા કરાવી હોય તો કેવું સારૂં ? અંદરના રહસ્યથી તે અજ્ઞાત હોવાથી વિજયા કશોય પ્રત્યુત્તર આપવાને બદલે ટગર ટગર જોયા રહેતી ત્યારે દયાળબાબુ સમજ્યા વગર હાંક્યા જતા કે એ ગમે તેવો ડોકટવાદ હશે પણ બધાબધા નામજાદા, હોશિયારમાં હોશિયાર ડાકટરો પણ શું ધાડ મારે છે ? નાહક વેળા અને વિત્તનો દુરૂપયોગ કરે છે, તેના કરતાં તો એ હજાર દરજ્જે બહેતર થઇ પડશે

પરંતુ આ ગુપ્ત રહસ્યનો ભેદ પામી જતા ત્હેને ઝાઝા દિવસ લાગ્યા નહિ પાંચ છ દિવસ પછી એક વખત વિજયાની પાસે આવીને કહેવા લાગ્યો –" કાલિપદને હવે ઝાઝો વખત મ્હારાથી રાખી શકાશે નહિ. "

વિજયાને પણ એજ ચિન્તા હતી, તેમ છતા ત્હેણે પ્રશ્ન કર્યો – " એમ કેમ ? "

દયાળ બોલ્યો –" જેને તમેજ તમારા મકાનમા રાખી શકતા નથી, ત્હેને મ્હારે ત્યા રાખવાનું સાહસભર્યું જોખમ મ્હારે શા માટે ખેડવુ જોઇએ ? "

વિજયા મનમા ને મનમા ખીજવાઇને બોલી ઉઠી –" હા, પણ એ પણ મકાન તો મ્હારૂજ છે ને ? "

દયાળ લજવાઇને કહેવા લાગ્યો –" હા, તે ખરૂજ છે, હમે આપના આશ્રિત છીએ, માતાજી ! પરંતુ—'

વિજયાએ પૂછ્યું –એમણેજ ત્હમને મના કરેલી હોવી જોઇએ "

દયાળ કાંઇ પણ બોલ્યો નહિ. વિજયા સઘળો ભેદ કળી જઇને બોલી ઉઠી –" એમ હોય તો કાલિપદને મ્હારે ત્યા મોકલી દેજો એ તો મ્હારા પિતાજીનો જુનો નોકર છે, મ્હારાથી એને વિદાય નહિ કરી શકાય "

થોડીકવાર મૌન રહી, દયાળ સંકોચાતો સંકોચાતો કહેવા લાગ્યો – એ કામ સારૂં નહિ થાય, માતાજી ! એ લોકોની સામા થવું એ આપનું કર્તવ્ય નથી '

વિજયાએ વિચાર કરી કહ્યું –"ત્યારે મ્હારે શું કરવું ?"

દયાળ બોલ્યો:–"ત્હમારે કાંઇજ કરવાનું નથી. કાલિપદ પોતેજ ઘેર જવા માગે છે હું ધારૂં છું કે થોડા દહાડા એને જઇ આવવા દો "

થોડીકવાર નિરૂત્તર રહી, ઉંડો નીસાસો નાખીને વિજયાએ કહ્યું – "ઠીક, એમ થવા દો, પરન્તુ ઘેર જતા પહેલા એને અહિં મોકલજો"

વિજયાએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો તે વખતે દયાળે ઉંચી દૃષ્ટિ કરી, તો એ તરૂણીની મલિન મુખાકૃતિ પર એક પ્રકારની ઘૃણા છવાઇ રહી હતી તે જોઇને એ આશ્ચર્યચકિત થઇ ગયો તે દિવસે એ સમયમા વિશેષ કાઇ પણ ઉહાપોહ કરવાની એની હિંમત ચાલી નહિ

ત્યારબાદ ચાર પાંચ દિવસ સુધી દયાળના દર્શન દુર્લભ થઇ પડયા. વિજયાએ કચેરીમા તપાસ કરાવી, તો ત્યા પણ એમની ગેરહાજરીજ હતી ત્યારે વિમાસણમા પડી એમને ઘેર માણસ મોકલી સમાચાર મગાવવા કે કેમ, તેની ગડમથલમા પડી હતી, એટલામા બારણા બહારથી એમનીજ ખાસીનો અવાજ સાભળીને હર્ષ ભરી ઉભી થઈ, અને આદર સત્કારપૂર્વક ત્હેમને ઘરમા લઇ આવી.

દયાળબાબુની સ્ત્રી ઘણા વખતથી માંદી હતી મંદવાડ એકાએક વિફરી જતા, ત્હેમનાથી કેટલાક દિવસ ઘર બહાર નીકળાયુ ન હતુ. ઘરનુ કામકાજ પણ પોતે હાથે કરવું પડતુ એમની શાંત મુખમુદ્રા પરથી વિજયા સમજી ગઇ કે ખાસ કાઇ ચિંતા જેવું નથી. તેમ છતા એણે પુછ્યુ — "હવે કેમ છે એમની તબીયત!"

દયાળ બોલ્યો — "આજે સારુ છે નરેનબાબુને ચીઠ્ઠી લખી હતી, તે કાલે બપોરે આવીને ઓસડ આપી ગયા છે. બ્હેન! શી અદ્દભુત ચિકિત્સા છે એમની! ચોવીસ કલાકમા બાર આની આરામ થઇ ગયો છે એના દરદમા"

વિજયાએ સ્મિત હાસ્ય કરીને કહ્યુ — "સારૂ થશેને? આપને સઘળાને એના પર કેટલી બધી આસ્થા છે!"

દયાળ બોલ્યો — "વાત સાચી છે પણ આસ્થા કાઇ અમસ્થી બેસે છે, માતાજી? ચમત્કાર વિના નમસ્કાર કોણ કરે એમ છે?! આ તો જુઓને? ડાકટર બાબુ ઘરમા પગ મુકે છે કે તરતજ આરામ થઇ જાય છે એમના પનોતા પગલામાજ કાઇક અદ્દભુતજાદુ છે!"

"હોઇ શકે" એમ કહી વિજયાએ મૃદુ હાસ્ય કર્યું. દયાળે પણ હસીને કહ્યુ — "એકલી એનીજ ચિકિત્સા કરી ગયા નથી, એક બીજા દરદીની પણ વ્યવસ્થા કરતા ગયા છે" એમ કહી ત્હેણે ટેબલ ઉપર એક નાનકડો કાગળ મુકયો

તે એક પ્રિસ્ક્રિપ્શનનો કાગળ હતો. ઉપર વિજયાનું નામ લખ્યું હતું. વિજયાની તેના ઉપર નજર ઠરતા વારને, એ લખેલા અક્ષરો આનંદના બાણ બની નીવડી હેની છાતીમા આરપાર પેસી ગયા. પલકવારમા હેના મુખ પર રતાશ છવાઇ રહી અને વળી પાછી ફીકાશ પ્રસરી ગઈ. વૃદ્ધ આચાર્ય પોતાની એ કૃતિના ઉત્સાહમા એટલો ગરક થઇ ગયો હતો, કે વિજયાના પ્રત્યે હેનુ ધ્યાન ખેંચાયુ નહિ. તે બોલી ઉઠયો—"ના માતાજી! હવે ઉપેક્ષા કરવામા સાર નથી, ઓસડ કેવુ છે, તેની એકવાર ખાતરી કરી જોવી જોઇએ."

વિજયાએ સંયમ રાખીને કહ્યુ—"પરંતુ એનો અધિકારમા પથ્ય કેવુ જોવુ છે."

વૃદ્ધ ઉન્માદના આવેગમા બોલી ઉઠયો—"વાત શુ કરો છો! માતાજી! એને કોઇ સાધારણ લેભાગુ ડાક્ટર સમજો છો કે પૈસા લઇને ફાવે તેવુ પકડી આપે? આ તો વિલાયતમા પાસ થએલો ડાક્ટર છે પોતાની નજરે જોયા વગર એ કોઇ પ્રકારની વ્યવસ્થા કરેજ નહિ એને પોતાની જોખમદારીનુ ભાન કાંઇ ઓછુ હશે કે?"

અકૃત્રિમ વિસ્મય સહિત બન્ને આંખો વિસ્તૃત કરી, વિજયાએ કહ્યુ—"મ્હને નજરે જોઇ શી રીતે? કોણ કહે છે કે એ મ્હને જોઇ ગયા છે? મ્હને લાગે છે, કે ફકત આપને મ્હોયે હકીકત સાંભળીને એમણે ઓસડ લખી આપ્યુ છે."

દયાળ માથુ ધુણાવતો કહેવા લાગ્યો—"નાના, એમ છેજ નહિ, કાલે તમે બગીચામા કઠેરો ઝાલીને ઉભા હતા, તે વખતે એ હમારી પાસે થઇનેજ પસાર થયા હતા હમને ધારી ધારીને એમણે જોયા હતા પરંતુ હમારૂ ધ્યાન નહિ હોય, તેથીજ—" વિજયાએ એકાએક ચમકી ઉઠીને પ્રશ્ન કર્યો—"એણે શુ યુરોપીયન પોશાક પહેર્યો હતો? માથાપર હેટ હતી કે?"

દયાળે હસતા હસતા કહ્યુ—"કોણ કહી શકશે કે એ ખરો સાહેબ નથી? આપણો સ્વજાતિ બંગાળી છે, એમ એને કોણ પારખી શકે તેમ છે? હુ પોતે પણ છક થઇ ગયો હતો."

નરેન્દ્ર એના મ્હો આગળ થઇને ગયો હતો, એને ધારી ધારીને હેણે નીહાળી હતી—છતા વિજયાએ તો એના પ્રત્યે દૃષ્ટિપાત સરખોયે કર્યો નહતો. કોઇક અંગ્રેજ પોલીસ ઓફિસર હશે, એમ ધારી, હેણે અવજ્ઞાભરી દ્રષ્ટિ નીચી નમાવી દીધી હતી વૃદ્ધ આચાર્ય હેના કોઇ વિશેષ ખબર અંતર પણ લાવ્યા ન્હોતા. વિજયાને મન એ કલ્પની

માફક ખુંચવા લાગ્યુ. વૃદ્ધ મનમા ને મનમા ગણુગણતો હોય તેમ કહેવા લાગ્યો.–" હવે ફક્ત વચ્ચે એક ચૈત્ર માસજ બાકી રહ્યો. વૈશાખના પહેલા નહિતર બીજા અઠવાડીયામા તો ખાસ કરીને લગ્ન થઇ જશે. આપણે તો ચોખ્ખે ચોખ્ખુ કહી દીધુ છે કે, માતાનું શરીર તદ્દન લથડી ગયુ છે, એવુ કાંઇક ઓસડ આપો કે, જેથી–" અંહિ તે એકદમ અટકી ગયો.

દયાળબાબુએ આમ અધવચ પ્રતિજ્ઞી કરી દેતા વિજયાએ ! ત્હેની દ્રષ્ટિનુ અનુસરણ કરતા જોયુ' તો વિલાસને ત્હેમના તરફ આવતો જોયો પ્રવેશ કરતા વારને ત્હેણે જોયુ કે આ લોકો કાંઇ ગુફ્તેગુ કરતા હતા તે મ્હને આવતો જોઇને એકદમ અટકી ગયા એથી ત્હેને ઝાળ તો સખ્ત ચઢી, પરતુ પોતાની લાગ ણીઓ પર ખુરખો ચઢાવી તે પાસે આવીને એક ખુરશીપર ગોઠવાઇ ગયો સામેજ પ્રિસ્ક્રિપ્શનનો કાગળ પડયો હતો, તેનાપર નજર પડતા ઉચકી લઇને ત્રણ ચાર વાર વાચી જોયો ને પાછો ટેબલપર મુકી દઇ કહેવા લાગ્યો –" નરેન ડાકટરનુ પ્રિસ્ક્રિપશન જણાય છે અહિ આવ્યો હોતો જોઇએ ત્યારે તો, બોલાવ્યો હતો કે શુ ?"

બેમાથી કોઇએ એના પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. તરત મ્હો ફેરવી નાખી, વિજયાએ બારીની બહાર જોવા માડયુ

ક્રુર હાસ્ય હસીને વિનામ કહેવા લાગ્યો –" દુનિયામા ડાકટર તો એક નરેનજ છે ! ત્યારે હુ ધારૂ છુ કે મ્હારૂ લાવેલુ ઓસડ હવે વાપરો ખાશે, શીશીનુ ઓસડ શીશીજ બીચારી પીવાની એમ નહિ ચાલે, પણ આ કળિયુગના ધન્વન્તરીએ પ્રિસ્ક્રીપશનનો કાગળ મોકલ્યો શી રીતે ? એ કાગળ અહિ આવ્યો કેમ કરીને ? એને કોઇ તેડવા ગયુ હતુ ?"

એ પ્રશ્નનો પણ કોઇએ જવાબ આપ્યો નહિ ! ત્યારે એ દયાળ તરફ ફરીને બોલી ઉઠયો –" અત્યાર લગી આપ તો ખુબ લેકચર આપી રહ્યા હતા દાદરપર ઉભા ઉભાજ બધુ સભળાતુ હતુ. કહો જોઇએ, ત્હમે કાંઇ જાણો છો ?"

જાગીરદારી શિરસ્તા મુજબ, જ્યારથી દયાળબાબુએ વિલાસની સરદારી હેઠળ કામ લીધુ હતુ, ત્યારથી તે એનાથી વાઘની માફક બ્હીતો કાશિપદે પણ અધુરામા પૂરૂ સઘળુ ભડાકી દીધુ હતુ લાગણીના મ્હો આગળ માડા છોડી દીધા હતા. તેથી પ્રિસ્ક્રિપશનનો કાગળ હાથમાં લીધો ત્યારથીજ એ પાદડાની જેમ ધ્રુજતો હતો અત્યારે આવો પડક પુન્વરો બોલ્યને એના તો મોતીઆજ મરી ગયાં, છબ

વિજયાએ કહ્યુ –" જેના ઘરમા કાઇ આપત્તિ આવી પડી હોય, તે કેમ કરીને કામ કરવા આવી શકે ? "

વિલાસ ઉદ્ધતપણે ગાજી ઉઠયો –" એવા બ્હાના કાઢતા તો બધા-યને આવડે છે, પરતુ તે સાભળવા પરવડે તેમ નથી તો, જરુરી કામ પતાવી દેવા ફરમાવ્યુ હતુ તે કેમ થયુ નથી, તેનોજ ખુલાસો માગુ છુ આપત્તિની ખબર જાણવા માગતો નથી "

વિજયાના હોઠ ધ્રુજવા લાગ્યા. ત્હેણે કહ્યુ -" બધાજ જુઠુ બોલ-નારા હોતા નથી–તેમ બધાજ કાઇ ખોટા બ્હાના કાઢતા નથી. ગમે તેમ પણ મન્દિરના આચાર્ય એવુ કદી કરે નહિ પરતુ હુ ત્હમનેજ પૂછી શકુ કે એવુ જ્યારે જાણતા હતા કે જરૂરી કામ થવુ જ જોઇએ ત્યારે ત્હમારે જાતેજ તે આટોપી દેવુ હતુ ને? આ ચાર દિવસ આપ કયા કામમા ડટાઇ ગયા હતા ? આપને શી આપત્તિ આવી પડી તેને કાઇ ખુલાસો આપશો ? "

વિલાસ વિસ્મયથી ઝખવાઇ જઇ કહેવા લાગ્યો –" હુ જાતે સરવાયુ કાઢુ ? એ કામ પગારદાર નોકરનુ છે "

" વિજયા બોલી ઉઠી –" હા, બરાબર છે દર મહિને આપ બસો રૂપીયા લો છો તે રૂપીયા હુ આપને શા વાસ્તે આપુ છુ ? કામ કરવા માટે આપુ છુ–નહિ કે બક્ષિસ તરીકે "

પત્થરના પુતળાની પેઠે વિલાસ સજ્જડ થઇ ગયો થોડીવાર રહી, તે બોલી ઉઠયો.–" હુ નોકર ? હુ શુ ત્હમારો કારકુન ? "

અસહ્ય ક્રોધથી વિજયાની વિવેક બુદ્ધિ કુંઠિત થઇ ગઇ હતી. વધારે કઠોર અવાજ કરી ત્હેણે ઉત્તર આપ્યો –" કામ કરવા સારૂ જેને પગાર આપવામા આવે, ત્હેને એ સિવાય બીજુ શુ કહેવાય? આપનો અસખ્ય ઉત્પાત હુ અત્યાર લગી મુગે મ્હોંઢે સહન કરતી આવી છુ, પરંતુ જેમ જેમ સહન કર્યાં કયુ તેમ તેમ આપના અન્યાય-ઉપદ્રવ વધી પડયા છે. જાઓ નીચે જુઓ. શેઠ અને નોકરના સબધ સિવાય ત્હમારી સાથે હવે મ્હારે બીજો કોઇ સબધ રહેશે નહિ જે પ્રમાણે મ્હારા બીજા બધા પગારદાર નોકરો કામ કરે છે, તેજ પ્રમાણે કામ કરી શકાતુ હોય, તો કરજો, નહિતર ત્હમને ચોખ્ખુ કહી દઉ છુ કે મ્હારી કચેરીમા પગ મુકશો નહિ. "

વિલાસ એકદમ કુદકો મારી જમણા હાથની આગળી ધ્રુજાવતો ધ્રુજાવતો ગાજી ઉઠયો.–" ઓહો ! ત્હમારો આટલો બધો રોફ ! આટલુ સાહસ ! "

વિજયા બોલી–"સાહસ મ્હારૂ નથી તમારૂ છે. મ્હારી મીલકતમા નોકરી કરીને મ્હારા પરજ અત્યાચાર કરશોને? મ્હને તમે કહીને સબોધવાનો અધિકાર તમને કોણે આપ્યો? મ્હારા નોકરને મ્હારા મકાનમા સતાવવાની, તથા મ્હારા અતિથિનુ મ્હારા દેખતાજ અપમાન કરવાની સ્પર્દ્ધા આપનામા કયારથી જન્મી? એવો રોફ કરતા કયાથી શીખી લાવ્યા?"

વિલાસે ક્રોધથી ઉન્મત્ત થઇ નાટા ઘાટ કરીને, આખુ ઘર ગજાવી મુકયુ –"અતિથિના બાપનુ એટલુ પુણ્ય તપતુ હશે, તેથી મ્હે એને તે દિવસે મ્હારા હાથનો સ્વાદ ચખાડયો નહિ એના હાડકા પોષરા કીધા નહિ હરામખોર નુચ્ચો, બદમાશ લોફર બામટો–હવે કદી જો મ્હારી નજરે પડશે તો–"

એના ભયકર ધાગધાટથી અનભીત થઇ ગોપાળ કાનાઇસીંગને બોલાવી લાવ્યો, બારણા આગળ એ બન્ને જણાને ઉભેલા જોઇને વિજયાએ લજ્જીત થઇ ધીરા સારતા અવાજે કહ્યુ "આપ જાણતા નથી, પણ હુ જાણુ છુ કે એ આપનુ મહા ભાગ્ય કે આપે આપના હાથનુ સ્વાદ ચખાડવાનુ જોખમ ખેડયુ નહિ એ એક સરકારી સુશિક્ષિત ડાકટર છે આપે એવુ જોખમ ખેડવાનુ સાહસ કર્યું હત, તોયે એ એક દુખી અબળાના ઘરમા કાંઇ પણ ધાંધલ કર્યા વગર મુગે મ્હોંએ સઘળુ વેઠી લઇને રસ્તે પડત, પરતુ આ વાત યાદ રાખજો કે ભવિષ્યમા તમારા હાથનો સ્વાદ ચખાડવાની જો તમારી હામ હોય, તો તે પ્રમાણે પાછળથીજ કરજો, નહિતર તમારા જેવા પાચ સાત માણસને સાથે રાખીને સામી છાતીએ ઘા કરજો પણ બહુ ઘોઘાટ થઇ ગયો છે, હવે તેમા ઉમેરો કરવાની જરૂર નથી નીચેથી નોકર ચાકર વગેરે માણસો ભયભીત થઇ, ઉપર દોડી આવ્યા છે જાઓ નીચે જતા રહો" એટલુ કહી પ્રત્યુત્તરની રાહ જોયા વગર, પાસેનુ બારણું બધ કરીને વીજયા બીજા ખડમા ચાલી ગઇ

---

## પ્રકરણ ૧૯.

### વૃદ્ધનું વાક્ચાતુર્ય.

પુત્રના મુખેથી સર્વ હકીકત સાભળી, ક્રોધ, વિષાદ તેમજ નિરાશાથી રાસવિહારીનુ બ્રહ્મજ્ઞાન તથા તે સાથેનું [illegible] બહુમાન [illegible]રમા ગળી ગયુ તીખા તમતમા અવાજે તે [illegible] [illegible]–"અરે

બાપુ ! સનાતનીઓ આપણને હલકા ગણે છે તે કાંઇ ખોટું નથી. બ્રહ્મસમાજી હોઇએ, કે ગમે તે હોઇએ પણ આપણે ધૂર્ત પાખડી છીએ બ્રાહ્મણ કાયસ્થનો છોકરો હોય, તો તે સભ્યતા શીખ્યો હોય, પોતાના હિતાહિતનુ ભાન પણ ત્હેને સરકાર વગર જન્મ્યુ હોય જાઓ, હવે ખેતરમા જઇ હળ ખેડો અને બળદના પૂછડા આમળો ત્હને હજારો વખત કહ્યુ, ભાઇબાપા કરીને સમજાવ્યુ કે એકવાર આપણું કામ થઇ જવા દે પછી તુ ત્હારે કરવુ હોય તેમ કરજે, પણ ત્હને ધીરજ રહી નહિ, અને ત્હે ... ના કાકરા કરી નાખ્યા! ગમે તેવી પણ એ રાજવ...ની કન્યા ... કરી કોઇનો ટુકારો સાખે નહિ ત્હેની સાથે તુ લડી પડયો ! ...ના ... થયા, આવડા મોટી જાગીરદારીની આશા સ્વપ્નવત્ થઇ ગઇ, મહિના દીઠ ... રૂપીયાની આવક જતી રહી—ખેડુતના બચ્ચા ! જા હવે ખેતી કરીને ઠોઝરૂં ભરજે જા, હવે ત્હારૂ કાળું મ્હો મ્હને દેખાડીશ નહિ."

બનેલો બનાવ બનવા પામ્યોજ નહિ હત તો સારું થાત, એમ વિશ્વાસ પોતે પણ સારી પેઠે સમજતો હતો. તેમાં વળી પિતૃદેવની આવી ભીષણ ઉગ્રમુર્તિ જોઇને તે બીચારાના ટાંટીયા તો છેક લબડી ગયા હતા. તેમ છતા પિતાના મનનુ સમાધાન કરવું જોઇએ, એવા હેતુથી તે કાઇક ખુલાસો કરવા જતો હતો, તે દરમ્યાન ક્રોધાયમાન પિતા ધમ-પછાડ કરતા શયનગૃહ તરફ સીધાવ્યા પરંતુ રાસવિહારી કાંઇ કાચી બુટ્ટી ન હતો ક્રોધની ઝાળમા તે પુત્રને ગમે તે કહી બેસે ખરો, પણ બેસવાની ડાળ કાપી નાખવા જેવુ સાહસ તે કદી કરતોજ નહિ. વિજ્યાને પોતાનો ઉભરો શાન્ત કરવાનો વખત આપી, તે ધીરજ રાખી બીજે દિવસે શાન્તિ અને ગાભીર્યનુ બખ્તર સજી વિજ્યાને શાન્ત પાડવાનો અખ્તરો અજમાવવા ત્હેની પાસે જઇ પહોચ્યો

વિજયાનો ક્રોધ—ઉન્માદ ધીરેધીરે શમી ગયો હતો, ને પોતાના ઉદ્ધત કૃત્યને માટે મનમા ને મનમા મુઝાયા કરતી હતી ઘરના નોકર ચાકર સઘળા માણસો દેખતા, ત્હેણે આવો નાટકી ગુસ્સાનો પાઠ ભજવ્યો હતો, તે વાત અતિશયોકિત પામીને ગામમા પ્રસરી ગઇ, વાટે ને ઘાટે બધેજ એની ચકચાળ થવા લાગી વિજયા બીચારી એવી તો લજવાઇ ગઇ, કે ઘરની બહાર ત્હેનાથી ડગલુ સુદ્ધા દેવાય નહિ, ગામના સ્ત્રી પુરૂષો માહોમાહ્ય ચર્ચા કરવા લાગ્યા —" હમણા જેને છચોક નોકર કહેતા સંકોચાતી નથી, ત્હેની સાથેજ એ ન્હાડા રહીને પરણશે. "

એ કારણને લીધેજ રાસવિહારીએ જ્યારે પ્રસન્નવદને એના ઓર ડામા પ્રવેશ કર્યો, ત્યારે વિજયા મુખ ઉચુ કરી એની સામુ જોઇ શકી નહિ, રાસવિહારી મ્હને કેવા કેવા બોલ સભળાવશે અને કટુતામા કોણુ જાણે કવોક ફેરો થશે, તેની ચિન્તા કરતી વિજયા કિંકર્તવ્ય મુઢ થઇ ગઇ એને આમ અવાચક થઇ ગએલી જોઇને ચમશક ડોસાએ ઉલગ સૂર પકડયો નિશ્વાસ નાખીને તે કહેવા લાગ્યો –" બેટા વિજયા ! જે થયુ છે તે ઘણુજ સારૂ થયુ છે સાભળીને હુ બહુ રાજી થયો 'તુ દીર્ઘજીવી થા, બેટા ! મ્હારે એટલુજ જોઇતુ હતુ એ નાલાયક છોકરાને એવીજ શિક્ષા ઘટે સર્વ શકિત માન મગલમય પ્રભુના પ્રત્યે મ્હારી એટલીજ પ્રાર્થના છે કે ધર્મ અને ન્યાયના માર્ગનુ અવલબન કરવાનુ અખૂટ સામર્થ્ય એ મ્હને અર્પે " એમ કહી લ્હેણે આખ્યો મીચી, તેજ સર્વશકિતમાન પ્રભુને પ્રણામ કર્યા

ત્યારબાદ આખ્યો ખોલી આવેશ ભર્યો બોલી ઉઠયો –" પણ બ્હેન વિજયા ! મ્હને આ વાતનો ભેદ સમજાતો નથી કે મ્હારા જેવા એક ભોલા દાલા માણસનો પુત્ર હોવા છતા વિલાસ આવો વિષયી કેમ નીકળ્યો હશે ? જેના બાપને સસાર વ્યવહારનુ જ્ઞાન બહુ થોડુ છે, લ્હેનોજ પુત્ર આટલી ઉમ્મરમા આવો દુષ્ટ ક્રિયાવાન કેમ બની ગયો હશે ? " એમ કહી ને પાછો આખ્યો મીચીને શાન્ત બેસી રહ્યો

વિજયા નિરુત્તર રહી. રાસવિહારી થોડીકવાર મોન રહી, પાછો કહેવા લાગ્યો –" પણ ભાઇ કોઇ પણ વિષયમા હદથી ઝાઝા જવુ નહિ ' અતિ સર્વત્ર વર્જયેત્ ' હુ જાણુ છુ કે કામ એનો પ્રાણ છે એમા એ ઘેલો થઇ ગયો છે કર્તવ્ય કર્મમા પ્રમાદ એની છાતીમા શૂળની જેમ ભોકાય છે ત્યાગીના જેવા માણસની ખામી હોય તે દરગુજર કરી જોઇએ. સાહેબ લોકો વિલાસની કર્તવ્ય નિષ્ઠાના ભલે વખાણ કરે–અને ગમે તેટલો મોટો માણસ કહે, પણ મ્હારો પુત્ર હોવા છતાય હુ મિથ્યા ભાષણ કરીશ નહિ કામ આજે નહિ થયુ, તો શુ બગડી ગયુ ? બે દિવસ પછી થશે પરતુ તેટલા ખાતર શુ માણસની ભૂલ–ભ્રાન્તિની ક્ષમા બક્ષી નહિ જોઇએ ? પણ આતો એનુ મનજ કાર્યમય બની ગયુ છે એનો હેતુ જોકે ઉદાત્ત તથા ઉચ્ચ કોટિનો છે હુ આશા રાખુ છુ કે ત્હમારી જાગીરદારીની ઉપજ બમણી, ચાર ગણી અરે દશ ગણી એના હાથે વધી જશે અને તે હુ આ કાનોએ સાભળવા ભાગ્યશાળી નીવડીશ પણ બેટા ! એના ઉદ્ધત અવિનયને ખાતર ત્હે એને જે

યોગ્ય શિક્ષા કરી છે, તેથી એ ભવિષ્યમા સાવધ રહેશે કામ ! કામ ! અરે શુ કપાળ ? સસારમા શુ એકલા કામ કરવાનેજ જન્મ્યા છીએ ? અને તેની પાછળ શુ દયા માયા પણ વિસારી દેવા જોઇએ ? ઠીક થયુ છે, બેટા ત્હમારી પાસેથી એને સર્વોત્તમ શિક્ષાનો અલભ્ય લાભ મળ્યો છે ”

વિજયા કાઇ કરતા કાઇ બોલી નહિ થોડીક વાર શાન્ત બસી રહી, રાસવિહારી મૃદુ હાસ્ય કરીને કોમળ કઠે બોલી ઉઠયો—મ્હારા બન્ને સતાનો કવા અજબ છે ! એક પ્રચડ કર્મી છે, તો બીજાનુ હૃદય સ્નેહ—કરુણાનો ઝરો છે ! એક કાર્યપરાયણ છે, તો બીજુ પણ તેવુજ દયા—માયામા મુગ્ધ છે ગઇ કાલથીજ હુ સ્તબ્ધ થઇને વિચારમા લીન થઇ જાઉ છુ કે એ બન્નેની જોડીને પરમાત્મા અચલ રાખશે, તો સસારમા સ્વર્ગ ઉતરશે ! એ સુખનો દહાડો જોવા પરમાત્મા મ્હને જીવતો રાખે ! ધર્મના પ્રત્યે પણ એની શ્રદ્ધા કેવી અટલ છે ! મન્દિર સ્થાપવાને એણે પ્રાણાન્ત પરિશ્રમ કરવામા પાછી પાની કરી નથી એટલા પૂરતુજ જાણે એનુ જીવન છે, એમ એ સમજે છે અરે પણ મ્હારા પુત્રના ગુણગાન મ્હારે શા સારૂ કરવા ? તુ એને કયા મ્હારા કરતા કમ ઓળખે છે ! મ્હારા કરતા એનુ હિત તુ કયા ઓછુ ઇચ્છેછે ? ત્હારા સિવાય એનુ કલ્યાણ અન્ય કોણ સાધી શકે તેમ છે ? એના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ બધાયની તુ સહચારિણી છે ત્હારા ઉપરજ એનુ શ્રેય નિર્ભર છે એની શકિત ને ત્હારી બુદ્ધિ ! એ ભાર વહન કર્યા કરશે, તુ માર્ગદર્શક થઇ યોગ્ય રસ્તે દોરવશે ત્યારેજ ઉભયનુ જીવન પરસ્પરની સહાયથી ધન્યાસ્પદ બનશે અને ખરૂ પૂછે તો એજ કારણને લીધે મ્હને વિલાસના ભવિષ્યની ચિન્તા થતી નથી પરતુ હુ પૂછીશ કે આવી ઉમદા સમજ, આવુ જ્ઞાન—ગાભીર્ય અને ભાવી જીવન સફલ કરવાની આવી અગાધ બુદ્ધિમત્તા આ માથામા અત્યાર લગી કયા સતાડી રાખ્યા હતા ? ’

વિજયાના સર્વાગે ચમક ઉઠી, પરતુ તે નિરૂત્તરજ રહી ઘડીઆળમા જોઇ રાસવિહારી આકુળો વ્યાકુળો બોલી ઉઠયો—“ ઓ હો ! દશ વાગ્યા ! દયાળની સ્ત્રીને મ્હારે એકવાર જોઇ આવવુ જોઇએ.”

વિજયાએ હળવે રહીને પુછ્યુ—“ એને હવે કેમ છે ? ” ‘ સારૂ છે ” એમ કહી દરવાજા લગી જઇ, એકદમ થોભી જઇ, કહેવા લાગ્યો—“ અરે હજી અસલ વાત તો કહેવાની રહીજ ગઇ ! ” એમ

વળી બીજી પણ એક વાત વિચારવા જેવી છે વૃદ્ધના સમસ્ત કથનમાંથી એક બાબત જે સહુથી આગળ તરી આવે છે, તે વિલાસનો નિસીમ સ્નેહ અને તેનુજ અવશ્યભાવી ફલ-પ્રબલ ઇર્ષા છે.

આ સર્વ ઘટનાઓનુ ચિન્તવન કરતી, વિજયા બારી બહાર જોઇ રહી હતી એવામા કાલિપદ ત્યા આગળ આવીને કહેવા લાગ્યો – "મા સાહેબ ! મ્હે હવે દેશ જવાનો વિચાર માંડી વાળ્યો છે, એ મતલબની ચીઠ્ઠી લખી દઉ ?

વિજયાએ ધૂનમાને ધુનમાંજ કહ્યુ,—'સારૂ,–"

કાલિપદ ચાલ્યો જતો હતો વિજયાએ ત્હેને ફરી બોલાવીને હળવે રહીને કહ્યુ –"થોડોક વખત ત્હારે વતન જઇ આવે, તો શુ ખોટુ છે ? ઘણા દિવસ થયા ગયો નથી–તો જા જઇ આવ એકવાર"

કાલિપદ મનમાને મનમા અજાયબ થયો, પરતુ સમતિ દર્શાવીને કહેવા લાગ્યો – 'વારૂ, સારે મા સાહેબ ! થોડોક વખત જઈ આવુ છુ" એમ કહી તે ત્યા આગળથી ચાલ્યો ગયો

---

# પ્રકરણ ૨૦.

---

## " ઘેલું ભૂત "

વાડીની હદમા આવેલા જે કટલા મકાનો વડે વિજયાની જાગીરદારીનુ કામકાજ ચાલતુ હતુ, તેમની સામેજ એક વિશાળ વૃક્ષ હતુ તેના પલ્લવિત પત્રોની ઘનઘોર ઘટાને લઇને વાડીના ઓટલા પરથી સામેના મકાનોમા શુ થાય છે, તે કશુ દેખાતુ નહિ એ ઉપરાંત પૂર્વ તરફની વાડી પાસે જે એક નાનો દરવાજો હતો, તેમા થઇને આવજા કર્યાથી કામદાર નોકર વર્ગમાથી કોણ કયારે આવ્યું અને કયારે ગયુ તેની ખબર પડતી નહિ.

કેટલાક દિવસ થયા દયાળબાબુ વિજયાને મળ્યા ન હતા તેમ કચેરીમા પોતાની નોકરીપર હાજર થતા કે નહિ, તેના સમાચાર વિજયાને મળ્યા ન હતા વિલાસવિહારી પણ એની પાસે આવતો નહિ. વચમા ફક્ત એક દિવસ રાસવિહારી દશેક મિનિટ એ ની હતો, અને તે પ્રસગે પોતાની પ્રકૃતિની શિથિલતા સબંધી રોદણા રડી ગયો હતો, એ સિવાય બીજી કશી વાત એણે કરી ન હતી

એટલા દિવસ કચેરી નહિ આવશો તો ચાલશે એમ કહી રજા આપવામા આવી છે વગેરે વગેરે વાતો ત્હેણે કહી. વિજયાને એ સર્વ કથન ઉપરથી લાગ્યુ કે વિલાસે આવો નવીન નિયમ ખાસ અભિમાનને વશ થઇને કાઢયો હોવો જોઇએ તેમ છતા એણે કશી ટીકા કરી નહી. ફકત આટલુજ કહ્યુ —" અત્યારે કાગળીયા અંહિ રહેવા દો, કાલે સ્હવારે આવીને મ્હારી સહી લઇ જજો " એમ કહી તલાટીને વિદાય કરીને પોતે વિચારગ્રસ્ત બેસી રહી. આમ ક્યાં સુધી તે વિચારસાગરમા ગોથા ખાયા કરત તે કહેવાવુ કઠીણુ છે, પરન્તુ એવામા નોકર દીવો મુકવા ઓરડામા આવતા તે સફાળી ઉઠીને ઉભી થઇ, અને બહાર ઓટલાપર આવીને ઉભી રહી

ત્યા આગળ ઉભા રહયા બ. જે દ્રશ્ય એની નજરે પડયુ તે કેમે કર્યું એની કલ્પનામા સુદ્ધા ઉતરી શકતુ નહતુ આ મકાનમા એનો પગ હવે ઉપડી શકે? કોઇપણ પ્રકારે એ શુ સભવે છે? અંધારામા સ્પષ્ટ જોવામા આવ્યુ કે પેલા તે દિવસવાળા સાહેબ હેટ સાથે વાડીના દરવાજામા પ્રવેશ કરે છે, અને પહોળા પહોળા પગલા ભરીને ત્હેની તરફજ ધસ્યા આવે છે. આ વખત વિજયાએ એને પોલિસ અમલદાર સમજવાની ભૂલ કીધી નહિ એના જોડાનો અવાજ ધીમે ધીમે વધારે સાન્નિધ્યમા સભળાવા લાગ્યો વિજયાએ ધાર્યુ કે આને બેસવાની વિનતિ કરવી એ જેટલો ભયાનક અન્યાય છે, તેટલુજ એને દરવાજા આગળથી વિદાયગીરી આપવાનુ કાર્ય દુર્ઘટ છે

વિજયા ઝટ કરતી કે ઘરમા ભરાઇ ગઇ તલાટી મહાશય પુનમા ને ધૂનમા ચાલ્યા જતા હતા સાહેબને ઓચીંતા જોઇ તેઓશ્રીને કાળ પડી સાહેબના પ્રશ્નના જવાબમા ત્હેમણે જણાવ્યુ –" હા, એવણુ દીવાનખાનામા બેઠા છે " પ્રશ્ન તથા ઉત્તર બન્નેય વિજયાએ અદર રહ્યા રહ્યા સાભળ્યા થોડીવારમા નરેન્દ્ર ઘરમા પ્રવેશ કરી નમસ્કાર કર્યો લાઠી અને ટોપી ટબલપર મુકીને હાસ્યભેર કહેવા લાગ્યો – " આ મ્હારા ઓવરકોટનોજ ચમત્કાર જણાય છે ને, વાહ ! "

વિજયાએ ધાર્યું હતુ કે આજે મ્હારાથી એની સામું ઉંચી નજરે જોઇ શકાશે નહિ, તથા સભાષણ કરવાને જીભ ઉપડશે નહિ. પરન્તુ એનો કઠસ્વર કર્ણગોચર થનાવારને ત્હેના લજ્જા સકોચ અન્તર્હિત થઇ ગયા શોક વિષાદ વિસ્મૃત થઇ ગયા અને તે બોલી ઉઠી " શી રીત્યે જાણ્યુ ? મ્હને જોઇને કે કોઇ પાસેથી સાભળીને ? "

નરેન્દ્ર બોલ્યો —" સાભળીને, કેમ આપેજ દયાળબાબુને મ્હોડેથી સાભળ્યુ હશે ને કે મ્હારુ ઓસડ ખાતા પહેલાજ પ્રિસ્ક્રિપશન ઉપર નજર પડતા વારને અડધો આરામ થઇ જશે " એમ કહી પોતાની રસિકતાથી પ્રસન્ન થતા અટ્ટહાસ્યથી ગર્જાવી દીધુ વિજયાને લાગ્યુ કે દયાળપાસેથી સર્વ હકીકત સાભળીને એ અત્યારે વ્યગ કરવાને આવ્યોછે તેથી એના અસગત ઉચ્ચ હાસ્યથી ચ્હીડાઇને બોલી ઉઠી"—" ઓહો! અડધો બાકી રહેલો રોગ મટાડવાની દયા કરવાને આવ્યા જણાઓ છો ત્યાર તો ખરને ' "

નરેન ઝખવાણો પડી ગયો પ્રત્યુત્તરમા ત્હણે કહ્યુ —" ખરુ પુછો તો આ એક અચકો તમામો છે ! '

વિજયાએ કહ્યુ —" તેથીજ આપના ખુશ થાઓ છો ' નરનનુ મુખ ગભીર થઇ ગયુ તે બોલ્યો —" ખુશ થાઉ છુ એમ ' ના, લેશ માત્ર પણ નહિ. કબુલ કરુ છુ ક પ્રથમ સાભળતા વારને ગમ્મત જેવુ લાગ્યુ હતુ, પરતુ ત્યારબાદ વાસ્તવિક રીત્યે દુખિત થયો છુ વાત સાચી છે ક રિનાસબાબુનો મિજાસ સારો નથી વગર લેવે દેવે સામા માણસનુ અપમાન કરી બેસે છે, પરતુ તેથી આપણે પણ ત્હેના જેવા અસહિષ્ણુ બની અપમાનનો જવાબ અપમાનથી વાળવો એ યોગ્ય નથી આપ વિચાર કરી જોશો તો જણાશે કે તે દિવસની ઘટના પ્રકાશમા આવતા કેટલુ લજ્જાસ્પદ તેમજ સક્ષોભકારક થઇ પડવા સભવ છે ખરુ કહુ છુ કે એ સર્વ વૃત્તાન્ત શ્રવણ કરીને મ્હારા જીવને ઘણીજ ગ્લાનિ થઇ છે ખાસ કરીને મ્હારે ખાતર ત્હમારા લોકોની વચ્ચે આવો ખેદકારક—"

આ યુવકના વિશુદ્ધ હૃદયના ! શુચિતાએ વિજયાના મનને પોતાના પ્રત્યે આકર્ષી લીધુ તોપણ મજાક કરતી હોય એમ કહેવા લાગી — "ગમે તેમ તોયે હાસ્ય પણ રોકી શકાતુ નથી ' એમ કહી પોતે પણ હસવા લાગી

નરેન આ વખતે એનદમ ગભીર થઇ બોલી ઉઠયો —"આપ નાહક શા માટે એ વાતનો ખ્યાલ કરો છો ? ખરેખર હુ ઘણોજ ખિન્ન થયો છુ પરતુ તે સમયે મ્હને આપના સબધી કાઇ માહીતી ન્હોતી તે દિવસે એના પિતાની સાથે થએલી વાતચીતમા એણે રિનાસની દયા વિષે ઉલ્લેખ કર્યો હતો દયાળબાબુ પણ એમજ કહેતા હતા એ સાભળીને મ્હને જે લજ્જા ઉપજી છે, તે હુ શબ્દોમા વર્ણવી શકતો નથી મ્હારામા દયા કરવા જેવુ એને શુ જણાતુ હશે, તે મ્હને સમજાતુ નથી આપ તો ઘણા સમાજી બાનુ છો,

કામ પડયે બજારની સાથે બોલી શકો છો—તેજ પ્રમાણે મ્હારી સાથે પણ બોલો છો એમા એ લોકોને એવો તે શો દોષ દેખાતો હશે, તે મ્હારી સમજમા ઉતરી શકતુ નથી ;તે ગમે તેમ હોય, હું તો આપને અભિનન્દન આપુ છુ મ્હારા તરફથી અને ઇચ્છુ છુ કે આપ સુખી થાઓ !"

પોતાના આચરણનો ઉલ્લેખ કરવા છતાય તે દિવસે વિજયાએ ફારસ કરી નાખ્યો હતો તે સબધી સહજ સુચન સુદ્ધા કર્યું નહિ, આથી વિજયાના મન પર ઉડી છાપ પડી. પરતુ એના અન્તિમ કથનથી વિજયાની આખ્યોમાથી દડદડ અશ્રુપાત થવા લાગ્યો મહા કચાવટે આડુ જોઇ તે પોતાના આસુ છુપાવવા લાગી.

પ્રત્યુત્તરની અપેક્ષા કર્યા વગર નરેને પ્રશ્ન કર્યો—" વારુ તે દિવસે કાલિપદની સાથે માઇક્રોસકોપ એકાએક મોકલી આપવાની કાઇ મતલબ ? વિજયાએ પ્રત્યુત્તર વાળ્યો —" આપની વસ્તુ આપને પાછી જોઇતી હતી, તેટલા માટે "

" નરેન બોલ્યો —" તે બરાબર છે, પણ ત્યારે નાણા મગાવી લેવાની વાત તો તમે બોલ્યાજ નહિ, તેમ કર્યું હત તો હુ—"

વિજયાએ કહ્યુ —" ના, તાવની ખુમારીમા મ્હારી ભુલ થઇ છે, પરતુ એ ભૂલની શિક્ષા પણ આપે મ્હને ઓછી કરી નથી "

નરેને લજ્જીત થઈને કહ્યુ:—" પણ કાલિપદ જે કહેતો હતો તે તો—"

વિજયાએ અધવચ અટકાવીને કહ્યુ —" તે મ્હે બધુય સાભળ્યુ છે પરતુ એણે જે હૈયાના બેલા કાઢીને આપને બલતી વાતો કરી તે બધી આપે સત્ય શા સારૂ માની લેવી જોઇએ ? ઉપકાર આપવાની મ્હારી સ્પર્દ્ધા છે, વગેરે વગેરે અને મ્હે જો ખરેખર એવા ઉદ્‌ગાર કાઢ્યા હોય, તો આપે રૂબરૂમા તેને સજા કરવી ઘટિત હતી ચાકરને મ્હોંયે શુ કામ મ્હારૂં, અપમાન કર્યું ? મ્હે એવુ તે આપનુ શુ બગાડ્યુ હતુ ? એટલુ કહેતામા તો એને ડુમો ચઢી ગયો અને એકાએક અટકી ગઇ.

નરેને લજ્જા તેમજ આશ્ચર્ય સહિત વિજયાના તરફ જોયુ તો તે બારી બહાર જોઇ રહી હતી એથી ચ્હેરુ મ્હો તો દ્દષ્ટિગોચર થયુ નહિ. પરતુ એની ડોકપરની હીરાકડી બત્તીના પ્રકાશમા ઝળકી રહી હતી. થોડીવાર લગી બન્નેય મૌન રહ્યા. ત્યારબાદ ગળગળા સાદે નરેને કહેવા માડ્યું,—" મ્હને તે વખતેજ લાગ્યુ હતુ કે મ્હેં ભાગ્ય ખપી નાખ્યું છે; પરંતુ ટ્રેન તે વખતે ક્યાની ક્યા આવી ગઇ હતી. એમા

બીચારા કાલિપદને શો દોષ દેવો ? એના પ્રત્યે ગુસ્સે થવું કોઇ પ્રકારે ઉચિત નહતુ. ઇર્ષા વસ્તુ કેટલી ખરાબ છે તે હવે મ્હને બરાબર સમજાય છે ઇર્ષાળુ માણસને એકલાનેજ તે હેરાન કરીને અટકતી નથી, પરંતુ સંક્રામક વ્યાધિની પેઠે બીજાના ઉપર પણ આક્રમણ કરે છે હવે તો હુ સમજી શકયો છુ કે મ્હારી ઇર્ષા કરવા જેવો ભ્રમ વિશ્વાસ બાબુને કદી ઉપજ્યો નહિ હોય. એના પિતાએ પણ તે ખાતર લજ્જા તેમજ ગ્લાનિ પ્રકાશિત કર્યા હતા પરતુ મ્હારૂ કથન સાભળીને પણ આપ ઓછા અજાયબ થશો નહિ શાસ્ત્રજ્ઞો કહે છે કે મનુષ્ય વાસનાઓનું પોટલુ છે, મ્હારા અનુભવ ઉપરથી હુ કહી શકુ છુ કે, મનુષ્ય ભ્રાન્તિનો ,ભાણ્ડાગાર છે ભૂલ-ચુનમાણીનો ભંડાર છે" વિજયાએ એના તરફ દ્રષ્ટિપાત કરીને પૂછ્યુ —આપે વળી કેવીક ભુલો કરી હતી ?"

નરેને ઠંડા પેટે જવાબ દીધો—"મ્હારૂ વિના કારણ આવુ અપમાન થવા બદલ આપને આટલો પરિતાપ થયો, એ વાત તો બધાય સમજી શકયા છે એ ઉપરાત વળી રાસવિહારી બાબુએ મ્હને નીચે લઇ જઇ એના પુત્રના ઇર્ષાળુ ઉદ્ધત વર્તનનો ખ્યાલ મનમાથી કાઢી નાખવાની ભલામણ કરી, ત્યારે મ્હારૂ મન ઉલટુ વધારે મુઝાવા લાગ્યું મ્હને એમજ ભાસ્યુ કે નક્કી આમા કાઇ છૂપો ભેદ હોવો જોઇએ વગર લેવે દેવે કોઇ કોઇને હેરાન કરવાનુ સાહસ કરે નહિ આપને હુ ખરેખર સત્ય હકીકત નિવેદન કરૂ છુ કે ત્યાર પછીના આઠ દશ દિવસ તો મ્હારા એવા ગયા કે ચોવીસ કલાકમા તેવીસ કલાક તો મ્હને આપનાજ વિચાર આવ્યા કરતા હરતા ફરતા જે કાઇ કામ કરૂ તેમા બસ ત્હમારીજ સૌમ્ય મુર્તિના દર્શન તેનુજ ચિન્તવન અને રટણ—બીજુ કાઇ સુઝેજ નહિ. મ્હારે મન એમજ થતુ કે —'જ્યા જોઉ હુ, ઘર નગર કે વાટમા ઘાટમા તે

એકાન્તે મુજ આવાસમા કે બાસેજ તે તે તે।
જોઉ વેલી, તરૂ શિખર કે બામકુ જે બધીએ।
તેતે, તેતે, સઘળી સઘળે કેવુ આશ્ચર્ય એ તે ?

કેમકે, કવિવર કલાપિએ કહ્યું છે તે પ્રમાણે—"સ્મૃતિના બીજ ત્યા હૃદય પર ચોકખા પડી ચૂકે અને મીઠી મીઠી સ્મૃતિ, વિરહીનું તો જીવિત છે."

હુ મ્હારી જાતને ઉપાલભ આપતા કહેવા લાગ્યો—

"કુમારી આ હૃદય તુજ ક્યા ? શાન્ત વૈરાગ્ય તે ક્યા ?
કુમારીમા તુજ હૃદયમા શાનતું ઉગવુ ક્યાં ?

શું વિચારૂ ? મુજ મગજ તો બાવરૂં આ બને છે,
શું વિચારૂ ? મુજ હૃદયમાં આસુઓ ઉભરે છે."

અરે, પણ મ્હારૂ હઠીલુ મન કાંઇ એમ શાન્ત થાય તેમ ન હતું. બધુ કામકાજ નાખ્યું રઝળતુ હરઘડી ત્હમારાજ સ્મરણો મ્હને સતાવવા લાગ્યા બે ત્રણ દિવસ તો દુરથી ત્હમને જોવા સારૂ મ્હેં આ રસ્તા પર ભટકયા કીધું. કેટલા દિવસ સુધી જાણે ઘેલુ ભુત મ્હારે ગળે વળગી રહ્યુ ! " એમ કહી ને હસવા લાગ્યો

વિજયાએ એના તરફ દ્રષ્ટિપાત સરખોયે કર્યો નહિ, તેમજ કશોય પ્રત્યુત્તર પણ આપ્યો નહિ ચુપચુપ ઉઠીને પાસેનુ બારણું વાસીને અંદર ચાલી ગઇ, નરેનના મુખ પરનુ હાસ્ય પળવારમા ભ્હીલુ પડી ગયુ વિજયા ગઇ હતી, તે દિશા તરફ નિર્નિમેષ નયને તાકી રહ્યો–ને હતાશ થઇ કપાળે હાથ દઇ વિચારવા લાગ્યો—"આ વખત અપ ગાધની કોણ જાણે કાંઇક નવીન સૃષ્ટિ રચાઇ ગઇ હોય એમ લાગે છે ! "

થોડી વારમા નોકરે આવીને કહ્યુ—" આપ જશો નહિ, ચાહ તૈયાર થાય છે ' નરેન બોલી ઉઠયો—" મ્હારે ચાહની જરૂર નથી "

" પણ બાઇસાહેબે આપને બેસવા કહ્યુ છે "

એમ કહી નોકર ચાલ્યો ગયો એથી પણ નરેનને ઓછુ આશ્ચર્ય ઉપજ્યુ નહિ

પંદરેક મિનિટ પછી ચાકરના હાથમા ચાહ તથા પોતાના હાથમા ખાદ્ય પદાર્થનો ખુમચો લઇને વિજયાએ પ્રવેશ કર્યો ભગીરથ યત્ન આદરવા છતા ત્હેના મુખ પરનો ચિન્તાયુક્ત વિષાદ ડાકટર સાહેબની નજર ઓળખી શકયો નહિ પરંતુ આટલા દિવસના અનુભવે નરેનને તર્ક વિશારદ બનાવ્યો હતો. તેથી ત્હેણે વગર વિચારે કાંઇ પણ મત પ્રદર્શિત કરી દીધો નહિ ચાકર ટેબલપર ચાહના કપ ગોઠવીને ચાલ્યો ગયો વિજયાએ તે તેની પાસેજ મુકી દીધો અને પોતે પણ ત્યાં આસન લીધુ નરેને ખુમચો પાસે ખેંચી લઇ, ખાવામા એવુ તો મન પરોવી દીધુ કે જાણે એનીજ તે અપેક્ષા કરી રહ્યો હોય

પાંચ છ મિનિટ આમ અબોલા રહ્યા બાદ વિજયાએ શાન્તિ રૂપી બરફમા ભંગાણ પાડતા કહ્યુ—" આપના પેલા ઘેલા ભુતની વાત તો કાંઇ પૂરી થઇ નહિ હો ! " નરેન કંઇ પોતાની વિચારસૃષ્ટિમાંજ વિહરતો હતો, તેથી ત્હેણે મુખ ઉંચુ કરીને પ્રશ્ન કર્યો.–" કંઇ વાત કહો છો ? "

વિજયાએ કહ્યુ–" પેલું ઘેલું ભૂત જે આપને ગળે વળગ્યું હતું, તેનો ! પછી તે ચાલ્યું ગયુ કે ? " આ વખત નરેને હસીને કહ્યું–

" હા, આવ્યુ ગયુ વિજયા બોલી -"ત્યારે તો બચી ગયા હો, એમજ સમજજો કે નવે અવતારે આવ્યા, નહિતર ઘોડદોડના રસ્તાપર ઘોડાની શરતની જેમ દોડાદોડ કરવી પડત !"

ચાહનો પ્યાલો ખલાસ કરતા નરેને જણાવ્યુ - " હા, એમા કાંઇ શક ? "

વિજયાને ફરી પાછુ કાંઇ બટકબોલુ બોલવાનુ મન થયું, પરતુ શુ બોલવુ તે નહિ સુઝવાથી ઉડો નિશ્વાસ નાખી ચુપચુપ બેસી રહી

થોડીક ક્ષણ લગી બન્નેય જણા આમ મૌન રહ્યા. ત્યાર બાદ ગાજવામાથી ઘડીઆળ કાઢી નરેન બોલી ઉઠયો -"હવે આઠ દશ મિનિટ જેટલો સમય છે, પછી હુ જઇશ"

મૃદુ સ્વરે વિજયાએ પ્રશ્ન કર્યો -"કલકત્તા જવા સારુ આ શુ એક્સ્પ્રેસ ટ્રેન છે કે ?" નરેને ઉભા થઇ માથા પર ટોપી મુકતા કહ્યુ:-"બીજી પણ એકાદ જાય છે ખરી, પરતુ તે કનાક દોઢ કનાક રહીને નીકળે છે, ચાલો, ત્યારે હવે નમસ્કાર ! રજા લઉ છુ" એમ કહી તે હાથમા લાગી લઇ, ત્વરિત ગતિથી ઘરમાથી બહાર નિકળી પડયો

# પ્રકરણ ૨૧

## કસોટી.

વિલાસ યથાસમય કચેરીમા આવી, પોતાના કામકાજથી પરવારી રહ્યા બાદ સીધો ઘેર જવા, ખાસ પ્રયોજન હોય, તો નોકર મારફત વિજયાનો અભિપ્રાય પુછાવતો, પરતુ પોતે જતો નહિ આમ એના વર્તનમા અનુતાપ તથા આહત અભિમાનની વેદનાથી ભિન્ન એવી ક્રોધની જ્વાળા પ્રકાશ પામતી નહિ તે લક્ષમા લઇ, વિજયાએ પોતાના ગુસ્સાનો ગુસ્સો પણ ઘણો ઘટાડી દીધો હતો જ્યારે વિજયાને પોતાના એ નાટકી ગુસ્સાનુ સ્મરણ થતુ, ત્યારે ત્યારે તે મનમા ને મનમા બહુ શરમાતી-તે સારી પેઠે સમજતી કે લોકોની દ્રષ્ટિએ આથી હુ ઘણી હલકી પડી છુ કુથલીખોર નવરા માણસોને વખત વીતાડવાનુ એક સાધન પૂરૂ પડી આવ્યુ છે, વિજયાના મનની સ્થિતિ આવી હતી, તે દરમ્યાન એક દિવસ પાછલા પહોરના સમયે કચેરીના પટાવાળાએ આવીને ઓચીંતા સમાચાર આપ્યા -"વિલાસ બાબુ, આપને મળવા ઇચ્છે છે"

વાત નવાઇ ઉપજાવે તેવી નવીન હતી વિજયા કાઇક લખાણુ કરી રહી હતી, તે લખતા લખતાજ બોલી ઉઠી–"એમને કહો કે ભલે આવે." તેમ છતા વિજયાનુ મન કાઇ કાઇ શકાઓથી ઝુલવા લાગ્યુ–પરતુ વિલાસ ત્યા આવી પહોચતા ત્હેણે ઉઠીને શાન્તભાવે નમસ્કાર કર્યા અને કહ્યુ કે, "પધારો" વિલાસે સ્થાનાપન્ન થતા કહ્યુ:–"કામના રોકાણુને લીધે આવી શકાયુ નથી, ત્હમારુ શરીર તો સારૂ છે ને ?"

વિજયાએ માથુ હલાવીને કહ્યુ –"હા"

"એજ ઓસડ ચાલે છે કે ?"

વિજયાએ આનો કશો જવાબ આપ્યા નહિ, પરતુ વિલાસે પણ પ્રશ્નની પુનરૂક્તિ કર્યા વગર બીજી વાતો કરવા માડી. તે બોલ્યો– "આવતી કાલે બ્રહ્મના વરસનો મુબારક દિવસ છે–મ્હારી ઇચ્છા એવી છે કે સ્હવારના પહોરમા બધાને એકત્ર કરી ઇશ્વર સ્મરણ કરવુ."

આ વખત એણે પોતાનો કકકો ખરો કરવા કશી જીદ નહિ કરવાથી વિજયાના મનપરનો ભાર ઘણો અશે ઓછો થઇ ગયો ત્હેણે ખુશી થતા જણાવ્યુ –"એ તો ઘણી સરસ વાત!"

વિલાસ બોલ્યો —" કેટલાક કારણોને લઇને મંદિરે જવાની ફાવટ આવી શકી નથી, ત્હમારી ઇચ્છા હોય, તો હુ ધારૂ છુ કે આ જગ્યાએજ–" વિજયાએ ઉત્સાહિત થઇ પોતાની સમ્મતિ દર્શાવતા કહ્યુ –" એમ હોય, તો આ મકાનને પુષ્પ, પત્ર, લતા પતાકાદિકથી શણુગાર્યુ હોય તો કેવુ ? આપની વાડીમા ફુલનો તોટો નથી માળીને વરદી આપી દેશો તો કાલ સ્હવારેજ, કેમ ? ત્હમારી શી સલાહ છે ?"

વિશેષ કોઇ પ્રકારની કુકા કર્યા વગર વિલાસે ઠડા પેટે કહ્યુ– "ઠીક, એમજ થશે ત્યારે, સઘળો બદોબસ્ત કરી દઇશુ"

થોડીકવાર મૌન રહી, વિજયા બોલી ઉઠી–" વારૂ, ત્યારે ખાવા પીવાની પણ વ્યવસ્થા બરાબર કરી દેજો, એટલે પછી—"

વિલાસે એ પ્રસ્તાવને અનુમોદન આપ્યુ અને ઇશ્વર સ્મરણ થઇ ગયા બાદ ખાવા પીવાનો બદોબસ્ત કરી દેવા ફરમાવ્યુ. થોડીક વાત કરીને વિલાસ ત્યા આગળથી વિદાય થતા વિજયાએ છુટકારાનો દમ ખેચ્યો ત્હેને લાગ્યુ કે વિલાસ પહેલા કરતા ઘણો સુધરી ગયો છે અપમાન અને અનુશોચનાના આઘાતથી ત્હેના કડક સ્વભાવમા અજબ પરિવર્ત્તન થએલુ જોઇ, વિજયાના મનમા વૃધ્ધ રાસવિહારીની

તે દિવસની વાતોનુ સ્મરણ તાજુ થયું. વિલાસવિહારી એને ખગ પ્રેમથી ચાહતો હતો એ વાત એના વર્ત્તન,વચન વલણ હાવભાવ ઈત્યાદી વગેરે પરથી સર્વથા સુસ્પષ્ટ થઇ ચુકી હતી, પરતુ સન્ધ્યા કાલિન ઘનઘોર અન્ધકારમા એકાન્ત વાસમા જ્યારે તેનો મનવિહીન પ્રાણ વ્યથાથી વ્યાકુલ વિહ્વલ બની રહેતો, તે સમય ભાવના સૃષ્ટિમા જેનુ મુર્તિમન્ત સ્વરુપ ખડુ થતુ તે વિલાસ નહિ પણ બીજીજ એક વ્યક્તિ હતી બપોરનો સમય જ્યારે કેવળ બોજા રુપ બનતા પુસ્તકમા ચિત્ત ચોટતુ નથી, શીવણ ભરત વગેરે નીરસ લાગે છે, આખી ઝાઝ જેવી વિશાળ વાડી જ્યારે સુર્યના પ્રચણ્ડ કિરણો વડે ધગધગી રહે છે, એવા સમયે શુન્ય આવાસમા ત્હેના હૃદય મન્દિરને વિષે જે પ્રતિમા ધીરે ધીરે મુર્તિ સ્વરૂપ ધારણ કરે છે, તેમા પણ વિલાસને માટે કોઇ ઠેકાણે સ્થાન હોતુ નથી એ જગ્યાનો ઇજારો ગખનાર વ્યક્તિની સસાર યાત્રના દુર્ગમ પથમા સહાય, વિલાસની તુલનામા સ્વલ્પ હોવા છતા, ત્હેના સ્મરણ માત્રથી વિજયાનો સમસ્ત દેહ-મન પ્રાણ ઇન્દ્રિયાદિક સહિત અપરિમિત આનન્દના આવેગથી ડોલી રહેતો વિલાસના ગયા બાદ, વિજયાના મનોભાવના વિષે કોઇ પ્રકારનો વ્યતિક્રમ થવા પામ્યો નહતો પરતુ વિલાસના દોષનો સવાલ ફરી હાથ પર લેતા આજે વિજયાએ પોતાની મેળેજ એને નિર્દોષ ઠરાવ્યો વિજયાની ખાતરી થઈ કે એનો સ્વભાવ ખરૂ જોતા પોતે પ્રથમ ધાર્યો હતો તેવો નીચ નથી. એણે જે ઉમળકાથી એને પોતાને ચાહી છે, તેજ એક માત્ર એનો ગુન્હો છે એ ગુન્હાથી તે લાછિત અને દડિત થયો છે, એ વાતનુ વારવાર સ્મરણ થતા કરૂણા મિશ્રિત મમતાથી એણે વિલાસને દોષમુક્ત ઠરાવ્યો સ્હવારે ઉઠતા વાર ને વિજયાના સાભળવામા આવ્યુ કે વિલાસ ઘણો વખત થયા પોતાના માણસોને લઇને ઘર શણગારવા મડી પડયો છે તરત હેઠળ આવી ત્હેણે લજવાતા લજવાતા વિલાસને કહ્યુ,-" મ્હને બોલાવવી તો હતી, ભલા માણસ!"

વિલાસ સ્નિગ્ધ સ્વરે બોલી ઉઠયો - ' કાંઇ જરૂર ન્હોતી ! '

વિજયાએ સહજ હસી પ્રસન્ન મુખે જવાબ દીધો -હુ એવી અભાગીયણ છુ કે કોઇ કામમા તમને મદદ કરી શકતી નથી ! કહો, ત્યારે હવે શુ કરવુ છે ? "

ઘણા દિવસે વિલાસે આજે હસીને પ્રત્યુત્તર આપ્યો -" તમે ફક્ત નજર રાખો, હમારૂ કામ બરાબર થાય છે કે નહિ તે કહેજો "

થોડીવાર રહીને વિજયાએ પ્રશ્ન કર્યો:-"ખાવા પીવાનો બન્દોબસ્ત પણ કર્યો !" વિલાસે કહ્યું -" બધું ઠીકઠાક છે-કશી ચિન્તા જેવું નથી."

આઠેક વાગતાના સુમારે બધી વ્યવસ્થા સંપૂર્ણ થઇ ગઇ તે દરમ્યાન વિજયા ઘણીવાર ત્યા આવજા કર્યા કરી તપાસ રાખતી, ને વિલાસની સલાહ લેતી વાતચીતમા પણ એવો ભાસ થતો કે જાણે ઉભયના વિરોધની ગ્લાનિ ઘણે અંશે ધટી ગઇ હોય." વિજયાએ હસીને કહ્યું -" આપની એક ભુલ રહી જાય છે, હો ! વિલાસ બોલ્યો -" તે વળી શું છે ?"

વિજયાએ જણાવ્યું -' આપણે તો બધુ મળીને ચાર પાંચ જણા છીએ, અને રસોઇ તો લગભગ વીસ માણસની થાય છે !"

વિલાસ બોલ્યો -" તે ખરૂ છે પિતાજીએ એમના કાઇ કાઇ મિત્રોને નીમન્ત્ર્યા છે પણ તે માહેના કોણ કોણ આવવાના છે, તેની મને ખબર નથી."

વિજયાએ આશ્ચર્યચકિત થઈ પુછ્યુ -" ત્યારે મ્હને કેમ એમણે એ સંબંધી કાઇ વાત કરી નહિ ?"

વિલાસે પોતે પણ વિસ્મય પામીને સામો પ્રશ્ન કર્યો-'અહિંથી મ્હારા ગયા પછી પિતાજીએ આપને ચીઠ્ઠી લખી હતીને વળી ! ?"

"ના, મ્હને મળી નથી"

વિલાસે ગાભરા થઇને જણાવ્યુ -"એમણે તો સ્પષ્ટ એમજ કહ્યું હતુ,,

વિજયાએ પૂછ્યુ -"શું કહ્યુ હતુ ?",

થોડીકવાર શાન્ત રહ્યા બાદ વિલાસ કહેવા લાગ્યો -"ત્યારે તો સાભળવામા મ્હારી ભુલ થઇ હશે ચીઠ્ઠી લખવાનુ કહેવા છતાએ પોતેજ ભુલી ગયા હશે"

વિજયાએ કાઇ પણ પ્રશ્ન કર્યો નહિ, પરંતુ ત્હેના મનમા રહેલી પ્રસન્નતા રુપી જ્યોત્સના જાણે મેઘવડે આચ્છાદિત થઇ ગઈ હોય, એવુ ત્હેણે અનુભવ્યુ

અરધા કલાક પછી રાસવિહારી જાતે ત્યા આગળ આવી પહોચ્યો, અને નવેક વાગતાને સુમારે ત્હેનુ નિમંત્રિત મિત્રમંડળ આવવા લાગ્યું. એ સઘળા બ્રહ્મ સમાજી નહિ હોવા છતા એના આગ્રહને માન આપીને આવ્યા હતા. અતિથિ વર્ગનો આદર સત્કાર કરી, રાસવિહારીએ વિજયાને તેઓનો પરિચય કરાવ્યો અને તેમ કરતાં નજદીકના ભવિષ્યમા વિજયાની સાથે થનારા પોતાના ઘનિષ્ટ સંબંધનુંયે સુચન કરી દીધુ વિજયાએ અસ્ફુટ કંઠે અભ્યર્થના કરીને તે સર્વને

સ્થાનાપન્ન થવા અનુરોધ કર્યો. આમ પ્રચલિત શિષ્ટતાની પ્રવૃત્તિ કાનો આરમ્ભ થઇ રહ્યો હતો. તે દરમ્યાન સામેથી દયાળભાઇ આવતા દેખાયા, પરન્તુ તે એકલા ન્હોતા. એક અપરિચિત તરૂણી એમની સમાથે હતી યુવતી દેખાવડી હોઇ વયમા વિજયાના કરતા તે કાંઇક મોટી હતી દયાળભાઇએ પોતાની ભગિની તરીકે એનો પરિચય કરાવ્યો. ત્હેનુ નામ હતુ નલિની કલકત્તા કોલેજમા તે મા એ નો અભ્યાસ કરતી હતી ગરમીની રજા હજી પડી ન્હોતી, પરન્તુ મામીની માંદગીમા માવજત કરવા સારૂ આવી પહોચી હતી, અને મે ટેશન એ ત્યાજ ગાળવાની હતી વિજયાએ નલિનીને કલ- કત્તામા અગાઉ કદી જોઇ નહોતી, એમ નહતુ, પરન્તુ એની સાથે વાર્તાલાપનો પ્રસગ કદી મળ્યો નહતો તેમ છતા આજે આટલા પરિચિત અને અપરિચિત પુરૂષ મડળમા એને મન નલિનીજ એકજ અન્તરગ થઇ પડી પોતાના એક હાથ લબાવીને વિજયા એને ઘરમા લઇ ગઇ, અને પાસે બેસાડીને એની સાથે સુખ દુ ખની વાતો કરવા મડી

ઉપાસના સાડા નવને સુમારે શરૂ થવાની હતી પધારેલા સજ્જનો ઓટલા પર વાર્તાલાપ કરતા ઉભા થઇ રહ્યા હતા એવામા રાસવિહારીનો ભુગળ જેવો અવાજ ઘરમાથી સભળાવા લાગ્યો અત્યન્ત આદર સહિત તે કોઇને કહેતો હતો — 'આવો, ભાઇ ! આવો, ત્હમારી તો ખાસ જરૂર છે ત્હમે વળી આમ વખત કાઢીને આવી શકશો એવી હમને આશાજ ન્હોતી.'

આવી સન્માન ભરી સરભરા કોની થાય છે, તે જાણવાને ઉંચે નજર કરતા વિજયાએ નરેન્દ્રને દીઠો પરન્તુ એ વાતજ ત્હેને એટલી અસભવિત લાગી કે ત્હેને મન હચુપચુ થવા લાગ્યુ કે એ નરેન્દ્ર હશે કે કોઇ બીજોજ નલિનીએ પણ કુતૂહલને વશ થઇ ઉંચે જોયુ અને એકદમ બોલી ઉઠી —"નરેન્દ્રબાબુ !"

રાસવિહારીના નિમન્ત્રણને માન આપીને નરેન્દ્ર આ સ્થળે આવી પહોચ્યો હતો ઘટના માન્યામા ના આવે એવી અદ્દભુત હતી રાસવિહારી પોતાના પુત્રને તથા નરેન્દ્રને લઇને ત્યા આગળ આવ્યો મૃદુ શાન્ત, ગભીર સ્વરે એ બન્ને યુવકોને સબોધીને કહેવા લાગ્યો"- ત્હમારા પિતાના સબધથી ત્હમે બન્ને જણા ભાઇઓ છો વનમાળી ગયો જગદીશ ગયો, મ્હને પણ તેડુ મળી ચૂકયુ છે. હમારા ત્રણેને દેહ સિવાય પરસ્પર બીજી કોઇ વાતે જુદાઇ ન્હોતી આજે નવ વર્ષના આ શુભ અવસરે મ્હારી ત્હમને બન્નેને આટલીજ શીખામણ

છે કે ત્હમારી ગૃહ-વિચ્છેદની કટુતાથી આ ડોસાને આખર વખતે આધારા ઉવેખાવશો નહિ એટલું બોલતાં બોલતામાં તો ડોસાનો સાદ ગળગળો થઇ ગયો નરેનથી હવે વધુ વખત સહન કરી શકાય તેમ નહોતું ત્હેણે અગ્રેસર થઇ, વિલાસનો હાથ પોતાના હાથમાં લઇ લીધો અને આવેગ સહિત કહ્યું-"વિલાસ બાનુ ! મ્હારા સઘળા અપરાધ આપ માફ કરજો, હું ક્ષમા યાચું છુ,"

પ્રત્યુત્તરમા વિલાસે ત્હેનો હાથ છોડી દઇ, ગાઢ આલિંગન દઇને કહ્યું-"અપરાધ તો મ્હે કર્યા છે, નરેન! મ્હનેજ ત્હમારે ક્ષમા અક્ષવાની છે"

વૃદ્ધ રાસવિહારી આંખો મીચી કંપિત સ્વરે બોલી ઉઠયો-"હે સર્વ શક્તિમાન પરમપિતા પરમેશ્વર ! આ કરૂણા કરવા બદલ આપના શ્રી પાદ પદમને વીષે કોટિ કોટિ નમસ્કાર હોજો !" એમ કહી ચાદર વતી આંખોના ખુણા લુછી નાખીને કહેવા લાગ્યો:-"આજનાં આ શુભ મુહુર્તે ત્હમારા જીવન અક્ષય થજો!" રાસવિહારી ગંભીર મુખમુદ્રા સહિત સ્થાનાપન્ન થયો એનુ હૃદય આજે એવા અનિર્વચનીય ઉમળકાથી ઉભરાતુ હતુ કે હવે એનાથી વધૂ બોલાવુ અશકય હતુ ત્યારબાદ દયાળ પોતાની સફેદ દાઢી પંપાળતો ઉભો થઇ ભગવત્ ઉપાસનાના પ્રારંભમા ભુમિકા કરતા બાલ્યો-"જયા આગળ વિરોધી હૃદયો સંમિલિત થાય છે, ત્યા પ્રભુના પયરાઇ રહે છે આજે આ સ્થળે પરમપિતાના આવિર્ભાવ સબંધી આશંકા અસ્થાને છે"

પછી એણે નુતન વર્ષનુ મંગલ સુચવવા આશરે પંદરેક મીનીટ લગી સુંદર ઉપાસના કરી આન્તરિક શ્રદ્ધા ભકિત ભર્યા ત્હેના એ પ્રવચનોથી શ્રોતૃવર્ગના હૃદયપર કાંઇક અપૂર્વ પ્રભાવ પડયો સઘળાની આંખોમા પાણી ભરાઇ આવ્યા પરંતુ વિજયાના ભાવો નિગુઢ હતા. પાષાણની પ્રતિમાની જેમ કયા સુધી તે સ્થિર બેસી રહી

સભામા જયારે દયાળના ભકિત ગદ્‌ગદ્‌ ધ્વનીનો સર્વત્ર પડઘો પડી રહયો હતો, એવા સમયે રાસવિહારીએ ઉભા થઇ, મર્મસ્પર્શી સ્વરે જણાવ્યુ-"દયાળબાબુના મહા વાકયમા કેટલુ સત્ય સમાએલુ છે તેની આજે કસોટી થઇ છે સંમિલિત હૃદયના સન્ધિ સ્થળમા પ્રભુના કેવી પ્રકાશી રહેતી હશે, તેની પ્રત્યક્ષ પ્રતીતિ આજે મ્હારા અન્તરના ઉંડાણમાથી થઇ છે, અને મ્હારૂં જીવન ચિરકાલને માટે ધન્ય બન્યુ છે." એમ કહી ત્હેણે આગળ વધી, દયાળને છાતી સરસા ચાંપીને કહેવા માંડ્યુ.-"દયાળબાબુ ! આ આપનાજ પુણ્યોધનો પ્રભાવ

છે !" દયાળની આંખોમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં, પરંતુ તે કાંઇ પણ નહિ બોલી શકવાથી શાન્ત ઉભો થઇ રહ્યો.

ત્યારપછી સમારોપ કરતા રાસવિહારીએ ત્યાં એકત્રિત થએલા સભ્ય વર્ગને ઉદ્દેશીને કહ્યું –"હવે એક બાબતમાં મ્હારે આપના આશીર્વાદ ની અનિવાર્ય અપેક્ષા રહે છે. વનમાળી જીવતો હોત, તો એ ફરજ આજે મ્હારે બજાવવી પડત નહિ પરંતુ અત્યારે તો વર-કન્યા, ઉભય-માતા પિતા તથા વાલી તરીકેની જોખમદારી મ્હારા ઉપર નિર્ભર છે આવતા માસના છેલ્લા અઠવાડીયામાં પૂર્ણિમાને દિવસે લગ્નનું શુભ મુહૂર્ત ગણવામાં આવ્યું છે

આપ હવે આપો આશીર્વાદ કે એ શુભ કર્મ નિર્વિઘ્ને સમાપ્ત થઇ જાય" એમ કહી ખીસામાંથી એક પેકેટ કાઢી હેણે દયાળના હાથમાં આપ્યું પેકેટમાંથી સોનાની બે બંગડીઓ કાઢી, વિજયાની પાસે જઇ, હાથ લબાવી દયાળભાઇ કહેવા લાગ્યા –"શુભ કર્મના સૂચનના કાયમના વાકયથી તમારૂં કલ્યાણ ઇચ્છું છું, જોઉં તમારા બેઉ હાથ ?"

પરંતુ નીચું ઘાલીને પુતળીની જેમ બેની રહેલી આ રમણીએ કશોય પ્રત્યુત્તર દીધો નહિ–દયાળભાઇએ પ્રાર્થનાનું પુનરાવર્તન કર્યું છતાએ તે તો તેવીજ સ્થિર બેસી રહી–નલિની નિકટમાંજ હતી, હેણે મામાના એ સંકટો લક્ષમાં લઇ, હસતા હસતા વિજયાના હાથ ઝાલી રાખ્યા અને દયાળે આશીર્વાદના સુવર્ણ વલય સમજીને એ મૂર્છિતપ્રાય નિરૂપાય અબળાના અવશ હાથોને વીષે અત્યાચારની હાથકડીઓ પહેરાવી દીધી

પરંતુ કોને ખબર હતી એ ભેદ રહસ્યની ' એથી ઉલટું એ પરિસ્થિતિને મધુર લજ્જા કલ્પીને સ્વાભાવિક તેમજ સુસંગત ગણી લઇ સઘળાં રાજી થયા અને શુભાશિષના મંગલ ધ્વનિથી વધાવી લેવા લાગ્યા,

ખાવાનું કામ સમાપ્ત થતા એક પછી એક એમ સહુ વિદાય ગીરી લેવા લાગ્યા વિજયાએ આત્મ-સંયમ રાખી અતિથિ વર્ગનું યોગ્ય સન્માન કરી સભ્યતાના શિષ્ટાચારની મર્યાદા જાળવી, રાસવિહારી પણ મ્હોમાં લવીંગ નાખીને કહેવા લાગ્યો —"બેટા,! હવે હું પણ જઇશ" એમ કહી આશીર્વાદ આપી એ પણ ધીરે રહીને ત્યાં આગળથી ચાલતો થયો

સઘળાજ ચાલ્યા ગયા હતા વિજયા અને નલિનીજ એકલા ઓટલા પર ઉભા ઉભા વાર્તાલાપ કરી રહ્યા હતા. વિજયાએ કહ્યું —

"આપની સાથે વાર્તાલાપ થવાથી મ્હને જે આનંદ થાય છે, તેનુ વર્ણન થઇ શકે તેમ નથી, અહિ આવી છુ ત્યારથી એકલવાયી પડી ગઇ હતી–એવું કોઇ કરતા કોઇ નથી કે જેને સુખ દુખની બે વાતો કહેવાય આપની ઇચ્છા હોય ત્યારે સમય કાઢીને આવતા રહેશો.' નલિનીએ સહર્ષ પોતાની સંમતિ દર્શાવી ત્યારે વિજયા બોલી ઉઠી:—"મ્હને પોતાને પણ આપના મામીને જોવા આવવાનુ મન છે, પણ અત્યારે દયાળમામુ કચેરીમા ગયા હશે, લાવ એમને બોલાવી મગાવુ, એમ કહી ત્હેમને બોલાવી લાવવાની ખટપટ કરવા જતા અટકાવી નલિનીએ કહ્યુ—"એતો અત્યારે ઘેર આવવાના નથી. સાંજના પ્હોરના આવશે"

વિજયાએ લજ્જીત થઇ કહ્યુ—"અરે મ્હારા ભાઇ! મ્હને અગાઉથી વાત કરવી હતીને? હુ દરવાનને મોકલી બોલાવી મગાવત"

નલિનીએ પ્રત્યુત્તર વાળ્યો–"ના, દરવાનનીયે જરૂર નથી, નરેન્દ્ર બાબુનીજ ફકત રાહ જોઉં છુ એમના મામાને મળવા ગયા છે, તે ત્યાથી હમણા આવી પહોચશે" વિજયાએ આશ્ચર્ય ચકિત થઇ પૂછ્યુ—"આપની સાથે પણ એમને પરિચય છે કે શુ? અરે વાહ! મ્હને તો એ વાતની કાઇ ખબરજ નથીને!"

નલિની બોલી—"પરિચય કોઇ વાતનો નથી. મામાના કહેવાથી પરમ દિવસેજ ફકત સ્ટેશન પર મ્હને તેડવા આવ્યા હતા. આજે પણ એમની સગાયેજ અહિ આવી છુ"

વિજયાએ કહ્યુ—એમ કે?"

નલિની બોલી—"હા, પણ કેવા ચમત્કારિક માણસ જણાય છે! બે દિવસમા જાણે કેટલા બધા હળી ગયા છે! અત્યારે એ હવે અમારે ત્યા સ્નાન આહાર કરીને સાંજરે કલકત્તા જવાના છે મ્હારા મામી પણ એમને પેટના છોકરાની જેમ ચાહે છે."

વિજયાએ રોકુ મુખ્ખુ ળીને કહ્યુ–"હા, જણાય છે તો ચમત્કારીક માણસ!"

નલિની કહેવા લાગી–"એના હૃદયને વિષે મનોમાલિન્યને સ્થાન નથી એના જેવી સચ્ચાઇ–સજુકાઇની કહેને કયાંઇ ઝાખી થઇ નથી આપણા સમાજના બધાય એના જેવા થવાની ચેષ્ટા કરે તો કેવુ સારૂ!"

આટલેથી નરેન્દ્રજ હાથમા ટોપી લઇ દ્રુતવેગે એ લોકોના તરફ આવતો જણાયો વિજયાએ નલિનીનુ એ દિશામા ધ્યાન ખેચતા જણાવ્યુ–"જુઓ! એજ અહિ આવતા હોય એમ લાગે છેને!"

નરેન્દ્રે પાસે આવી વિજ્યાને લક્ષ્ય કરીને કહ્યુ –"ઓહો ! આ તો હમારા બન્ને વચ્ચે પણ કાઇ દિવ્ય સ્નેહ બધાઇ ગયો છે ને ! નુતન વર્ષનો આ પ્રથમ દિવસ તો આજે જીવનના સુપ્રભાત સમોજ નીવડયો છે ! સ્હવારના પ્હોરમાજ તેનો ચમત્કાર અનુભવ્યો–તે જોતા લાગે છે કે આખું વરસ સરસ નીવડવાનુ પણ, આપ કેમ આવા મુઝાઇ ગએલા દીસો છો, તે કાંઈ કહેશો ?"

વિજયા છછણી પડી –"એક દિવસમા આ સવાલ કેટલીવાર પુછ્યા કરશો ?"

નરેન્દ્રે હસીને કહ્યુ –"એકવાર પૂછી ગયો હતો, કેમ ? હશે, માફ, પૂછ્યુ હશે, પણ એમા મિજાજ ખોવા જેવુ શુ છે, તે કાઇ કહેશો ખરાંને ? વગર લેવે દેવે ચ્હીડાવાની કળા બહુ ભારે છે આપની પાસે"

ગમે તેમ પોતાનુ હસવુ ખાળી વિજયાએ કૃત્રિમ ગાભીર્ય ધારણ કરીને પ્રત્યુતર વાળ્યો –"એ બાબતમા બધાય કાઇ આપના જેવા નિર્દોષ ઠરી શકે કે ? તોપણ જુઓને કાલિપદના જેવા નિંદાખોરોનો પણ કયા ટોટો છે કે જેઓ આપના જેવા સાધુપુરૂષને સુદ્ધા બદનામ કર્યા વિના રહેતા નથી ?"

કાલિપદનુ નામ સાભળીને નરેન્દ્રે ખડખડાટ હસી પડયો. ત્યારબાદ કહેવા લાગ્યો –"આપ તો કાઇ ગજબ ગુમાની જણાઓ છો ! સઘળા નીજ તળીયાઝાટક ખબર લઇ નાખો છો–કોઇનેજ માફ કરી શકતા નથી ! પણ એવા નિન્દાખોરો કોણ છે, તેનો કાઇ ખુલાસો કરશો ? કાલિપદ અને હમે પોતેજ કે ?"

વિજયાએ ડોકુ ધુણાવીને કહ્યુ –"સ્ટેશનપર હમે જોયા હતા તે લોકો સુદ્ધા"

નરેન બોલ્યો –"અને ?"

વિજયાએ કહ્યુ –"અને જેઓએ સાભળ્યુ છે તેઓ પણ."

નરેન બોલ્યો –"ત્યારે તો મ્હારે વિષે આખી આલમનો એજ મત છે, કેમ ?"

વિજયાએ પહેલાના જેવુજ ગાભીર્ય રાખીને જવાબ દીધો –"હા, હમારા બધાયનો એવોજ મત છે'

નરેન બોલ્યો –"ત્યારે તો હમને બધાયને ધન્યવાદ ઘટે છે હવે હમારા પોતાના સબધમા એ બધાનો શો અભિપ્રાય છે, તેજ કહોની." એમ કહી હસવા લાગ્યો પલકવારમા વિજયાના મુખ પ્રદેશ

પર રતાશ છવાઇ રહી પરન્તુ તરતજ ત્હેણે હસીને જણાવ્યું—"પોતાનાં વખાણ પોતે જાતે કરવા નહિ—આત્મશ્લાઘા પાપ સમાન છે મ્હારા વિષેનો અભિપ્રાય આપજ પ્રદર્શિત કરી શકો તેમ છો. પરન્તુ અત્યારે જવા દો, હવે સ્નાન ભોજન થઇ ગયા પછી એ કામ આ જગોએ સોપશો, તોયે ઠીક થઇ પડશે" એમ કહી નલિનીના તરફ જોઇ રહી.

નલિની બોલી ઉઠી'—"પણ મામી મ્હારી વાટ જોઇ રહ્યા હશે, હો!"

વિજયાએ કહ્યુ—"હુ હમણાજ માણસ મોકલીને ખબર આપુ છુ"

નલિની આકળી ગાભરી બનીને કહેવા લાગી—"મ્હારે જવુ જ પડવાનુ—મામી માંદા છે, અને બપોરના વખતે એમની પાસે કોઇ નહિ હોય, તે નહિ પરવડે"

વાત સાચી હોવાથી વિજયાએ કોઇ પ્રકારનો દુરાગ્રહ દર્શાવ્યો નહિ પરન્તુ એના મુખપરનો ફેરફાર જોઇ, નલિની બોલી ઉઠ્યો—"પરન્તુ આપ આ જગ્યાએજ સ્નાન આહાર કરજો, નરેનબાબુ, હુ જઇને મામીને ખબર કરીશ માત્ર જતા પહેલા એકવાર એમને જોઇ જજો, એટલે થયુ "મ્હને શુ એવો અકૃતજ્ઞ નરાધમ, સમજો છો કે હુ ત્હમને આવા સખ્ત તાપમા એકલા મુકી દઇ શકુ?" એમ કહી સ્મિત હાસ્ય કરીને વિજયા સામુ જોઇને કહેવા લાગ્યો—"આપને ત્યા એક દિવસ તો ધરાઇને જમવાનુ મળવાનુ છે—તે દિવસે સ્હવારના વહેલો આવીને આજનો ખગ વાળી આપીશ ચાલો, ત્યારે નમસ્કાર!" નલિનીને કહ્યુ—"હવે વાર નથી, ચાલો" એમ કહી હાથ માહેની ટોપી માથાપર મુકી દીધી

નલિની પાસે આવી પહોચી, પરન્તુ બીજા એક જણની અવસ્થા જગન્નાથની મુર્તિ જેવી થઈ ગઇ હતી આખ્યો નિરતેજ થઇ ગઇ પરન્તુ આ બેમાથી એકનું ત્હેના તરફ ધ્યાન નહતુ નહિતર નરેન્દ્ર આ પ્રમાણે હસતા હસતા બોલવાનુ સાહસ કરત નહિ:—"વારૂ એક કામ તો કરશોને? જે વસ્તુ શરૂઆતથીજ આટલા બધા દુખનુ મુળ હોઇ જેને લઇને મ્હારી આવડી અખ્યાતિ થઇ છે, તે વસ્તુ મ્હને આજના આનદના અવસરે બક્ષીસ-તરીકે પાછી આપો તો કેવું? કાલ પરમ હુ ત્હમને બસો રૂપિયા મોકલી આપીશ.' એમ કહી, તે હસવાની ચેષ્ટા કરવા લાગ્યો, પરન્તુ પ્રોત્સાહન નહિ મળતા પાછો પડ્યો અને વળી રોકડો કડક જવાબ મળ્યો તે તો જુદોજ—વિજયાએ કહ્યું—"પૈસા લઇને આપવાના ને હુ બક્ષીસ આપવામા સમજતી નથી.

એ તો વેચાણુ કર્યા બરાબર છે એવી બક્ષીસ આપવાથી કદાચ આત્મ પ્રસાદ પ્રાપ્ત થતો હશે, પરન્તુ મ્હને મળેલું શિક્ષણ જુદા પ્રકારનુ છે તેથીજ આજે આનંદના દિવસે વેચવાની ઇચ્છા કરતી નથી"

એની કરડાકીભરી આ મર્મવાણીથી નરેન્દ્ર સ્તંભિત થઇ ગયો થોડીકવાર એના મુખ સામું એકીટસે તાકી રહયો. ત્યારબાદ અત્યન્ત વ્યથાભેર કહેવા લાગ્યો –"મ્હારી હીનદીન અવસ્થાનુ મ્હને વિસ્મરણ થયુ નથી. તેમજ તેના પર ઢાકપીછોડો કરવાનીયે હુ ચેષ્ટા કરતો નથી કે જેટલા ખાતર મ્હને યાદ દેવડાવવાની આપને તસ્દી લેવી પડે." નલિનીના તરફ આંગળી કરીને બોલી ઉઠયો-"એમને પણ મ્હે સઘળો ઇતિહાસ વર્ણવ્યો છે પિતાજી મહા દુ:ખ પામીને મુઆ છે. એમના મરણ પછી એમની સઘીય મીલકત વેચાઇ ગઇ છે બક્ષીસ આપવાની વાત કરી નથી વારૂ, કહો જોઇએ આ વાત શું તમને નથી કહી ?"

નલિનીએ લજ્જાભેર ટાપસી પૂરતા કહયુ –"હા" વિજયાનુ મુખ વેદના, લજ્જા અને ક્ષોભથી વિવર્ણ થઇ ગયુ બન્નેયના સામું વિક્ષિપ્ત નેત્રોથી તે માત્ર આભી બનીને જોઇ રહી

ત્હેની આ વેદનાને નિવારવાના હેતુથી નરેન્દ્રે વિષણ્ણવદને કહયુ – "મ્હારા કથનથી આપને મનક્ષોભ થયો છે, તે ખાતર દીલગીર છુ આપની સમાન કહાનો થવા ચાહુ છુ એમ જો સમજ્યા હો, તો એ મ્હારા નિષ્ઠાશુન્ય સ્વભાવનો દોષ છે પરન્તુ જવા દો એ વાત– કાઇપણ અપમાન થયુ હોય મ્હારા હાથે તો તે બદલ આપ માફી બક્ષશો" એમ કહી તે ત્યા આગળથી ચાલતો થયો

## પ્રકરણ ૨૨.

આખે રસ્તે એ બન્ને જણા વચ્ચે માત્ર આટલી વાતચીત થઇ નલિનીએ પ્રશ્ન કર્યો –"બક્ષિસ આપવાની કાઇ વાત કરતા હતાને ?" નરેન્દ્રે કલાન્ત કંઠે જણાવ્યુ –" બીજે કોઇ પ્રસંગે એ વાત કહીશ"

તેજ વાસના પૂલનજીક આવી પહોચતા, નરેન્દ્રે એકાએક ખચકાઇને ઉભા થઇ રહેતા કહયુ –" આજે મ્હને માફ કરવું પડશે–હું હવે પાછો ફરીશ" પરન્તુ નલિનીને આશ્ચર્ય સાગરમા ડૂબી ગએલી

જોઇને પાછો કહેવા લાગ્યો–" મ્હારા હાથે કેટલી હદ સુધી અન્યાય થાય છે, તે હું સમજુ છું તોયે આપને દરગુજર કરવું પડશે મ્હારાથી આજે કોઇ પ્રકારે આવી શકાય તેમ છે નહિ આપના મામીને મ્હારા તરફથી કહેજો કે એકાદ દિવસ હું આવી જઇશ."

એના નિશ્ચયના આવા આકસ્મિક પરિવર્તનથી નલિની જેટલી અજાયબ થઇ, તેના કરતાયે એના કંઠસ્વર અને મુખમુદ્રાથી વધારે ગભરી બની ગઇ ને તેથી વધુ કાંઇપણ લપ્પન છપ્પન કર્યા વગર, ત્હેણે આટલુંજ કહ્યું–" ત્યારે આમ ભોજન કર્યા વગરજ જશો? હવે પાછા કયારે આવી શકશો?"

" પરમ દિવસે આવી પહોંચીશ," એમ કહી નરેન ઉતાવળે પગે સ્ટેશન તરફ ઉપડ્યો

ભાગ્યેજ એકાદ બે ખેતર ઓળંગ્યા હશે, એવામાં આઘેથી એક છોકરો ત્હેના તરફ ધસ્યો ધસ્યો આવતો જણાયો પાસે આવતાં ત્હેણે હાથ ઉંચા કરી નરેનને થોભવાની ઇશારત કરી, એટલે નરેન્દ્ર ઉભો થઇ રહ્યો થોડીવારમાં પરેશ પાસે આવીને ઉભો રહ્યો અને હાંફતો હાંફતો કહેવા લાગ્યો–" બા સાહેબ બોલાવે છે આપને, ચાલો "

" મ્હને ? "

હા, ચાલોને

ક્ષણભર સ્થિર ઉભા થઇ રહ્યા બાદ સવિસ્મયસ્વરે નરેન બોલી ઉઠ્યો–" ત્હારી સમજ ફેર થતી હશે, મ્હને નહિ કહ્યું હોય "

જુસ્સાભેર ડોકું ધુણાવીને પરેશ બોલ્યો–' અરે હા ત્હમને નહિ તો બીજા કોને? સાહેબ જેવી ટોપી ત્હમારાજ માથા ઉપર રહે છે ને? ચાલો!'

થોડીવાર મૌન રહી, નરેને પ્રશ્ન કર્યો–ત્હારા બા સાહેબે ત્હને શું કહ્યું હતું!

પરેશે કહ્યું — બા સાહેબ બોલ્યા કે જા પેલા સાહેબ જેવી ટોપી પહેરે છે તે ગયા નહિ બોલાવી લાવ હમણાંજ એ સામું અહીંથી ગયા છે માટે જલદી જા અને તેડી લાવ હું ત્હને સરસ ભમરડો અપાવીશ "

ભમરડાની લાલચનો માર્યો એ છોકરો તડક તીર ઇંજન સમા વેગે દોડી આવ્યો હતો તે હવે નરેનને સાથે લીધા વગર જાય તેમ નહતુ. એ વાત નરેન તરત ચેતી ગયો. પહેલા તો એને ભમરડાના પૈસા આપીને વિદાય કરવાનુ નરેનને મન થયું, પરન્તુ તરતજ

પાછું મન અધીરું થઇ અકળાવા લાગ્યું. મ્હને આમ તાબડતોબ બોલાવવાનું કાંઇક ખાસ કારણ હોવું જોઇએ, એમ એને લાગ્યું. આમ કુતૂહલ અને કર્તવ્ય-ભાન વચ્ચે ત્હેનું મન અસ્થિર થઇ ઝોલાં ખાવા લાગ્યુ. છેવટે વિજયાના મકાન તરફજ પગલા મંડાવા લાગ્યા. દિવાનખાનામા પ્રવેશતા બારને વિજયા સામે આવીને ઉભી રહી. આર્દ્ર ઉત્સુક નયનોથી નરેનના પ્રત્યે દૃષ્ટિપાત કરીને તીક્ષ્ણ કંઠે બોલી ઉઠી—"ઓહો કાંઇ જમ્યા ખાધા વગરજ ચાલ્યા જાઓ છો ને? વગર લેવે દેવેજ હુ તો મિજાસ ખોઉ છુ અને ટંટાપટાટ કરીને તમને ટંટકાવુ છુ કેમ? અને તમે પોતે-?"

વિસ્મય વિહ્વલ થઇ નરેન બોલી ઉઠયો—"વાત શી કરો છો? આ બધુ તમને કોણે અને કયારે કહ્યુ તે કાંઇ કહેશો?"

ધ્રુજતા સાદે વિજયાએ જણાવ્યુ—"એ બધુ કહેનારા કોણ તે આપ સાહેબજ છો-બીજુ' કોઇ નહિ, સમજ્યા? નલિનીના દેખતા મ્હારૂ અપમાન શુ કામ કર્યું? મ્હારૂજ અપમાન કર્યુ, અને હવે, મ્હને સજા કરવાની મજા પડે તેટલા માટે ભુખને મજા ઉપરાંત સજા આપી દીધી છે, કેમ? મ્હે તમારૂં એવુ શુ બગાડયુ?" એટલુ કહેતા કહેતામા તો ત્હેની આખોમા ઝગઝગીયા ભરાઈ આવ્યા નરેન એવો તો ધીલવાઇ ગયો કે એની જીભ જાણે તાળવે ચોટી. એ આમ બરફની જેમ ઠરી ગયો હતો, તે દરમ્યાન નોકરે આવીને જણાવ્યુ કે "નાહવાનુ પાણી કાઢી રાખ્યુ છે" વિજયાએ હળવે રહીને કહ્યું— "હવે રસળાટ કરશો નહિ, પધારો," સ્નાન કરી રહીને નરેન્દ્ર જમવા બેઠો હાથમા એક પખો લઇ, વિજયા ત્હેની સમીપમા જ આવીને બેઠી એને પખો નાખતી જોઇ, નરેને સકોચ પામીને કહ્યુ— ' પવન નાખવાની જરૂર નથી, નકામા તસ્દી લેશો નહિ, "

વિજયાએ મૃદુ હાસ્ય કરીને કહ્યુ—" આપને જરૂર નહિ હોય, પણ મ્હને છે પિતાજી કહેતા હતા કે બૈરા માણસે ખાલી હાથે કદી બેસવુ નહિ "

નરેને પ્રશ્ન કર્યો:-" તમે હજી જમ્યા પણ નહિ હો, "

વિજયા બોલી—ના પુરૂષવર્ગના જમ્યા વગર હમારાથી જમાય નહિ "

નરેન ખુશી થતો કહેવા લાગ્યો—" વાહ! આતો બ્રાહ્મ હોવા છતાંય તમારા આચાર-વ્યવહાર બધા હમારા જેવાજ જણાય છે ને શુ?"

અનેક બ્રહ્મ સમાજીસ્ટોને ત્યા એથી ઉલટીજ પ્રથા છે. વિજયાના

ફિતાએજ એ આચાર આગ્રહપૂર્વક જાળવી રાખ્યો હતો. તેમ છતાં વિજયા બોલી ઉઠી.-" એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઇ નથી, હમે કાંઇ વિલાયતમાંથી અહિ આવી વસ્યા નથી. તેમજ સામાજીક પુનર્વિધાન કરવાને, પારસી, અંગ્રેજ વગેરે કોમોની હમારે સંસ્કૃતિ ઉછીની લેવી પડતી નથી."

ચાકર દરવાજા આગળ ઉભો રહીને કહેવા લાગ્યો-' મા ! સરકાર મહાશય હિસાબનાં ચોપડા લઇને નીચે ઉભા થઇ રહ્યા છે અત્યારે એમને જતા રહેવા કહું ? "

વિજયાએ ડોકું ધૂણાવીને કહ્યુ -' આજે ફુરસદ નથી મ્હને, એને કહો કે કાલે આવે. "

નોકરના જતા રહ્યા બાદ, વિજયાના મુખ સામું જોઇને નરેન બોલી ઉઠયો -" મ્હને સહુથી વધારે આનંદ થાય છે તે આથીજ. "

" શેનાથી ? "

" આપના નોકરના આ સંબોધનથી " એમ કહી ટીખળ કરતા કહેવા લાગ્યો -આપ બ્રાહ્મ મહિલા છો, સુશિક્ષિત છો અને વળી ગર્ભશ્રીમંત છો આપના જેવાજ સુધરેલા કુટુંબોમાં ચિકિત્સા નિમિત્ત મ્હારે આજકાલ ફરવાનુ થાય છે. ત્યા આગળ નોકરવર્ગની પાસે સુધરેલ શાહીની શેઠાણીઓ "મેમ સાહેબ" કહેવડાવે છે. મડમ બન્યાથી તેઓને મન જાણે માન ઇજ્જત વધી જતા હશે. ! પરતુ ખરૂ જોતાં હિંદુ મટીને મેમ સાહેબ બનવાની લાલસા રાખ્યાથી તો 'માન' નો નકાર વાળુ થઇ જતું હોવાથી શીલકમાં શુન્ય રહે છે અને ઇજ્જત પણ ઇ— જત થઇ જાય છે. નોકરો પણ પાછળ શુ બોલે છે ? હમે ઘણાએ સાહેબ લોકોને ઘેર નોકરી કરી છે અને ખરેખરી મડમોને સારી પેઠે ઓળખીએ છીએ પરતું શુ કરીએ ? 'મેમ સાહેબ' કહીને નથી બોલાવતા તો હમારા પગારમા કાપકુપ થાય છે "વિજયાએ હસીને ડોકું ધૂણાવ્યુ.

નરેન્દ્રે કહ્યુ —"મ્હને લાગે છે કે આ મેમ સાહેબોના પેટના છોકરાએ એમને 'મેમ સાહેબ' કહીને બોલાવશે, એવો વખત પણ આવશે." એમ કહી, પોતાની હાસ્યરસની નિપુણતા દર્શાવતાં પેટ પકડીને હસવા લાગ્યો.

વિજયાએ હસીને કહ્યું:—"એકવાર જમી ખાઇને નિશ્ચિન્ત થાઓ અને પછી જે ટીખળ કરવુ હોય, તે કરો, મ્હને આજે ખાવા દેવું છે કે નહિ ?"

નરેન્દ્ર લજવાઈને નરમ ઘેંસ જેવો થઇ ગયો. રઘવાટમાં બેચાર કાળીઆ સામટા ગળી ગયો, થોડીવાર રહીને પાછો બોલી ઉઠયો — "હું વિલાયતમાં ચાર પાંચ વરસ રહ્યો છું, પણ આ દેશી સાહેબોથી તો તોબા!" વિજયાએ આંગળી ઉંચી કરી ધમકી આપતી હોય તેવી ઢબથી મ્હેવા માંડયું —"વળી પાછી પારકી નિન્દા!"

"વારુ, હવે નહિ–" એમ કહી નરેન પાછો એકચિત્તે જમવા લાગ્યો. થોડીવાર રહીને બોલ્યો–"પણ હવે મ્હારાથી ખવાતું નથી–"

વિજયાએ વ્યાકુળ ચિત્તે કહ્યું –વાહ! ખાધું તો કશું છે નહિ લપનપાટમાં આમ છરકપાટું કરીને ઠામ પરથી કોઇ ઉઠી જતા હશે ક? ભલે ત્યારે, પારકાની નિન્દા કરતા તમને પરવડે તેમ જમો હું ના કહેતી નથી પણ એકલી નિન્દા કરીનેજ, પેટ ભરો નહિ, સાથે સાથે ખોરાક પણ લેતા જાઓ."

વિનોદ કરવા જતા નરેન એકાએક ભારેખમ થઇ ગયો તહેણે કહ્યું.—"આટલું બધું ખાધું તોયે આપ કહો છો કે, કશું ખાધું નહિ પરંતુ કલકત્તામાં હું રોજ કેમ ખાઉં છું, તે મ્હારી કર્મકથા સાભળશો, તો છક થઇ જશો. અરે, આટલા બેત્રણ મહિનામાંજ હું કેવો મદુકીયો થઇ ગયો છું? મ્હારો બ્રામણ રસોઇયો જેટલો પાજી છે તેટલોજ બેઇમાન મ્હારો નોકર છે સહવારના ગમે તેવું રાંધી કરીને ક્યાનો ક્યા સટકી જાય છે, તેનો કાંઇ પત્તોજ નહિ–કોઇવાર હું બે વાગે પાછો ફરૂં છું. તો કોઇવાર મારે ચાર વાગે ઘેર આવવાનું થાય છે, આઇસક્રીમ જેવો ભાત, ને શીખંડ જેવી કઢી જોતાં વારનેજ સુગ ચઢે છે રોજ અડધે પેટે મંગળવાર કરતા આખ્યોમાંથી રોજ આવી જાય છે આમ બાબત છે હમારી, ખરૂ પૂછાવો તો આફત છે, ઘાસ્તી ભરેલુ કામ છે."

આ વીતકની વધાઇ સાભળીને વિજયાનું મ્હો લાલચોળ થઇ ગયુ. તે બોલી ઉઠી—એવા હરામખોર નોકરોને અર્દ્ધચન્દ્ર આપી દો! આટલો બધો પગાર કમાઓ છો, છતા આમ દુ:ખી થવાનું હોય તો પછી નોકરી કરીને ન્યાલ શું થયા? એનું નામ તે રળ્યા કે રઝળ્યા?"

નરેન બોલ્યો —"આપનું કહેવું યોગ્ય છે, પણ શું કરવું' કમબખ્તીના કોઠા છે, પેટ પૂરતું કમાંઉ છું ત્યારે યોગ્ય વ્યવસ્થા કરનાર કોઇ નથી એક દિવસ પેટીમાંથી નોકર ૬૦૦ રૂપીઆની નોટ તફડાવી ફરી ગયો મ્હારા પોતાના ચિત્તનું પણ કાંઇ ઠેકાણું નથી સો સો રૂપીયાની બે નોટો હું પોતેજ ક્યા મૂકી આવ્યો, તે હવે

સાભરવુ નથી નોકરીની હાડમારી અને તે ઉપરાત પાછો આવો ત્રાસ! એથી તો હું છવતું મોત અનુભવી રહ્યો છુ આપના જેવા કોઇ મોટા માણસ બબ્બેવાર ખાવાનુ આપે, અને આ ગામમાથી છોડાવે તો પછી મ્હારે બીજુ કશુ ઇચ્છવાનુજ રહેતું નથી." એમ કહી નરેન ખડખડ હસી પડયો વિજયા નીચુ ઘાલીને શાન્ત બેસી રહી

નરેન કહેવા લાગ્યો —" આપના પિતાશ્રી અત્યારે હયાત હત, તો મ્હારે આવુ દુ ખ ભોગવવાનુ રહેત નહિ આવી ઉછવૃત્તિમાથી નકકી એ મ્હારો ઉદ્ધાર કર્યા વગર રહેત નહિ "

વિજયાએ ઉત્સુકતાથી એની સામુ જોઇ રહી પ્રશ્ન કર્યો —"શી રીતે જાણ્યુ ? એમને તો આપ ઓળખતાયે નહિ "

નરેન બોલ્યો —" મ્હે પણ એમને કદી દીઠા નથી, અને મ્હારી સમજ પ્રમાણે એમણેયે મ્હને કદી દીઠો નથી પરતુ તેમ છતા હુ છાતી ઠોકીને કહી શકુ છુ કે એ મ્હને અત્યત ચાહતા વિલાયત જવાને મ્હને પૈસા કોણે પૂરા પાડયા હતા, તે જાણો છો ? એમણેજ વારૂ, એમણે કદી મ્હારા ઋણ સબધમા ત્હમને કશુ કહ્યુ નથી ?"

વિજયાએ કહ્યુ —" બોલ્યા હશે, પણ આપ શુ કહેવા માગો છો તે સમજ્યા વગર શો જવાબ દઇ શકુ ? "

થોડીવાર વિચારમા પડી જઇ, નરેન બોલી ઉઠયો —" જવાદો હવે, એ વાતની ચર્ચા અત્યારે નકામી છે. "

વિજયા વ્યગ્ર થઇને કહેવા લાગી —" ના, કહો, કહો, મ્હારે સાભળવુ છે "

નરેને જરાક વિચાર કરીને કહ્યુ —" જે વાતનો ફેસલો અપાઇ ચુકયો છે, તે સબધી ચર્ચા શી કરવી ? "

વિજયા જીદ કરવા લાગી —" ના, એમ નહિ ચાલે, મ્હારે તો સાભળવુંજ છે આપને કહેવુ પડશે "

એનો આવો આગ્રહ જોઇને નરેનને હમવુ આવ્યુ. ત્હેણે કહ્યુ - "મ્હને બોલતા શરમ ઉપજે છે, આપને મન એમ થતુ હશે કે મ્હે યુકિતથી આપની લાગણી દૂખવવાને .."

વિજયાએ અધીરા થઈ ત્હેને અધવચ્ચ અટકાવીને કહ્યુ —"મ્હારે હવે આથી વધુ ખુશામત તે કેટલી કરવી ? કહો, તો આપને પગે પડુ "

"વારુ, વારૂ, કહુ છુ. પણ તે પ્હેલા મ્હારે એક વાત પૂછવાની છે. મ્હારાં મકાનના સબધમા એમણે ત્હમને કદી કાઇ કહ્યુ નથી ?"

વિજયા વધારે આકળી બનીને ડોળા ધુરકવવા લાગી નરેને હસીને કહ્યું—"આમ શું કરતા હશો ? કેટલી અધીરાઇ ? કહું છું, દાદા ! હું વિલાયત ગયો, ત્યારે મ્હારા પિતાએ મ્હને લખી જણાવ્યું હતું કે ત્હને વનમાળીએજ વિલાયત મોકલી આપવાની સગવડ કરી છે આજ ત્રણ દિવસ થયા દયાળમામુએ મ્હને જુના કાગળીયાનુ બંડલ આપ્યું છે તેમા બે કાગળો આપના પિતાશ્રીના હસ્તાક્ષર વાળા છે એક ચીઠ્ઠીમા ત્હમારા પિતાએ મ્હારા પિતાને કેટલીક શીખામણની વાતો લખી છે ત્યાર બાદ નીચે એક જગ્યાએ એવુ લખાણુ છે કે મકાનને માટે ચિન્તા રાખશો નહિ—નરેન કાઇ મ્હારે મન પરાયો નથી ત્હમારી મઘાળી મીલકત હું કન્યાદાનની પહેરામણીમા આપી ગયું છું"

વિજયાએ મુખ ઉંચું કરીને પ્રશ્ન કર્યો—"પછી શું" નરેન્દ્રે કહ્યું – 'ત્યારબાદ બીજી બધી બાબતોનો સમાવેશ છે પણ એ ઘણા દિવસ પહેલાનુ લખાણુ છે પાછળથી એમનો વિચાર બદલાઇ ગયો હશે, એ પણ કાઇ અસંભવિત નથી એટલા માટેજ અત્યાર સુધી એ વાત મ્હે તમારી આગળ છેડી નથી'

વિજયાને પિતાની અન્તિમ અભિલાષાનુ આ પ્રસંગે એકાએક સ્મરણુ થઇ આવતા ત્હેણે દીર્ઘ નિશ્વાસ નાખીને કહ્યુ –"ત્યારે તો ત્હમે મકાનને માટે દાવો કરવાના, કેમ ખરૂં ને ?" એમ કહી ત્હેણે સ્મિત હાસ્ય કર્યું નરેન પોતે પણ હસ્યો, અને કહેવા લાગ્યો – 'દાવો તો અવશ્ય કરીશજ અને ત્હમારી પાસે સાક્ષી અપાવીશ આશા રાખુ છુ કે ત્હમે સત્ય કથાજ નિવેદન કરશો" વિજયાએ ડોકું હલાવીને કહ્યુ –"બેશક, પણ સાક્ષી આપવાની અગત્ય શી છે?" નરેન બોલ્યો –નહિતર સાબીત કેમ થઇ શકે ? અદાલતમા, એ મકાન મ્હારૂં છે એમ સાબીત કરવું પડવાનુ"

વિજયા ગંભીર થઇને બોલી ઉઠી –"દરકાર નથી મ્હારે બીજી કોઇ અદાલતની–પિતાનો હુકમ એજ મ્હારે મન મ્હારી અદાલત. ત્હમારી મીલકત ત્હમને પાછી સુપ્રત કરૂં છું"

વિજયાની મુખાકૃતિ તથા કંઠસ્વર પરથી ત્હેનો હૃદગત આશય કળી શકાય તેમ નહતુ ગમે તે મસે કાઢીને મશ્કરી મસ કરવાની ત્હેને આદત હતી. તેથી નરેન્દ્રે પણ કૃત્રિમ ગાંભીર્ય સહિત પ્રત્યુત્તર વાળ્યો.– "ત્યારે તો ત્હમે એમનુ લખાણુ જોયા વગરજ મીલકત પાછી સ્વાધીન કરી દેશો, કેમ ' વિજયાએ કહ્યુ –"ના, એમ નહિ, લખાણુ તો

હુ જોવા માગુ છુજ પરંતુ ત્હમે કહો છો તે વાત જો એમ હશે, તો હુ કોઇપણ પ્રકારે એમની આજ્ઞાનુ ઉલ્લંઘન કરીશ નહિ"

નરેન્દ્ર બોલ્યો –"એમનો અભિપ્રાય છેવટ લગી એવોજ હતો, તેનો પુરાવો કયા છે ?"

વિજયાએ કહ્યુ –"ન હતો એવો પુરાવો પણ કયા છે ?"

નરેન્દ્ર બોલ્યો –"પણ હુ જો માગણીનો દાવોજ કરૂ નહિ તો ?"

વિજયાએ કહ્યુ –"તો ત્હમારી મોજ, પરંતુ એ પરિસ્થિતિમા ત્હમારી ફોઇના છોકરાઓ છે મ્હને ખાતરી છે કે અનુરોધ કર્યાથી તેઓ પોતાનો હક જાહેર કરવાને ના પાડશે નહિ"

નરેન્દ્ર હસીને કહેવા લાગ્યો –"મ્હારી માન્યતા પણ એવીજ છે તે એટલી હદ સુધી કે એ લોકો સોગન ખાતા સુદ્ધા આચકો ખાશે નહિ"

વિજયાએ કશો પ્રત્યુત્તર આપ્યો નહિ નરેન્દ્ર ફરીથી કહેવા લાગ્યો – "ત્યારે તો હુ લઉં કે ના લઉ, તોપણ આપ તો આપવાનાજ!"

વિજયાએ કહ્યુ –'મતલબ કે પિતાજીએ દાન કરી દીધેલી વસ્તુ પચાવી પાડવી નહિ, એટલીજ મ્હારી પ્રતિજ્ઞા છે"

એના સંકલ્પની દ્રઢતા જોઇને નરેન સ્તબ્ધ થઈ ગયો. ક્ષણભર મૌન રહીને કહેવા લાગ્યો –"એ મીલકત સત કાર્યમા દાન કરી દેવામા આવી છે તો પછી ત્હમને કબજે કયાનુ પાપ કયાથી લાગવાનુ હતુ ? વળી તે સિવાય એ લઇને પણ હુ શુ કરીશ ? મ્હારે તો બહાર ફરતાજ ફરવુ પડવાનુ–પેટ લાગેલુ છે, એટલે એમ કર્યેજ છુટકો– એથી કરીને જે વ્યવસ્થા થઇ છે, તેજ સહુથી ઉત્તમ છે અને વળી વિનાસ બાબુનુ મન મનાવવુ સહુ કરતા વધારે દોહ્યલુ થઇ પડશે"

આ શેષ કથનીથી વિજયા સખ્ત છેડાઈ પડતા બોલી ઉઠી –"મ્હારી પોતાની વસ્તુને માટે બીજાની સંમતિ મેળવવાની રાહ જોવા જેટલો વખત મ્હારી પાસે નથી તેમ છતા આપ એક કામ કરી શકો તેમ છો મકાનની જો આપને દરકાર ન હોય, તો તેની યોગ્ય કીંમત મ્હારી પાસેથી વસુલ કરી લ્યો તેમ કર્યાથી આપને ચાકરીયે કરવી નહિ પડે, તથા આપનુ સર્વ કાર્ય સરળ અને સુગમ થઇ જશે આપ અવશ્ય સંમત થશોજ એવી આશા રાખુ છુ."

આ નમ્ર વિનતિએ નરેન્દ્રના હૃદયને હલમલાવી નાખ્યુ એ વિનતીમા રહેલુ ગુપ્ત રહસ્ય જોકે એને બરાબર સમજાયુ ન્હોતુ, તોપણ વિજયાની સાલસાઇ અને સરળતા વિષે એને કોઇ વાતનો સંદેહ નહતો એથી ઉલટું, ઘરબ્હાર વગરની અનાથ સ્થિતિમાથી વિજયા એનો ખરા અંતઃકરણ પૂર્વક ઉદ્ધાર કરવા ચાહે

છે એવી પ્રતીતિ થતા વારને નરેનનુ હૈયુ ભરાઇ આવ્યુ થોડીવાર સુધી ત્હેના પ્રત્યે સ્નેહ દ્રષ્ટિથી જોઇ રહી, નરેન ટોળ કરતો હોય તેમ કહેવા લાગ્યો–"આપના મનની વાત હુ સમજી ગયો ગરીબને ગમે તે પ્રકારે દાન કરવા માગો છો, કેમ ખરૂ ને ?"

એજ વાત આજ એકવાર થઇ ચુકી હતી તેનુ ફરી પિષ્ટ પેષણ થતા વિજયા કટાણુ મ્હો કરીને બોલી ઉઠી—"ત્હમારી આવી ક્રુર મશ્કરીથી મ્હારો જીવ કેટલો દૂખાય છે, તેનુ ભાન છે ?"

નરેને પ્રશ્ન કર્યો–" ત્યારે ખરી વાત શી છે, તે કાઇ કહેશો ખરાને ? "

વિજયાએ કહ્યુ –" મ્હે ખરી વાતજ કહી છે ત્હમને, ત્હમારૂ અંતઃકરણ પાપી હોનાથીજ ત્હમને વિશ્વાસ બેસતો નથી ત્હમે ગરીબ હો કે તાલેવાન [illegible], તેમા મ્હારે શુ ? હુ તો ફક્ત મ્હારા પિતાની આજ્ઞાને અમલમા મકવા પૂરતીજ ત્હમારી મીલકત ત્હમને પાછી આપવા માગુ છુ "

એકાએક ગંભીર બનીને નરેન બોલી ઉઠયો–" પ્રતિજ્ઞા તો બહુ ભારે કરી બેઠા છો, પરંતુ પિતાની આજ્ઞા મુજબ મીલકત પાછી સોપી દેતા કેટલી કેટલી વસ્તુ મ્હારે સ્વાધીન કરવી પડશે, તે કાઇ જાણો છો ? એકલી આ વાડીજ સ્વાધીન કરવાની નથી "

વિજયાએ કહ્યુ –" બહુ સારૂ, લઇ લ્યો, બેશક આપની સઘળી માલકત પાછી લઇ લ્યો "

નરેને હસીને ડોકુ ધુણાવતા પ્રત્યુત્તર વાળ્યો–" જોરશોરથી મ્હને મીલકતને માટે દાવો કરવાની ભલામણ કરી રહ્યા છો, અને હુ જો મ્હારો હક એ પ્રમાણે જાહેર કરૂ નહિ, તો મ્હારી ફોઇના છોકરા-ઓને એ સબંધમા ઉશ્કેરવાની ધમકી આપી રહ્યા છો પણ ખબર છે ત્હમને કે ત્હમારા પિતાની આજ્ઞા મુજબ ત્હમારે શુ શુ આપવુ પડશે ? એકલી આ વાડીજ નહિ, પરંતુ બીજી ઘણી ઘણી ચીજો આપવાની છે, "

વિજયાએ ઉત્સુક થઇ પૂછ્યુ –" પિતાએ બીજુ શુ શુ આપવા ફરમાવ્યુ છે ? "

નરેન બોલ્યો –" ત્હમારા પિતાનુ લખાણુ મોજુદ છે મ્હારી પાસે, તેમા મ્હને એકલી વાડી આપવાનુજ ફરમાવ્યુ નથી. પરંતુ વાડી, મકાન, સઘળો ફરનીચર, દાસ–દાસી, નોકર–ચાકર વગેરે સઘળુજ મ્હને સુપ્રત કર્યું છે પિતાનુ ફરમાન તે ફરમાનજ છે બોલો આપી શકશો એ સઘળુ ? "

વિજયા કશોય પ્રત્યુત્તર આપ્યા વગર પત્થરની પૂતળીની જેમ સ્તબ્ધ થઇને બેસી રહી. નરેન હસતા હસતા ભાતનો કોળીયો મ્હોંમાં મુકીને કહ્યું—"કેમ, શું કહો છો? છે વિચાર એ બધું આપવાનો? નહિંતર એક કામ કરો. વિલાસબાબુની સાથે મસલત કરી રહીને જવાબ દેજો." એમ કહી હીહી કરીને હસવા લાગ્યો.

પરન્તુ વિજયાના તરફ દ્રષ્ટિપાત કરત વારને તે છોભીલો પડી ગયો. વિજયાના મુખ ઉપર લોહીનો આભાસ સરખોયે જણાતો નહતો. હેના આવા ફીકકાફસ મ્હો સ્હામું જોઇને નરેન બોલી ઉઠયો—"કેમ, કાંઇ ઘેલા બેલા થયા છો, આ શું કરવા માંડયું છે? હું કાંઇ ખરેખર એવો હક જાહેર કરવા માગું છું એમ સમજો છો? જાહેર કર્યા વગર પણ મ્હને મળી શકે તેમ છે પણ તેમ જો કરું તો મ્હને કેદખાનામાં નખાવી દેજો."

વિજયાએ એ સર્વ કથન સાંભળ્યા વગરજ કહયું—"પિતાજીનું લખાણ તો બતાવશો ખરાને?"

નરેન અજાયબ થઇને કહેવા લાગ્યો,—"હું શું ગજવામાં ઘાલીને તો ફરતો નહિં હોઉં? પણ એ જોવાથી લાભ શો છે?"

"હશે ચાલો, મ્હારા દરવાનને એ બન્ને કાગળો આપજો, ત્હમારી સાથે હું એને કલકત્તા મોકલી આપીશ."

"આટલી ધાડાધાડ?"

"હાસ્તો વળી."

---

# પ્રકરણ ૨૩.

---

## "યક્ષાનુરૂપો બલિ."

નિન્દ્રા રહિત રાત્રીનો અપુર્ણ ત્રાસ વેઠી બીજે દિવસે સ્હવારે વિજયા નીચે ઉતરીને જુએ છે તો ટેબલપર ખાતાવહી વગેરે હિસાબના ચોપડા પડેલા છે, અને દિવાનખાનાની બહાર ગુમાસ્તો ઉભા થઇ રહયો છે. વિજયાને પાસે આવતી જોઇને, તે કહેવા લાગ્યો—"માતાજી! આ ચોપડા આજે મ્હારે ફરી લઇ જવા છે."

ત્હેને કલાક બેએક પછી આવવાનું કહી ખાતાવહી હાથમાં લઇને બારી પાસેના કોચપર વિજયા ગોઠવાઇ હિસાબના પાના પર આમ

તેમ દૃષ્ટિ ફેરવી જોઇ, પરંતુ આજે ત્હેનું ચિત્ત કશામાં લાગે તેમ ન હતું, બારી બહાર નજર કરતા બગીચામા એક બાજુએ રાસવિહારીના દર્શન થયા તે ઉભો ઉભો પરેશને કાઇક સવાલ પુછતો હતો—એ બન્નેની વાતચીત તો સભળાય તેમ હતુજ નહિ, પરંતુ એના હાવ ભાવ ઉપરથીજ વિજયા ડોસાના મનનુ વલણ સમજી ગઇ

થોડીકવાર પછી ડોસો કચેરી તરફ ચાલ્યો ગયો. પરેશને પોતાના તરફ આવતો જોઇને, વિજયાએ ત્હેને ઇશારત કરીને પાસે બોલાવ્યો અને પુછ્યુ —છોકરા ! ત્હને એ વૃદ્ધ શુ પુછતા હતા ?"

પરેશે કહ્યુ —સરકાર મહાશયને ત્યા મ્હને તો રુપીયા લેવાને મોકલ્યો હતો ને બા સાહેબ ? ડાકટર બાબુ જમવા બેઠા ત્યારે હુ કયા ઘરમા હતો ?" વિજયાએ કહ્યું—"ના, ન્હોતો "

પરેશ કહેવા લાગ્યો —"તેમ છતા મોટા બાબુ મ્હને ઠેકાવવા મડી ગયા કે બોલ, બચ્ચા ! વાત શી થઇ તે કહી દે, નહિતર ત્હને પોલીસને સ્વાધીન કરી દઇશ ત્યારે મ્હે કહ્યુ, નવા દરવાને આપને ખોટુ ખોટુ અડાવ્યુ છે. બા સાહેબે મ્હને ડાકટર બાબુને બોલાવી લાવવા ફરમાવ્યુ—તે પરથી હું તેડી લાવ્યો. પણ મોટા બાબુને આમાંનુ કશુ કહેશો નહિ. ત્હમને આ વાત કહેવાની એમણે મ્હને મના કીધી હતી "

પરેશને વિદાય કરી, વિજયા પાછી પોતાની અસલ જગ્યાએ આવી, ખાતુ ખોલીને જોવા મડી, પરતુ એનુ ધ્યાન કાંઇ ઓછુજ એમા લાગવાનું હતુ ? રાત્રીના જાગરણથી આખ્યો તો લાલચોળ થઇ રહેલીજ હતી, તેમા વળી ઉપલા વૃત્તાન્ત વડે ક્રોધાગ્નિનો ઉમેરો થયો પછી તો પુછવુજ શું ? થોડીવારમાં બારણા બહાર, રાસવિહારીની લાકડીનો અવાજ સભળાયો વિજયા ઉચે દૃષ્ટિપાત કરે છે તો સાક્ષાત્ રાસવિહારીનીજ મુર્તિના દર્શન !

હાફળા ફાફળા ઉભા થઇ વિજયાએ કહ્યુ —"પધારો ! આજે કાઇ આટલા બધા વ્હેલા વ્હેલા !"

એ પ્રશ્નનો જવાબ ખાઇ જઇ રાસવિહારીએ કાઇક આકુળા પડીને પ્રશ્ન કર્યો —"આખ્યો તો રાતી રાતી કરેણા જેવી થઇ ગઇ છે ને ? કાઇ ઠડી બડી તો લાગી નથીને બેટા ?"

વિજ્યાએ ડોકું ધુણાવીને કહ્યુ —"ના,"

રાસવિહારીએ તે સાભળ્યા વગરજ ઉત્કઠા દર્શાવતાં કહેવા માડયુ:—"બેટા ! કાઇ કહે તો ખરી ? કાલ રાત્રે ઉંઘ ન્હોતી આવી કે શુ ? તબીયત તો હેરાન નથીને ?"

"ના, મ્હને કાંઇ થયુ નથી."

"પણ આંખો આમ લાલચોળ થવાનું કારણ—"

વિજયાએ કશો પ્રત્યુત્તર નહિ આપતા પોતાના કામમા લક્ષ રાખ્યાથી રાસવિહારીએ વાત પડતી મેલી. થોડીકવાર શાન્ત રહયા બાદ બોલી ઉઠયો —"તાપ સખ્ત પડે છે, તેથીજ આટલો વ્હેલો આવ્યો. ખાતાવહી તથા ખતકબાલાના કાગળીયા પણ જોવા છે—વળી સાભળ્યુ છે કે ચૌધરીવાળા પાછા કાંઇ મુકરદમો માડવાના છે,

વિજયા બોલી—એ લોકો મુકદમો માડવાના છે એમ કોણે કહયુ ?"

રાસવિહારી મ્હો મલકાવીને કહેવા લાગ્યો—"કહેવાનુ કોણ હતું વળી ? આટલા દિવસથી જાગીરદારી કાંઇ અમસ્થા કરતા હઇશુ ? વગર કહયે, હમારી તર્કશકિત સઘળો ભેદ પામી જાય છે"

વિજ્યાએ પ્રશ્ન કર્યો—"કેટલા વીંઘા જમીનને માટે દાવો કરે છે એ લોકો ?"

કાંઇક વિચાર કરીને રાસવિહારીએ પ્રત્યુત્તર વાળ્યો—"ઓછામા ઓછી બે વીઘા જમીન તો માગશેજ."

વિજયાએ વ્યંગમા કહયુ "તો એટલી જમીન જોઇતી હોય તો ભલે લે, એમા દાવો કરવાની શી જરુર છે ?"

રાસવિહારીએ આવા જવાબની આશા રાખેલી નહિ હોવાથી, ત્હેણે ક્ષોભ પામીને જણાવ્યુ —"આજે બે વીઘા જમીન જતી કરીશ, તો કાલે ઉઠીને બસો વીઘા જમીન પચાવી પાડશે, તેનુ કાંઇ ભાન છે ત્હને ?"

વિજયાએ સરળતાથી કહયું—"બસો વીઘા જમીન કોઇ પચાવી પાડે તેમ છે નહિ, અને મ્હારી સમજ તો એવી ખરી કે આવી નજીવી બાબત અદાલતમા લઇ જવાની જરૂર નથી"

રાસવિહારી ઝંખવાણો પડી ગયો—તેમ છતા તે કહેવા લાગ્યો—"હુ જીવું છુ ત્યા લગી શી તાકાત છે કે એક તસુ જમીન પણ કોઇ લઇ શકે ? હુ ને મ્હારો પુત્ર જીવતા છીએ, તો લાખોને ભારે છીએ પણ બેટા ! એકવાર જરા તસ્દી લઇને એ દસ્તાવેજના કાગળીયા અહિં લાવ બીજી પણ કેટલીક બાબતોને ખાતર એ કાગળીયાની મ્હારે જરર છે"

વિજયાએ ઉઠવાની કાંઇપણ ખટપટ કર્યા વગર ઠંડા પેટે જીજ્ઞાસા કરી—"બીજી પણ બાબતો છે ખરી ?"

રાસવિહારી બોલ્યો—"હા"

વિજયાએ પુછયુ—"શી બાબત છે ?"

રાસવિહારી મનમા તો સખ્ત ચ્હીડાયો પરતુ ચુટકો ગળી જઇ કહેવા લાગ્યો —"બાબત તો બધી બહુયે છે–પણ ચ્હોડેથી તેનો શો ખુલાસો અપાય બેટા ?"

એ સમયે સરકાર મહાશયે પોતાની ખાતાવહી વગેરે લઇને ઓરડામા ડોકીયુ કરતા વિજયાએ કાઇક લજવાઇને કહ્યુ – 'અત્યારે નહિ હવે, પછી આવજો" 'જેવી આજ્ઞા' એમ કહી સરકાર પાછો ફરતો હતો એવામા વિજયાએ ત્હેને બુમ પાડીને કહ્યુ —"જરાક જુઓની, મ્હારે કાઇક પુછવુ છે તમને પેલા નવા દરવાનને કચેરીમા રાખ્યાને કેટલો વખત થયો હશે વારુ ?"

સરકાર બોલ્યો –"ત્રણેક મહિના થયા હશે"

વિજયાએ કહ્યુ –'તે ગમે તેમ હોય, હવે એની જરૂર નથી આ મહિનાના હજી પદર વીસ દીવસ એના બાકી છે, છતા આખા મહીનાનો પગાર આપીને આજેજ એને રજા આપો"

સરકાર આશ્ચર્યચકિત થઇને વિજયાની સામુ જોઇ રહ્યો એનો અપરાધ શો હશે, તે જાણવાની ઇચ્છા થઇ, પરતુ પુછવાનુ સાહસ કર્યું નહિ

વિજયા એની મુખમુદ્રા પરથી સમજી જઇને કહેવા લાગી – "ગુન્હાને ખાતર નહિ, પણ એ ગામજ મ્હને સારો લાગતો નહિ હોવાથી હુ રજા આપુ છુ" રાસવિહારીને ઝાળ તો સખ ચઢી, પણ ખાત[illegible] રાખીને [illegible] –'બેટા ! આગ કોહના પેટ પર પા[illegible] [illegible]?"

વિજયા [illegible] કશો જવાબ નહિ આપતા, મૌન રાખેનુ હોવાથી સરકાર [illegible] — ત્યાર તો એ —"

હા, વિદાય કરી દેવાનો છે–આજે જ" એમ કહી વિજયા પાછી ખાતાવહીમા જોવા લાગી સરકાર થોડીવાર ઉભો રહી, ધીરે રહીને ત્યા આગળથી ચાલ્યો ગયો તેણી તે પછી એક મિનિટ લગી વિચારગ્રસ્ત રહી. રાસવિહારીએ પોતાની પ્રાર્થનાની પુનરાવૃત્તિ કરતા કહ્યુ –"બેટા ! જરાક તસ્દી લઇ દે તો કેવુ સારુ ? ત્યારે જે જુના દસ્તાવેજ જોવા પડશે'

વિજયાએ મુખ ઉચુ કર્યા વગરજ પૂછ્યુ –"કેમ ?"

રાસવિહારી ગભીર થઇને બોલી ઉઠ્યો –"એકવાર કહ્યુ તો ખરુ કે મ્હારે ખાસ કામ છે વારવાર બોલ્યા કરવા જેટલો વખત નથી મ્હારી પાસે"

વિજયાએ પોતાની ખાતાવહીમાજ દ્રષ્ટિ રાખીને હળવે રહીને કહ્યુ –" એતો બધું સત્ય કહો છો જાણે, પરતુ કારણ તો એકપણ દર્શાવતા નથી, "

' નહિ દર્શાવુ તો તમે નહિ ઉઠો કેમ ? " એમ કહી આ વખત ત્હેની ધીરજ ખુટી જતા તે એકદમ આકળો પડી જઇને કહેવા લાગ્યો –" એનો અર્થ એજ કે તમને મારો વિશ્વાસ નથી, બીજું શું ? "

વિજયા નીચું ઘાલી ખાતાવહીમા જોઇ રહી, કશોય ઉત્તર આપ્યો નહિ રાસબિહારીને તે હાડોહાડ વ્યાપી જતા ટેબલ પર પોતાની લાકડી અફાળીને ગાજી ઉઠયો–" મ્હારૂ આવુ અપમાન ? મ્હારો અણવિશ્વાસ? આવુ સાહસ કરવાને આપ કેમ આજે તૈયાર થયા છો? "

વિજયાએ શાન્ત સ્વરે પ્રત્યુત્તર વાળ્યો.–" અણવિશ્વાસ તો આપજ કરી રહ્યા છો મ્હારા પૈસેજ મ્હારા માથા પર જાસુસ રાખી મ્હારી સર્વ હિલચાલ જાણી જવાનુ સાહસ આપ કરી શકો, અને પછી મ્હારી મીલકતના મુળ દસ્તાવેજ હસ્તગત કરવાનુ કારણ હુ જો જાણવા માગુ તો તે શુ સ્વાભાવિક નથી ? અપમાન કરવાનુ એમા કયાથી આવ્યુ ? "

રાસબિહારી એકાએક મ્હાત થઇ ગયો એના હાથ નીચેજ ઉછરેલી એક અનભિજ્ઞ બાલિકા એની ઉસ્તાદીનો ભેદ આમ સહજમા પામી જશે, એવો એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો અને વળી મ્હોડા મ્હોડ ' યથાનુ રૂપી બલી." કરશે એનો ત્હેની કલ્પનામાએ ઉતરતુ ન હતું.

ઘણીવાર સુધી દિગમુઢની માફક બેસી રહી રાસબિહારીએ આખરે યુદ્ધને માટે પોતાની કમ્મર કસી અને પોતાનુ અન્તિમ શસ્ત્ર હવે એ અસહાય બાલિકાના ઉપર નિષ્ઠુરપણે ફેંકતા તે કહેવા લાગ્યો –" વનમાળીની પ્રતિષ્ઠાને ખાતર હુ આટલી જેહમત ઉઠાવી રહ્યો છૂં મ્હારે મન એ ભાઇ જેવો ભાઇ હોવાથીજ તમારી ચાલ ચલગત ઉપર દેખરેખ રાખવાની મ્હારી અનિવાર્ય ફરજ છે. કોઇ અજાણ્યા રખડુ બામટાને વાર વાર પોતાની પાસે બોલાવ્યા કરી, એકાન્તમા ત્હેની સાથે ઘણો વખત ગાળવો— એ શુ કહેવાય તે હુ સમજી શકતો નથી. તે દિવસે બપ્પોરના તથા છેક રાત સુધી ડાકા ઢીઢી ટાળટપ્પા કરવા છતાય તમારુ પેટ ભરાયું નહિ, તે તમે એને રાત્રે પણ કલકત્તા જવા દીધો નહિ અને બ્હાના કાઢીને રોકી પાડયો એમા તમને તો લાજ આવતી નથી પણ મ્હારે તો બહાર મ્હોં દેખાડવું ભારે થઇ પડે છે "

વાત માર્મિક હોવા છતા સત્ય હતી, તેથીજ વિજયાએ કશો પ્રત્યુત્તર આપ્યો નહિ

રાસવિહારીએ આડી નજરે જોયુ તો પોતાના એ પ્રહારની અચૂક અસર વિજયાના મુખ પ્રદેશના ઉપર થએલી જણાઇ અને ત્હેની કળી ખીલી. થોડીકવાર શાન્ત રહીને તે બોલી ઉઠયો –" ત્યારે આ શુ સારી વાત કહેવાય ? આ બાબતમા અટકાવ કરવો, એ શું મ્હારી પવિત્ર ફરજ નથી ? "

વિજયાને સ્તબ્ધ થઈ ગએલી જોઇને, તે ફરીથી જુસ્સાબેર ત્રાડકી ઉઠયો –" કેમ બોલતી નથી વિજયા ? " એક નન્નો સો દુ ખને હણે " તે નહિ ચાલે મ્હારી પાસે, ખુલાસો કરવો પડશે બધી વાતનો "

તેમ છતા વિજયાએ જ્યારે કશોય જવાબ આપ્યો નહિ, ત્યારે હાથની લાકડી મેજપર પછાડીને તે ગર્જના કરવા લાગ્યો –" આમ મુગા રહેવાનુ નથી વિજયા ! આ સાધારણ બાબત નથી મ્હારે ખુલાસો જોઇએ છે આ બાબતનો " •

આ વખત વિજયાએ મુખ ઉંચુ કરીને જોયુ ત્હેના ફીક્કા ફસ થઇ ગએલા હોઠ ધ્રુજવા લાગ્યા, તેમ છતા ત્હેણે હળવે રહીને કહ્યુ – ' બાબત ગમે તેવી હોય, પરતુ જે હકીકતજ તદ્દન હડહડતુ જુઠાણુ છે તેનો ખુલાસો કેમ કરીને આપી શકાય ? "

રાસવિહારીએ તમરી કરતા પ્રશ્ન કર્યો –" ત્યારે શુ આ વાતને મિથ્યા કહીને ત્હમે ઉડાવવા માગો છો એમ ? "

થોડીકવાર મૌન રહી, વિજયાએ તેવાજ મૃદુ સ્વરે પ્રત્યુત્તર આપતા જણાવ્યુ –" હુ કશુય છુપાવવા માગતી નથી, કાકાબાબુ ! એ વાત તદ્દન મિથ્યા છે, એટલુજ માત્ર આપને કહેવા માગુ છુ અને સહુ કરતા સરસ મિથ્યા ભાષણ આપ પોતેજ કરી શકો છો, તે પણ સાથે સાથે આપને નિવેદન કરૂ છુ "

રાસવિહારી સજ્જડ થાય ખાઇ ગયો આટલી હદ સુધી વિજયા ત્હેને પહોંચી વળશે, એવી એને સ્વપ્નમાયે કલ્પના સરખી ન હતી. આમ રુબરૂમાજ વિજયા એને મિથ્યાવાદી અને મિથ્યા નામ બદનામ કરનારો કહી સામી છાતીએ ઘા કરે તેને માટે એ કેમ કરીને તૈયાર હોઇ શકે ? પરતુ,

" કોણ કોને છેતરે,
આ રમે ખેલાડી એકલો,"

રાસવિહારીને મ્હોયે બીજો કશો ઉત્તર સુઝયો નહિ–હોનાબાદની પેઠે ત્હેણે વિજયાનાજ શબ્દોનો પુનરૂચ્ચાર કર્યો.–

" સહુ કરતા સરસ મિથ્યા ભાષણ હુ કરી શકું છું ! "

વિજયા ઉઠીને ઉભી થઇ અને કહેવા લાગી—" આપ વડીલ છો, આપની સાથે એ સંબંધી નાહક તર્કવિતર્ક કરવાનું સાહસ હુ કરી શકું નહિ. દસ્તાવેજ વગેરે અહિં છો પડી રહ્યાં, મુકરદમાનો મામલો ગંભીર થશે, ત્યારે આપને બોલાવી મગાવીશ " એમ કહી પાસેનો દરવાજો વાસીને, તે અંદરના ખડમા ચાલી ગઇ

# પ્રકરણ ૨૪.

## બેહી બુરખો.

વિજયાને મન પહેલા તો એમ થયુ કે ગમે તે પ્રકારે અહિંથી કલકત્તા નાશી છૂટવુ અને આ ઘરડા બુવડે પાથરેલી જાળમાથી છટકવું પરંતુ આવેગનો ઉભરો શમાતા, હ્‌હેને લોક લજ્જાનો બાહુ સતાવવા લાગ્યો કલકત્તાના સમાજને પણ આવા અપવાદ સાથે મુખ શી રીત્યે દેખાડવુ ? રાસવિહારીએ આ યુકિત શા હેતુથી રચી હતી ? વિજયાને ત્વરિત ગતિથી પોતાના કબજામાં લેવા ખાતરજ હ્‌હેણે આમ નાહક એને બદનામ કરી હતી. અને પોતાના હાથ સર્વ પ્રકારે બોય પડયા વગર, એ વાત તે પ્રકટ કરે એમ પણ નહતું. તેમ છતાં થોડા દીવસ તો ભારે ઉદ્વેગમા પસાર થયા, આબુસની ગંધ જાણે ગમતી નહિ હોય, તેમ કાઇની સાથે સભાષણ સરખુ કરતી નહિ, અને એકાન્તમા કાઇ કાઇ વલોપાત કરીને હીજરાયાં કરતી.

એક વાતનો હ્‌હેને જેટલો ડર હતો, તેટલીજ પાછી ખરા અન્તઃકરણથી તેની ઇચ્છા કરતી—નરેન હ્‌હેના પિતાનો કાગળ લઇને સ્વયમ્ હાજર થશે પરંતુ પાંચ છ દિવસ પછી વિજયાના સિપાહીએ હ્‌હેની એ ગુંચ ઉકેલી; ચીઠ્ઠી આવી ખરી, પણ તે ટપાલ મારફત નરેન જાતે આવ્યો નહિ. એ કેમ આવ્યો નહિ હોય તેના કારણનું અનુમાન કરવુ કઠીણ નહતુ. તે દિવસના બનાવ વાળી વાત ગમે તે પ્રકારે નરેનને કાને પહોંચાડી રાસવિહારી વિજયાને ત્યાથી એનો ટાટીયો ટાળશે. એવી આશકા વિજયાને પ્રથમથીજ ઉપજી હતી.

અને આ મિથ્યા અભિશાપથી ગભરાઇ જઇને, નરેન જો ખસી બેસશે, તો અપકીર્તિનો સઘળો ભાર હ્‌હેના એકલાનાજ માથા ઉપર આવી પડશે. પરિણામે હ્‌હેનું જીવન રદ થઇ જશે. આમ એકલી

બેઠી બેઠી વિજયા બેસુમાર ચિન્તા કરતી હતી ઘણીવાર પછી, તે ઉઠીને ઉભી થઇ, અને સ્વર્ગવાસી પિતાના બન્નેય પત્રોને માથા સરસા ચાંપીને રૂદન કરવા લાગી, વારવાર આખ લુછતી જાય અને કાગળ વાચવા માડે એમ કરતા મહામહેનતે અને ઘણીવારે વાચવાનુ કામ સમાપ્ત થયું, ત્યારે પિતાની આખર વખતની ભલામણ વિજયાને એકાએક સાભરી આવી, નરેન્દ્રને વિજયાનો હાથ સોપવાની ત્હેની અન્તિમ અભિલાષા બીજા બધાને અજાણી હોવા છતા રાસવિહારીને તેમ ન્હોતી, એ વાત પણ વિજયા અત્યારે સમજી ગઇ

ઉપલા બનાવને પાચ છ દિવસ પસાર થયા બાદ વિજયા એક દિવસ સહવારના ઉઠીને જુએ છે તો ત્હેના મકાનમા મજુરો પાલખ બાંધીને રંગરોગાન કરી રહ્યા છે કારણનો વિચાર કરતા સમજાયુ કે આગામી પૂર્ણિમાને હવે ફકત પાચ સાત દિવસજ રહ્યા છે

આખો દિવસ તડામાર કામ ચાલ્યુ, પરતુ કોની આજ્ઞાથી ત્હેના મકાનને એ પ્રમાણે શણગારવામા આવે છે તથા એ સબધમા એની સલાહ કેમ નહિ લેવામા આવી વગેરે કશી વાતની પૂછપરછ કરવાની ત્હેની ઈચ્છા ચાલી નહિ

પાછલા પ્હોરના સમયે કાનાઇસિગને લઇને વિજયા આજે ઘણે દહાડે કીનારે ફરવા નીકળી પડી, રસ્તામાજ ત્હેને દયાળ બાબુનો મેળાપ થયો "માતાજી! હુ ત્હમને શોધતો હતો" તે કહેવા લાગ્યો

વિજયાએ આશ્ચર્ય પામી કારણ પૂછતાં ત્હેણે કહયુ —"માતાજી! હવે વિલંબ નથી કોઇ વાતનો, નિમન્ત્રણ પત્રિકા સુદ્ધા છપાવવા અપાઇ ચુકી છે."

વિજયાએ પ્રશ્ન કર્યો —"મ્હારી સહીથીજ છપાવતા હશે, કેમ ખરુંને?'

કાંઇક સકોચ સાથે દયાળે કહયુ —"ના, માતાજી! ત્હમારી સહી હેઠળ શુ કરવા છપાવે? રાસવિહારી બાબુ વર તેમજ કન્યા બન્નેના વાલી હોવાથી ત્હેમના નામેજ નિમન્ત્રણ કર્યું છે" ચાલતા ચાલતાંજ આ પ્રમાણે વાત થતી હતી. વિજયાએ એકાએક પ્રશ્ન કર્યો —"નરેન્દ્ર બાબુને ત્હમે જે ચીઠ્ઠીઓ આપી હતી, તે ત્હમે વાચી જોઇ હતી?"

દયાળ બોલ્યો —"ના, માતાજી! પારકી ચીઠ્ઠી મ્હારે શુ કામ વાચવી જોઇએ? નરેનના બાપનુ નામ જોઇને મ્હને લાગ્યુ કે આ ચીઠ્ઠીઓ એનેજ આપવી જોઇએ એકવાર મ્હને એમ થયુ ખરૂ કે એ વાત ત્હમારે કાને નાખુ, પણ કાઇક કસુર તો થઈ નથીને માતાજી?"

વિજયાએ સ્નિગ્ધ કંઠે પ્રત્યુત્તર વાળ્યો " એના બાપની વસ્તુ એને સોંપી દીધી, તે તો ઠીકજ થયું. પણ એ વિષે એમણે કાંઇ ત્હમને વાત કરી નથી ? "

દયાળે કહ્યું —" ના, કશું કહ્યુ નથી, પણ ત્હમારી ઇચ્છા હશે, તો હું એમને પૂછીને કાલે ત્હમને ખુલાસો કરી શકીશ."

વિજયાએ પૂછ્યુ —" કાલે શી રીતે ખુલાસો કરી શકશો ? "

દયાળ બોલ્યો:—કેમ, હમણા તો એ રોજ મ્હારે ત્યાં આવે છે "

વિજયાએ ચકિત થઈ પ્રશ્ન કર્યો —" કેમ, ત્હમારી સ્ત્રીની તબીયત પાછી કથળી છે કે શું ? "

દયાળે હસીને કહ્યુ —" ના, હવે તો એ મઝામા છે નરેનની ચિકિત્સા અને ભગવાનની કૃપા ! " એમ કહી ત્હેણે ઉંચે જોઇ પ્રણામ કર્યા

વિજયાના વિસ્મયનો પાર રહ્યો નહિ. થોડીવાર દયાળ સામું જોઇ રહીને ત્હેણે ફરી પ્રશ્ન કર્યો –" ત્યારે દરરોજ કેમ એમનું આવવુ થાય છે ? "

દયાળ બોલ્યો —" જન્મ ભુમિની માયા કાંઇ એમ ભુલી જવાય છે ? વળી એ ઉપરાત નરેનને હાલમા બહુ કામનો બોજો પણ નથી, ત્યા સ્નેહી વર્ગ પણ એવો ઝાઝો નહિ હોય તેથીજ હમારે ત્યા સાંજના પહોરના રોજ આવે છે અને હમને આનદ આપે છે પણ માતાજી ! આપણે વાતમા ને વાતમા કેટલે દૂર નીકળી ગયા ચાલો મ્હારી વાડી પણ અહિંથી બહુ દૂર નથી એકવાર મ્હારૂ ગરીબનુ ઘર તો પાવન કરો "

" વારૂ ચાલો, ' એમ કહી વિજયા સાથે સાથે ચાલવા લાગી

દયાળ કહેવા લાગ્યો – ' આવો નિખાલસ હૃદયનો સુશીલ સજ્જન આટલી ઉમ્મરમા કદી મ્હારા જોવામા આવ્યો નથી નલિનીને મન બી. એ પસાર કરીને ડાકટર થવાની ઇચ્છા છે ત્હેની એ અભિલાષાનેયે એ કેવુ ઉત્સાહભર્યું પ્રોત્સાહન આપે છે, તે જોઇને મ્હને હર્ષાશ્રુ આવી જાય છે "

વિજયા ચમકી ઉઠી કલકત્તાથી દરરોજ આટલે દૂર લગી આવવાનુ કાંઇ કારણ ? એ સદેહ ઝેરની માફક ત્હેના સર્વાંગમા ફેલાઇ ગયો ત્હેની આંખોમા અધારા આવી ગયા. રસ્તે ચાલતા પગ લથડીઆ ખાય, કઠણ ધરતી જાણે ત્હેના પગ તળે સરી પડતી હોય, એમ ત્હેને લાગ્યું પરંતુ સમીસાંજનો સમય હોવાથી એમાનું કશુંયે દયા-

ળના અવલોકવામાં આવ્યું નહિ, તે ફરીથી કહેવા લાગ્યો—અરે નરેનની સહાયથી તો નલિનીએ અત્યાર સુધીમાં કેટલાંયે પુસ્તકો વાંચી નાખ્યાં. વાચનનો શોખ બન્નેયને અનહદ છે." થોડી વાર ચુપચુપ ચાલ્યાં કર્યાં બાદ વિજયાએ જીવ પર જોર રાખીને દબવે રહી પ્રશ્ન પૂછવાની હામ બીડી.—" આપને એમાં કાંઇ દાળમાં કાળું લાગતું નથી ?"

દયાળે કાંઈ પણ ખાસ સંદેહ દર્શાવ્યા વગર સીધો પ્રશ્ન કર્યો—" તે શું માતાજી ?"

એ પ્રશ્નનો જવાબ વિજયાથી ઝટ આપી શકાયો નહિ ત્હેની છાતી જાણે ભીડાઇ જતી હોય એવી વ્યથા તે અનુભવવા લાગી તેમ છતાં કાળજું કઠ્ઠણ કરીને તે બોલી ઉઠી,—" હું ધારૂં છું કે નલિનીના સબંધમાં એના મનનો ભાવ જાણી લેવો જોઇએ."

દયાળે પૃષ્ટિમાં જણાવ્યું —" ખરી વાત છે, પરંતુ હજી માતાજી ! કંઇ વખત ઝાઝો પસાર થયો નથી. અને મ્હારી સમજ પ્રમાણે એ બન્ને જણાનો પરિચય વધારે ગાઢ થયા વગર એકદમ શું કહી શકાય એ વિષયમાં ?"

વિજયાના મનમાં પણ એજ વાત ઘોળાયા કરતી હતી થોડીકવાર મૌન રહીને તે કહેવા લાગી—" પરંતુ નલિનીના પક્ષમાં તો એવો વિલંબ હાનિકારક થઇ પડે. વિચાર કરતાં એને કાંઇક વખત પણ પાછળથી જોઇએ, અને એટલામાંજ—" સંકોચ અને વેદનાના માર્યા ત્હેનાથી વધુ બોલાયું નહિ પરંતુ દયાળને તે વાતનો ખ્યાલ નહિ હોવાથી, ત્હેણે કહ્યું:—" પરંતુ મ્હારી ભ્રીને મ્હોયેથી જેટલી હકીકત સાંભળી છે તે પરથી મ્હને સંપુર્ણ શ્રદ્ધા રહે છે કે ભુલે ચુકે પણ નરેનના તરફથી હમને કોઇ પ્રકારનો અન્યાય થવાનો સંભવજ નથી"

દયાળને મન અન્યાયની આશંકા નહિ હોય, પરંતુ એ અન્યાય વિજયાના અન્તરના ઉંડાણ સુધી પહોંચી ગયો હતો, અન્તર્યામિ સિવાય અન્ય કોઇને તેની ખબર ન્હોતી.

બન્ને જણા જ્યારે દીવાનખાનામાં આવી પહોંચ્યા, તે વખતે અંધારૂં ઘોર થઈ ગયું હતું એક ટેબલ આગળ બે ખુરશીઓ પર નલિની તથા નરેન્દ્ર બેઠાં બેઠાં અક્ષર સુઝતા બંધ થઇ જવાથી કાંઇક ચર્ચા ચલાવી રહ્યાં હતાં. નલિનીનું ધ્યાન એ દિશા તરફ હોવાથી એણે તે બન્નેને આવતાં જોયાં, અને તે આવકાર આપવાને સામી આવી પણ વિજયાનું મુખ સીયાવીયાં થઇ ગયું હતું અને આખું શરીર ધ્રુજતું હતું પરંતુ અંધારામાં તે કોઇના જોવામાં આવ્યું નહિ

નરેન્દ્રે ખુરસી પરથી સહસા ઉઠીને વિજયાને નમસ્કાર કર્યા અને પૂછ્યું—"કેમ, સારાં તો છોને ?"

વિજયાએ નમસ્કાર ઝીલ્યા નહિ, એટલુંજ નહિ પણ પ્રશ્નનો ઉત્તર સરખોયે આપ્યો નહિ જાણે કાંઇ જાણતીજ નથી એવો ડોળ કરીને પુઠ ફેરવીને ઉભી થઈ રહી અને નલિનીને કહેવા લાગી—"કેમ, ત્હમે તો એક દિવસ પણ જણાયા નહિ ?"

નરેન સામો આવીને હસતા ચહેરે બોલી ઉઠયો—"હવે મ્હને તો જાણે ઓળખી શકતાજ નથી, કેમ ?" શાન્ત અવજ્ઞા ભર્યો વિજયાએ પ્રત્યુત્તર વાળ્યો—"ઓળખી શકતી હોઉં, તોયે ઓળખાણની બહુ પરવા રહી છે ને ?"

નલિનીને કહ્યું—"ચાલો, આપના મામીની પાસે એકવાર જઇ આવીએ"

એમ કહી પલકવાર એ દિશા તરફ દ્રષ્ટિપાત કરી, એક પ્રકારે ત્હેને હડસેલી દઇને ઉપર ચાલી ગઇ. દાદરના પગથીયાં ઉપરથી નલિનીએ બુમ પાડીને કહ્યું—"ચાહ પીધા વગર જતા રહેશો નહિ, નરેનબાબુ."

નરેન કશોય જવાબ દઇ શકયો નહિ—વિસ્મય, વિષાદ વગેરેથી તે સજ્જડ થઇ ગયો હતો, અને વૃદ્ધ દયાળ જાણે ત્હેના એ દુખમા ભાગીદાર થવા સારૂ ત્યા બેસી રહયો ! થોડીકવાર પછી ચાહને સારૂ જ્યારે ઉપરથી બુમ પાડી ત્યારે દયાળના અનુરોધનો અનાદર કરીને નરેન્દ્ર નીચેજ બેસી રહયો પરંતુ એને એકલો મુકીને ઉપર જતા દયાળ ખચકાય છે, એવું જોઇને, નરેન્દ્રે તેજ ક્ષણે હસીને કહ્યું—"હું કાંઇ પારકો છું ? મ્હારે ખાતર રોકાશો નહિ દયાળ બાબુ ! આપ જલદી ઉપર પધારો માન્ય અતિથિનું આપે સન્માન કરવું જોઇએ"

દયાળ બાબુએ કાંઇક કચવાટ સાથે ઉપર જવાનો ઉપક્રમ કરતા જણાવ્યું—'ત્યારે શું આપ અહિંજ બેસી રહેશો ?" નરેને ડોકું ધુણાવીને પ્રત્યૂત્તર આપ્યો:—"હાજી, એમા શી હરકત છે ? નીરાતે બેસીશ"

અડધાએક કલાક પછી ત્રણે જણાં નીચે ઉતર્યાં, ત્યારે હાથમાની ચોપડી નીચે મુકી નરેન ઉભો થયો. નલિનીએ લજ્જાભર્યા મૃદુ સ્વરે કહ્યું—"આપની ચાહ નીચે મગાવવા વરદી આપું છું"

પરંતુ વિજયા જેનું નામ તે મ્હોમાંથી અક્ષર સરખો ઉચ્ચાર્યા વગર—અરે, એના પ્રત્યે દ્રષ્ટિપાત સરખોયે કર્યા વિના બહાર નીકળી ગઇ કાનાઇસિંગ દરવાજા પાસેજ બેઠો હતો. તે એને જોઇને હાથમાં લાકડી લઇને ઉભો થયો. વિજયા બહાર આવીને જુએ છે તો

"જુદું છે નભ સ્વચ્છ, સ્વચ્છ દીસતી એકે નથી વાદળી."

નવમીનો ચંદ્ર આકાશમાં સામેજ ડોકીયા કરી રહયોછે, અને ત્હેની દ્રષ્ટિ પ્હોંચે ત્યાં સુધી ઉપર તેમજ નીચે વનરેખા, નદી, જળ વગેરે સકલ સૃષ્ટિએ ચન્દ્રિકામાં નિઃશબ્દ વિહાર કરી રહી છે ચાલતાં ચાલતાં ત્હેની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. અને તે લુછતાં લુછતાં કહેવા લાગી—"હવે સહન નહિ થઇ શકે, હવે સહન નહિ થઇ શકે મ્હારાથી!"

ઘેર આવતાં વારને ખબર પડી કે રાસવિહારી સંધ્યાકાળનો ત્હેની વાટ જોતો દીવાનખાનામાં બેસી રહયો છે એ સમાચાર સાંભળી, મ્હોં કટાણું કરીને વિજયા પાસેના ખંડમાં ચાલી ગઇ. પણ તે સારી પેઠે સમજતી હતી કે એમ બારણાં દીધે કાંઇ જમ જાય તેમ નથી ગરજ મતલબી ડોસો ત્હેનો પીછો પકડયા વિના રહેશે નહિ, તે કાંઇ વિજયાને અજાણ્યું નહતું છતાં તે કંટાળીને જુદા ખંડમાં ચાલી ગઇ હતી પણ ત્હેની બ્હીક આગળ આવી થોડીવારમાં પરેશે આવીને ખબર આપ્યા કે મોટા બાબુ આવે છે અને તેજ ક્ષણે એના જોડા અને લાઠીનો અવાજ કર્ણગોચર થયો

વિજયાએ સામાં જઇ કહ્યું—"પધારો"

ઓરડામાં પ્રવેશ કરી, રાસવિહારીએ એક ખુરસી પર ગોઠવાઇ જતાં કહ્યું-"ત્હમારા માણસોને ક્યારનો હું આટલુંજ કહી રહયો હતો કે ત્હમને કોઇને દીવા બત્તીનો ખર્ચ કરવો કેમ ગમતો નથી? ત્યાગીને પણ જાણે પ્રકાશની સાથે વૈરભાવ હોય, તેમ ત્હમને એકલા કુદરતની રોશનીથી ત્હેમ નજર ઉપર છોડી દીધા! હાસ્તો ભાઇ દુનિયામાં ભગવાને આગળીથી નખ વેગળાજ રાખ્યા છે નહિતર પોતીકાં કોણ અને પારકાં કોણ તેનો ભેદ કેમ કરીને સ્પષ્ટ થાત?" એમ કહી ત્હેણે એક ઉંડો નિસાસો નાખ્યો

પરંતુ વિજયા કાંઇ કાંઇ કરતાં બોલી નહિ ત્યારે રાસવિહારી થોડી વાર હાસ્ય કરી જરાક ઉંચોનીચો થઇ, ખીસામાંથી એક કાગળ કાઢીને બોલી ઉઠયો—'જે કાંઇ કરવા જેવું હતું, તે સઘળું મ્હે આટોપી દીધું છે, હવે ફક્ત એક ત્હમારૂં નામ લખવાનું રહેલું છે, તે લખી દો એટલે આવતી કાલેજ હું આ રવાના કરી દેવાનો છું."

એમ કહી ત્હેણે કાગળ વિજયાના હાથમાં મુકયો જોતાં વારને વિજયા સમજી ગઇ, કે બ્રહ્મ સમાજના કાનુન મુજબ લગ્ન રજીસ્ટર કરવાનો તે એક ખરડો હતો બેત્રણ વાર વારા ફરતી તે ઉથલાવી ગઇ અને

પછી એકદમ વિચાર વમળમા ગોથા ખાવા લાગી અત્યાર સુધીની ત્હેની સર્વ વેદનાએ ઉદાસીનતા અને વિતૃષ્ણાનુ સ્વરૂપ ધારણ કર્યું રાસવિહારી, દયાળ, વિલાસ નરેન્દ્ર—એ સઘળાજ ત્હેને મન એક સરખાજ જણાતા બુદ્ધિ અને અવસ્થા વિશેષનાજ એક માત્ર બાહ્ય ભેદ સિવાય બીજો કશો તફાવત વિજયાએ તેમનામા દીઠો નહિ કેમકે એ સઘળી મરદ જાત પોતાના સુખ સગવડને ખાતર સ્ત્રીઓના પ્રત્યે નીચતા, કૃતઘ્નતા, તથા નિર્મળ નિષ્ઠુરતાનુ પ્રદર્શન કરવામા એક બીજાને ચઢી જાય એવીજ હોય છે તેમ છતા આજે દયાળનુ આચરણ એને વિશેષ ખટકતુ હતુ દયાળના પ્રત્યે એનો કેવો નિસીમ પૂજ્યભાવ હતો? કેવી અપુર્વ શ્રદ્ધા ભક્તિ પુર્વક એ દયાળને પોતાનો આપ્ત અને આત્મીય ગણતી હતી? વિજયાના હૃદયની કોઇ વાત એને અજાણી રહી નહતી પરતુ પોતાની ભાણેજના કલ્યાણ આગળ એણે પેટથી સહુ હેઠ ગણ્યુ હતુ કે નહિ? વિજયાની સર્વ હકીકતથી વાકેફગાર હોવા છતા, ત્હેના એ વિશ્વાસને લાયક નીવડવાને કેટલી હદ સુધી દયાળની વિવેક બુદ્ધિ જાગૃત રહી શકી હતી? નરેન્દ્રનો ખ્યાલ તો એણે મનમાથીજ કાઢી નાખ્યો હતો. ફકત એકજ વિચાર અત્યારે ત્હેના વ્હેબાકળા મનને વલોવી નાખવા લાગ્યો, એ સઘળાજ જ્યારે સરખા છે, ત્યારે એવી પરિસ્થિતિમા એકલા વિલાસનેજ શામાટે દોષિત ગણવો જોઇએ? એના વિરોધીઓની દ્રષ્ટિએ શામાટે એના દોષોનુ નિરીક્ષણ કરવુ જોઇએ? બલકે એથી ઉલટું એ બધામા સહુ કરતા ઓછો ગુનેહગાર એ છે કારણ એ ચરિત્રમા વાણી વર્ત્તનનુ સામ્ય સહુથી વધારે વિલાસના વિષેજ પ્રતીત થયું છે અને એનો જે કાઇ અપરાધ હતો, તે એના પ્રત્યેના સત્ય અને સજીવ સ્નેહનુજ સીધું પરિણામ હતુ અને એનો અપરાધ હોય, તો તેની સજા કરવાનો અધિકાર મ્હારો નથી. આ પ્રમાણે વિચાર કરતા એને વિલાસની યોગ્યતા વધારે સ્પષ્ટ ભાસી ગમે તેમ પણ એની ઉપેક્ષા કરવી, તે એને મન અપરાધ કર્યા સમાનજ જણાવા લાગ્યું

પરતુ રાસવિહારી એકાએક આકળો પડી એના ગભીર, નિર્વાક મુખ સામુ તાકીને અધીરાઇના આવેશમા બોની ઉઠયો—"તો બેટા, હવે ધરમના કામમા ઢીલ શી કરવી? કલમ ખડીયો તો અહિયા હશેજ નીચેથી લઇ આવવા કહુ?"

વિજયા એકદમ ચોકી ઉઠી, અત્યાર સુધી તે પોતાનું દુઃખ વીસરી ગઇ હતી, બલકે તે સ્થિર ચિન્તનથી શાન્ત બની શકી

હતી. તે દુઃખ પાછું આ હૃતાવળીઆ ડોસાની અધીરાઇથી તાજુ થયુ. અને બીજી ક્ષણેજ ત્હેણે નિષ્ઠુરપણે પ્રત્યુત્તર આપ્યો—" હું પૂછીશ કાકાબાબુ, કે આપનો શુ એવો મત છે કે પાપ ગમે તેવુ ભારે હોય, તોપણ તે પૈસાની લાલચ આગળ દબાઇ જાય છે !"

પ્રશ્નનુ તાત્પર્ય બરાબર સમજ્યા વગરજ રાસવિહારી બોલી ઉઠ્યો—' એમ કેમ ? એમ કેમ, બેટા ? "

અવિચ્છિન્ન દ્રઢતાથી વિજયાએ જણાવ્યુ—" નહિતર મ્હારા આવા ભયંકર પાપના પ્રત્યે દુર્લક્ષ કરીને, મ્હારો સ્વીકાર આપ શી રીત્યે કરી શકો ? "

રાસવિહારી લજ્જાથી ફીકકો પડી જઇને કહેવા લાગ્યો—" એતો તદ્દન ખોટી વાત છે બારેમા ભારે શત્રુ પણ ત્હમારા પર આવો અપવાદ નહિ મુકી શકે "

વિજયાએ કહ્યુ—" શત્રુ તો જાણે મુકી શકે નહિ પણ હુ આપને એટલુજ પૂછીશ કે વિલાસબાબુ શુ આવા સજોગોમા મ્હારા પ્રત્યે શ્રદ્ધાની નજરે જોઇ શકશે ખરાકે ? "

રાસવિહારી બોલ્યો—" શ્રદ્ધાની નજરે જોઇ શકે નહિ ! ત્હમારા પ્રત્યે ? અને તે પણ વિલાસ ? વારૂ—હમણાંજ નિર્ણય કરીએ " એમ કહી મોટેથી વિલાસને બુમ પાડવા લાગ્યો, "વિલાસ ! વિલાસ !"

વિલાસ નીચેજ કોઇ ઠેકાણે એની રાહ જોતો બેસી રહયો હતો, તે ત્યા આગળ આવીને ઉભો રહયો રાસવિહારી બોલી ઉઠયો— સાભળ વિલાસ ! આ મ્હારી દીકરી વિજયા પૂછે છે કે તુ એના પ્રત્યે શ્રદ્ધાની નજરે જોઇ શકીશ કે કેમ ? "

પરતુ વિલાસ એકદમ કશોય ઉત્તર આપી શકયો નહિ, પ્રશ્નની મતલબજ જાણે તે સમજ્યો નહિ હોય, એમ ડોળા ફાડીને જોઇ રહયો

વિજયાએ કહ્યુ—" તે દિવસે કાકાબાબુએ વાડીના સઘળાં નોકર ચાકરના દેખતા મ્હને કહ્યું હતુ કે તું આખી રાત નરેનબાબુની સાથે એકાન્તમા વાર્તાલાપ કરતા ધરાઇ નહિ, અને આખરે ટ્રેન મુકી જવાનું બ્હાનુ કાઢીને આખી રાત ત્હારે ત્યા પડી રહીને એ નરેન સ્હવારે ચાલ્યો ગયો એવી પરિસ્થિતિમા "

રાસવિહારી સખ્ત ઝખવાણો પડી ગયો. તે એકદમ બોલી ઉઠયો—" કદી નહિ ! કદી નહિ ! એ તો તદ્દન અસભવિત છે ઘોર મિથ્યા છે " ઇત્યાદિ ઇત્યાદિ.

વિલાસનુ મ્હો ફીકકુ પડી જતા તે કહેવા લાગ્યો—" ના, મ્હે કદી એવુ સાભળ્યુ નથી "

રાસવિહારી આ વખત સખ્ત ઉકળી પડયો–" કેવી રીત્યે સાંભળવાનો હતો વિલાસ ?–આવું હડહડતુ જુઠાણુ–અરે, એટલેજ હુ બદમાશ દરવાનને ગરદન મારવાનો છુ–જોજો તો ખરા લુચ્ચા પરેશની હુ શી વલે કરૂ છું તે ?! "

વિલાસે કહ્યુ–" પૃથ્વીપરના તમામ મનુષ્યો આ વાતની સાક્ષી પૂરે, તોયે હું કદાપિ સત્ય માનુ નહિ. "

વિજયાએ પ્રશ્ન કર્યો–" કેમ નહિ માનો ? અને તે કોને ખાતર ! "

વિલાસની બન્ને આખ્યો ચકચકવા લાગી, તેમ છતા ત્હેણે શાન્ત સ્થિર સ્વરે જવાબ દીધો–" ત્હમારી મીલકતને માટે લેશ માત્ર લોભ નથી, વિજયા ! બ્રહ્મપદને વિષે જેઓ આત્મ સમર્પણ કરે છે, તેઓ કદીયે અન્યાય કરી શકતા નથી હું ત્હમારી પોતાની સ્પૃહા કરૂ છૂં, નહિ કે ત્હમારી સપત્તિની "

વિજયા થોડીવાર સુધી ત્હેની સામુ ટગર ટગર જોઇ રહીને બોલી ઉઠી–" આ શુ સાચુ કહો છો ? "

વિલાસે આગળ ધસી, વિજયાના જમણા હાથને પોતાના હાથમા ઝાલીને કહ્યુ–" વિજયા ! મ્હારામા જે કાંઇ અસત્ય હશે, તે સર્વ ખરચી નાખીને આજે ત્હમારી આગળ કેવળ સત્યજ બોલ્યો છુ "

થોડીકવાર સુધી બન્ને જણા સ્થિર ઉભા થઇ રહ્યા ત્યાર બાદ વિજયાએ હળવે રહીને પોતાનો હાથ ખેચી લીધો, અને ટેબલ પાસે જઇને હાથમા કલમ લીધી, ક્ષણભર ત્હેનુ ચિત્ત ડગમગવા લાગ્યુ. અનેક તર્કવિતર્ક પછી ત્હેણે મોટા અક્ષરે પોતાનુ નામ લખ્યુ, સહી કરેલો કાગળ રાસવિહારીના હાથમા આપીને બોલી–" લ્યો આ કાગળ "

રાસવિહારીએ કાગળની ઘડી કરીને ગજવામા મુકયો અને પછી ઉઠીને ઉભો થયો વનમાળીના શોકને ખાતર અશ્રુપાત કરી અનેક આશીર્વાદ આપી, રાત પડવા આવી છે એમ કહી ત્યા આગળથી ચાલતો થયો.

પિતૃદેવ ઘેર સીધાવી ગયા બાદ વિલાસ એકાએક ગભીર થઇને કહેવા લાગ્યો–" હુ જાણું છુ કે ત્હમે મ્હને ચાહતા નથી. પરતુ સામાન્ય મનુષ્યની પેઠે હુ પણ જો એવા પ્યારને સર્વ સ્વ ગણી શકતો હોઉં, તો કહી શકું કે, વિજયા ! ખુશીથી ત્હમે જેને ચાહતા હો, ત્હેનેજ વરજો–મ્હારામાં એટલી સંયમ શક્તિ છે–એટલી ઉદારતા છે. પિતાજીની પાસેથી હું મિથ્યા શિક્ષણ પામ્યો નથી. "

થોડીકવાર સ્તબ્ધ રહી, ફરી પાછો કહેવા લાગ્યો.–પરન્તુ સકામ કામી–તૃષ્ણા, જેને મનુષ્યો ભ્રમ વશાત પ્રેમ તરીકે ઓળખાવે છે–તે શું એક સુશિક્ષિત બ્રાહ્મ કુમારીના લગ્નનો આદર્શ હોઇ શકે કે? બ્રાહ્મ સમાજનો વિરાટ ઉદ્દેશ્ય સત્ય છે! પર બ્રહ્મના પદને નીચે દંપતીના યુગ્મ આત્માનું એકાન્ત સમર્પણ! હું ખરૂં કહું છું, વિજયા! ત્હમારે આ સત્ય મ્હારી પાસેથી સમજવુંજ પડશે એ નરેન ત્હમારી પાસે આવે, ત્યારે મ્હારી આ સર્વ વાતોને અનુભવની શરાણપર ચઢાવી જોજો” વિજયાએ કાંઇક બોલવાને સારૂ મુખ ઉંચુ કર્યું, પરન્તુ ત્હેના ઓષ્ઠાધર કાંપી ઉઠતા, પ્રબળ બાષ્પોચ્છવાસથી કંઠ રૂંધાઇ ગયો–મ્હોડામાંથી શબ્દ સરખો ઉચ્ચારી શકી નહિ પોતાના બન્ને હાથ કપાળપર મુકીને ત્હેણે નમસ્કાર કર્યા અને બીજી ક્ષણેજ પાસેના દરવાજામાં થઇને અંદરના ખંડમાં ચાલી ગઇ

---

# પ્રકરણ ૨૫.

---

## કોકડું ગુંચવાયું.

આજે સ્હવારે વિજયા જ્યારે જાગૃત થઇ, ત્યારે ત્હેને પોતાનું મન પહેલાના કરતાં ઘણું શાન્ત થઇ ગએલું લાગ્યું ચિન્તા, વ્યા કુળતાનો હવે આભાસ સરખોયે જણાતો નહતો બહાર દ્રષ્ટિપાત કરતાં શ્રાવણ માસના પ્રભાતની જેમ આકાશને વિષે વાદળાની ઘનઘોર ઘટા જામી રહી હતી. ઋતુનો ચેપ મનુષ્યને લાગ્યા વિના રહેતો નથી સ્વાભાવિક રીતેજ વિજયાને પથારીમાં પડી રહેવાનું મન થયું એવું શું કામ વહી જાય છે? થાય છે, કંઇક રહીને નીચે જવાશે, એવા એવા વિચારથી વિજયાએ પથારીમાં કયાં લગી આળોટયા કીધું ત્યાર બાદ બારી બહાર નજર કરીને જુએ છે તો ઝાડપાન વગેરેએ નવીન રંગ ધારણ કર્યા છે, તેમજ ફલ પત્રાદિક પણ સ્થિર–ગંભીર થઇ ગયાં છે કલહ–વિવાદ, તર્ક–વિતર્ક, અશાન્તિ ઉપદ્રવ, જાણે અખિલ વિશ્વમાંથી નિર્મુળ થઇ જઇને, સમસ્ત સંસાર જાણે એક જાતનો અંદર ઋષિ–મુનીના તપોવન સમો બની ગયો છે, અને પરિણામે કેવળ શાન્તિનું સામ્રાજ્ય સર્વત્ર ફેલાઇ રહ્યું છે

વિજયા આમ મન મન્દિરીયે મ્હાલી રહી હતી, એટલામાં પરેશની માએ બારણાં ધમધમાવી નાખીને ત્હેની શાન્તિનો ભંગ કર્યો પરેશની માતાએ ત્હેને ઉઠાડી નહિ હત, તો વિજયા શય્યાનો ત્યાગ ક્યારે કરત, તે કહેવાનું કઠીણ છે

હાથ મ્હોં ધોઇ, વસ્ત્ર પરિધાન, કેશ-સંમાર્જન વગેરેથી નિવૃત્ત થઇ, વિજયા નીચે ઉતરી. તરતજ સમાચાર મળ્યા કે રાસવિહારી આજે કર્યાંકનો આવી મજુર વર્ગના કામની તપાસ જાતે કરી રહ્યો છે માત્ર બે દિવસ બાકી રહેલા છે, અને તેટલા સમયમા સઘળી તૈયારી કરી દેવાની છે.

વિજયા પોતાના મન સમાથે વિચાર કરવા લાગી કે મંગલમયની ઇચ્છાથી મ્હારાં માંગલિક પ્રસંગને માટે જે અન્તિમ નિશ્ચય થયો છે, તેમા હવે સંદેહને અવકાશ માત્રપે નથી પરંતુ પાછો વિચારવિમળમા ગોથા ખાવા લાગી. રાસવિહારી નીચે છે, અને ત્યા આગળ જઇશ, તો એ મુલાકાતમાથી કેમે કર્યો છુટકારો નહિ થાય, એવા ડરથી તે પાછી ફરી અને દાદર પર આવીને ઉભી રહી ઉપર આવીને પોતાના અભ્યાસ કરવાના ખાનગી ઓરડામા દાખલ થઇ અનેક તર્ક વિતર્કની વેદનાથી ત્હેનુ ચિત્ત પાછુ વહોવાઇ જવા લાગ્યુ એટલો સમય ત્હેનો કેમ કરીને પસાર થયો, કેટ-કેટલા અશ્રુબિન્દુ ત્હેણે એ વખત દરમ્યાન સાર્યાં, તે વાતનુ એને ભાન નહતુ એવામા પરેશની માએ એકાએક ત્યા આવીને કહ્યુ -"એક વાગી ગયો છે, બા સાહેબ! હવે તો જમશો ખરાને?'

ઘડીઆળની સામુ જોઇ તે પાછી વિચાર સાગરમા નિમગ્ન થઇ જવા લાગી પરેશની માતા એકાએક મૃદુસ્વરે બોલી ઉઠી.-'અરે, બા સાહેબ! ડાકટર બાબુ આવી પહોંચ્યા!" એમ કહી, તેજ ક્ષણે તે ત્યા આગળથી સટકી ગઇ વિજયા ચમકીને મ્હો ફેરવીને જુએ છે, તો નીચે ઓટલા પર પરેશની પાછળ પાછળ નરેન્દ્ર આવે છે.

વિજયાને આ વાત કલ્પનાતુંયજ લાગતી હતી તે ઉપર આવ્યો ત્યા સુધી તે ત્હેના મનમા બસ એટલોજ વિચાર ઘોળાયા કરતો હતો કે આ તે વળી રીતે સભરી શકે? વિજયાનો પોતાનો વેશ પણ કેવો આ વખતે હતો? માથે મોટા મોટા ઝટાપા, નવુ જાણે મરવાનું ડહુ! ફીક્કા ફૂમ હોઠ, કપડા પણ જયર પથર પહેરેલા! પરંતુ ઓરડામા પેસતા વારને તે બોલી ઉઠ્યો -"તે દિવસે કેમ મ્હારી જોડે રૂસણા લીધા હતા, બોલો તો?" એમ કહી એકાદ ખુરશી પર પોતે ગોઠવાઇ ગયો પરંતુ એના મુખ પ્રદેશને વિષે, કંઠસ્વરમા તેમજ સમસ્ત દેહેન્દ્રિયાદિકને વિષે જે શ્રમ અને શોકની છાયાનો આવિર્ભાવ થઇ રહ્યો હતો, તે જોઇને. વિજયા પોતે પણ વિસ્મય જોઇ બની

ગઇ. ઉત્કંઠા પૂર્ણ વ્યગ્રતાથી વ્યાકુલ થઇને ત્હેણે પ્રશ્ન કર્યો—"તમને થયુ છે શુ, નરેનબાબુ ? તબીયત તો બગડી નથીને ?"

નરેને ડોકુ ધુણાવીને પ્રત્યુત્તર વાળ્યો.—"ના, હવે બધું મટી ગયુ છે. તાવ તો સાધારણજ આવ્યો હતો, પણ તેમા હાડ એટલા નિર્ગત થઇ ગયા છે કે આજે અહિં આવતા પણ ફેંફેં થઇ ગયો—પણ તે દિવસે મ્હે ગુન્હો શો કર્યો હતો, તે કાંઈ કહેશો ખરાને ?"

પરેશ ઉભો થઈ રહ્યો હતો વિજયાએ ત્હેને સંબોધીને કહ્યુ— "જા, છોકરા ! ત્હારી માને કહે કે કાંઇક ખાવાનું લઇ આવે " એમ કહી તેણી નરેનને કહેવા લાગી:—"સ્હવારથી અત્યાર લગી ભૂખ્યાજ રહ્યા હશો !"

"ના, પણ તે સારૂ હુ કાંઇ વલોપાત કરતો નથી,'

'પણ હુ વલોપાત કરુ છુ તો," એમ કહી પરેશની પાછળજ તે નીચે ઉતરી પડી

થોડીકવાર પછી વિજયા ખાદ્ય પદાર્થના પુગયા સહિત એક વાડકામા ગરમ દૂધ લઇ આવી, નરેનની સમક્ષ તે સર્વ ગોઠવી દીધુ. પોતે પણ ત્હેની એક બાજુએ ગોઠવાઇ ગઇ જમવામા ચિત્ત પરોવી નરેને હસતા હસતા કહ્યુ—"શી અદ્દભુત વિલક્ષણતા છે આપની ' બીજાના મકાનમા તો ઓળખાણ સરખી રાખી શકતા નથી, અને અહિં પોતાને ઘેર આવી ગરમ ખાતરદારી કરો છો, એ કેવુ આશ્ચર્ય ? તે દિવસના બનાવ પરથી ધાર્યું હતુ કે અગાઉથી આવવાની ખબર આપીશ, તો મ્હારુ મ્હો જોવા પણ ઉભા રહેશો નહિ, એટલા માટેજ પરેશની સાથે ચુપચુપ ચાલ્યો આવ્યો છુ હવે સમજાય છે કે, એમા છેતરાયો નથી."

વિજયાએ કશોય પ્રત્યુત્તર આપ્યો નહિ નરેન પોતે પણ થોડી વાર મૌન રહીને કહેવા લાગ્યો —

"દીલ તો સહજજ ભરાયુ છે, પણ એમા હુ એવો ઢીલોઢપ થઇ ગયો છુ કે મ્હને પોતાનેજ નવાઇ લાગે છે જીવ પર જોર કરીને જેમતેમ અહિં આવી શક્યો છુ ખરેખર, રસ્તે ચાલતા ચાલતા મ્હારો દમ આખર નીકળી ગયો છે."

પહેલાની પેઠેજ આ વખત પણ વિજયા મૌન રહી, નરેને દૂધનો વાડકો ખલાસ કરતા જણાવ્યુ —આપના સાંભળવામા તો હશેજ, કે મ્હારી નોકરી જતી રહી છે. મ્હરે આજે આર્યોના અહિં આવવાનુ ખાસ કારણ છે" એમ કહી, ખીસામાથી એક રંગીન

પત્ર કાઢીને કહેવા લાગ્યો—"આપના લગ્નની નિમંત્રણ પત્રિકા મ્હને મળી છે તેજ દિવસે સ્હવારના મ્હારું વહાણ કરાચીથી ઉપડશે."

વિજયાએ ગભરાઇને પુછ્યું "કરાચીથી આપ ક્યાં જાઓ છો ?"

નરેન બોલ્યો—"સાઉથ આફ્રિકા અહિં પણ નોકરી મળી શકે તેમ છે, પરંતુ નોકરી કરવીજ હોય, તો ભવિષ્યનો વિચાર પ્રથમથીજ કર્યો હોય, તો ઠીક થઇ પડે નોકરી સારી હોય તો મ્હારે મન પંજાબ અને કેપકોલોની એ બન્નેય સરખાજ છે આપ શું ધારો છો ? હા, પણ હવે આપણો કરીયે મેળાપ થઇ શકશે નહિ"

છેવટના શબ્દો વિજયાએ ભાગ્યેજ સાંભળવાની તસ્દી લીધી હશે. અત્યંત ઉદ્વિગ્ન કંઠે તે પ્રશ્ન પરંપરા કરવા લાગી—'નલિનીને આ વાત પસંદ છે કે ? નહિતર આપ આટલા જલ્દી કેમ કરીને જઇ શકો ? તે હું સમજી શકતી નથી બધી વાતનો ખુલાસો ત્હમે કર્યોજ હશે, એમ હું ધારૂં છું.'

નરેને હસતા હસતા કહ્યું—"રાખો, રાખો, હજી કોઇને પણ બધી વાતની ખબર થઇ નથી, પણ—"

વિજયાએ આકુળા પડી ત્હેને અધવચ અટકાવીને ઝડીમાર કર્યો—"એમ તે શી રીત્યે થઇ શકે ? ત્હમે શું હમને લોકોને ટ્રંક બીસ્તરા જેવા સમજ્યે છો કે જ્યાં જવા ધારો, ત્યાં હમને પેક કરીને લઇ જઇ શકો ? એની રાજીખુશી વિના આટલે બધે દૂર સુધી ત્હમારાથી જવાયજ નહિ"

નરેન એકાએક ભોઠો પડી ગયો થોડીકવાર ગભરાટમાં પડી રહીને તે બોલી ઉઠ્યો—"વાત શી છે, તેનો કાંઇ ખુલાસો કરશો ! અહિં આવના આગમચ દયાળબાબુ મળ્યા હતા, એમની આગળ પણ મ્હેં આ વાત કાઢી હતી, ત્યારે એ પણ જાણે ઉપરથી આભ તુટી પડતું હોય, તેમ ચમકી ઉઠ્યા હતા. આટલા બધા માણસોમાં એકલા નલિનીના સંમતિ-પ્રદાન ઉપર મ્હારૂં જવાનું શી રીત્યે અવલંબી શકે ? અને એ મ્હને અટકાવ પણ શું કરવા કરે ? આ તો કોઇ સખ્ત કોકડું ગુંચવાઇ ગએલું લાગે છે એ ભુલ ભુલામણીનો ભેદ કાંઇ મ્હને સમજાવશો ખરાંને ?"

ક્ષણ ભર ત્હેના મ્હોં સામું તાકી રહીને વિજયાએ હળવે રહીને કહ્યું:—"એના હાથની માગણી શું આપે નથી કરી ?"

નરેન જાણે આકાશ ઉપરથી ગબડી પડ્યો હોય તેમ આભા બનીને કહેવા લાગ્યો –" ના, કદાપિ નહિ. "

વિજયાના મુખ પ્રદેશના ઉપર એકાએક રતાશ પથરાઇ રહી, પરંતુ બીજી ક્ષણેજ પોતાની જાતને તે સમાવી લઇને બોલી ઉઠી —

"નહિ કરી હોય તોયે શું કરવી ઉચિત નથી ? આપનો મનોભાવ તે કાંઇ એમ ઢાંકિયો રહ્યો હશે ? "

ઘણીવાર સુધી જડભરતની માફક બેસી રહ્યા બાદ નરેન્દ્ર કહેવા લાગ્યો –" આ ગંભીર ઘોટાળો શાથી થઇ ગયો હશે, તેજ સમજાતું નથી. એ પોતે તો એવો ગોળો ગબડાવી શકેજ નહિ, કેમકે એને પોતાનેજ ચોકકસ ખબર હતી કે એ વાતજ અસંભવિત છે, પણ "

વિજયાએ અધવચ પૂછ્યું –" અસંભવિત કેમ કરીને ? "

નરેન કહેવા લાગ્યો–" એક કારણ તો એ કે હું હિન્દુ છું અને એ બ્રહ્મ સમાજી છે, વળી હમારી બંનેની જાત પણ જુદીજ છે "

વિજયાએ ઝબકાઇ જઇને કહ્યું:—" આપ ત્યારે શું જાતિભેદમાં માનો છો ? "

નરેન બોલ્યો —" માનું છું ત્યારે એમાં નવાઇ શી છે ? હિન્દુ સમાજમાં જે જાતિભેદ છે, એક જાતિના બીજી જાતિવાળા સાથે લગ્ન થઇ શકતા નથી–તે શું આપ નથી માનતા ? "

વિજયાએ કહ્યું —" માનું છું, પરંતુ ખરૂં જોતાં નથી માનતી, આપ કેળવાયલા હોવા છતાંય શું આવી વાતને સ્વીકારો છો ? "

નરેન હસવા લાગ્યો તેણે કહ્યું —" હમારા ડાકટર લોકોની બુદ્ધિ કૂપ મંડુક જેવીજ થઇ જાય છે ખાસ કરીને માઇક્રોસકોપ માહેના અણુ આણું જેવડા જન્તુઓના જેવી તુચ્છ બાબતોમાંજ હમારો વખત ગુજરે છે મહેરબાની કરી હવે મને માફજ કરશો તો ઉપકાર થશે "

વિજયા તરત ચેતી ગઇ કે જાતિભેદ જેવા બારીક પ્રશ્નને એણે કેવી કુશળતાથી ઉડાવી દીધો.તેથી તે બોલી ઉઠી —" વારૂ, એ તો જાણે ઠીક, પરંતુ જ્યાં એક જાતિ છે, ત્યાં પણ ધર્મમતની ભિન્નતાને લઇને લગ્ન થવાં અસંભવિત ગણતા હશો. આપ સનાતની હિન્દુ કીંકડના ? આપ તો ન્યાત બહાર છો. કોઇ બ્રહ્મકુમારી આપને પરણવાને યોગ્ય નથી, એમ શું આપ માનો છો ? અને એજ જો આપનો વાસ્તવીક મત હોય, તો શા સારૂ સ્પષ્ટતાથી તે પ્રમાણે ઉલ્લેખ કરતા નથી ? "

એટલું બોલતા બોલતામાં ત્હેની આંખોમાં આંસુઓનાં ભરાઇ આવ્યા, અને તે છુપાવવાને એણે મ્હોડું આડું ફેરવી નાખ્યું. પરંતુ એમ છતાં તે નરેનની દ્રષ્ટિ ટાળવી શકી નહિ. એણે કંઇક આશ્ચર્યભેર કહ્યું:—"પરંતુ આ જે કહો છો. તે તો મ્હારો મત નથી."

વિજયાએ મ્હોડું ફેરવ્યા વગરજ ગળગળા સાદે કહ્યું—"ખરેખર, એજ આપનો વાસ્તવિક મત છે."

નરેન્દ્ર બોલ્યો-"ના, પતીજ નહિ પડતી હોય, તો કસોટી કરી જોતા ખાતરી થશે કે એ મ્હારો સાચો તો શું પણ મિથ્યાએ મત નથી. વળી, એ સિવાય નલિનીની વાતનો ખોટો ખ્યાલ કરી આપ નાહક દુઃખી શું કરવા થાઓ છો? હું જાણું છું ત્યાં સુધી એનું હૃદય તો બીજે કશે અર્પાઇ ચુક્યું છે, અને હું પૃથ્વીને પેલે પાર નાસી જાઉં છું, તે એ પણ જાણશેજ તેથીજ આપને વિનતિ કરું છું કે હું ચાલ્યો જાઉં છું તે સંબંધી આપ નાહક ઉચાટ કરશો નહિ"

વિજયાએ પીજાણીના વેગે કહ્યું:—"એ નલિની આપને જવાની ના નહિ પાડે, તો પણ શું આપ ત્યાં જઇ શકશો, એમ ધારો છો?"

થોડીકવાર વિચાર નિમગ્ન રહી, નરેન હળવે રહીને બોલી ઉઠયો—"એ તો જાણે યોગ્ય વાત છે, આપની સમ્મતિ વિના હું કાંઇ પણ પ્રવૃત્તિ આદરીશ નહિ પરંતુ આપ તો મ્હારી સઘળી વાત જાણો છો પરદેશ ગયા વિના ચરિતાર્થની સફલતા થઇ શકે તેમ છે નહિ, કામ ધંધા વગર અહિં નકામા પડી રહેવાથી શું વળ્યું? મ્હને આપ અટકાવ કરશો નહિ"

ક્ષણભર મૌન રહી વિજયાએ કહ્યું—"આપ કાંઇ એવા મુફલીસ કે ભૂખે મરતાયે નથી. આપને સર્વ કંઇ છે, ઇચ્છા કરતા વારને સઘળુંજ પાછું પ્રાપ્ત કરી શકો તેમ છો"

નરેને કહ્યું—"ઇચ્છા કરૂં તો તો મળી શકે તેમ છે, તેમ આપ પણ આપવાને તૈયાર છો, તે પણ મારા લક્ષમાં છે, અને તે ચિરકાલ સુધી રહેશે. પણ ખરૂંજ પરંતુ ગુરૂઓની તે લેવા માટેયે અધિકાર જોઇએ છે—એ અધિકાર મ્હારી પાસે નથી"

વિજયાએ મુખ નીચું રાખીનેજ પ્રત્યુત્તર વાળ્યો,—"છે સ્તોત્રણી! મીલકત પિતાજીની છે, મ્હારી નથી અહિતર તે દિવસ આમ હસતા હસતા તમામ મીલકતને આરૂં કંઇ જાહેર કરવાની આશાભરેલું લગને કરતજ નહિ હયાત હોવા છતાંય હું આ સ્થળે રહેતી નહતી. મ્હને ખબર

પડી હત, તો જોરજુલમથી આપણી મીલકત કબજે કરત તસુપૂર જમીન પણ પચાવીપાડયા હેત નહિ. ”

નરેન મૌન રહ્યો. વિજયા પણ ચુપચુપ બેસી રહી. બેત્રણ મિનિટ પછી દીર્ઘ નિશ્વાસના શબ્દો નાખતા ઉંચી દ્રષ્ટિ કરતાં ત્હેના જોવામા આવ્યુ કે નરેનના મુખનો રગ એકાએક બદલાઇ ગયો છે. બન્નેની દ્રષ્ટોદ્રષ્ટ મળતા, નરેન બોલી ઉઠયો —“નલિની બરાબર સમજી ગઇ હતી, વિજયા ! પણ મ્હને ખરૂ લાગતું ન્હોતુ કે મ્હારા જેવા એક નમાલા અકર્મીનો ત્હમને શો ખપ પડશે ? ત્હમારી આગળ શા વીસાતમા ‘ એમ ધારી મ્હે એ કલ્પનાને ભ્રમ મુલક કરાવી હતી પરતુ ખરેખર ત્હમે જો આવી અસગત કલ્પના કદાપિ કરી હોય, તો એકવાર મ્હને આજ્ઞા તો કરવી હતીને ? મ્હારી સમજ પ્રમાણે તો સ્વપ્નમાયે એનો ખ્યાલ કરવો એ ઘેલછા જેવુ જ હતુ ”

આજે આટલા બધા દિવસે એના મુખેથી પોતાનુ નામ સાભળીને વિજયા પગથી તે માથા સુધી ધ્રુજી ઉઠી વસ્ત્રના છેડાથી મુખ સતાડીને તે ડુસકે ડુસકા ભરીને રડવા લાગી

નરેને પાછુ ફરીને જોયુ તો દયાળ ઘરમા પ્રવેશ કરે છે ત્હેણે એ બન્ને જણા બેઠા હતા ત્યા આગળ આવી, વિજયાના માથા ઉપર પોતાનો જમણો હાથ ફેરવતા કહ્યુ –“માતાજી !”

એના કરુણ સ્વરથી ધાર્યા કરતાયે વિપરીત પરીણામ આવ્યુ. એમ કહી વીજયા વૃદ્ધ દયાળના પગમા પડી જઇને છાતી ફાટ રડી પડી

દયાળની આખોમાથી પણ આસુની ધારા વહેવા લાગી વિજયાના માથાના વાળ પપાળતો તે કહેવા લાગ્યો —“મ્હારી ભુલના ભોગેજ આ ભયકર અન્યાય થયો છે આ કષ્ટ ઘટનાને સારુ હુંજ જવાબદાર છુ નલિનીની સાથે અત્યાર સુધી મ્હારે એજ વાત થઇ હતી પરતુ કોને ખબર કે વેદીયા ઢોર જેવો હુ ઓડનુ ચોડ સમજી મિથ્યા હકીકત ભચડી મારી ત્હમને આટલા દુખી કરી શકત ? હવે જો એનો કોઇ પણ ઇલાજ હોય તો—”

દયાળની ઘડીઆળમા ત્રણ વાગી ગયા હતા ! ત્રણે જણ સ્તબ્ધ થઇ ગયા, થોડીકવાર શાન્ત રહીને દયાળ ત્હેની પીઠ પપાળતા બોલી ઉઠયો —“હવે શુ એનો કાઇ ઉપાય નહિ થઈ શકે ?”

મ્હો સતાડીને વિજયાએ ગળગળા સાદે કહ્યુ –“ના, ના–હવે મરવા સિવાય બીજો કશો ઇલાજ રહયો નથી ”

દયાળ કહેવા લાગ્યો.—“છટ ! આવુ શુ કહો છો !” પણ વિજયા બોલી ઉઠી.—ના, ના, હવે કશો ઉપાય રહયોજ નથી સહી

આપીને મ્હેં હાથ કાપી કાપી આપ્યા છે.—જીવતા લગી મ્હારાથી હવે તેનો ભ્રમ નહિ થઇ શકે. દયાળ બાબુ! મરી જઇશ. નહિ તો—" એટલું બોલતા બોલતામાં ત્હેનો કંઠ રુંધાઇ ગયો. દયાળનું મ્હોં પણ સીવાઇ ગયું. હળવે હળવે તે એના માથાના વાળ પંપાળવા લાગ્યો.

પરેશ બારણા આગળ ઉભો રહીને કહેવા લાગ્યો—"બા સાહેબ! ત્રણ વાગી ગયા ત્હમારે લીધે સઘળાજ ભૂખ્યા રહ્યા છે.

વિજયા આંખો લુછીને કોઇના પ્રત્યે પણ દૃષ્ટિપાત સરખો કર્યા વગર ત્યા આગળથી ચાલી ગઇ

દયાળે કહ્યું—"નરેન! ત્હમે પણ હજી સ્નાન આહારનું સેવન કર્યું નહિ હોય!"

નિષ્ઠાશુન્ય મનથી નરેને જવાબ દીધો—"ના,"

"ત્યારે ચાલો મ્હારી સાથે ઘેર"

બન્ને જણા ત્યા આગળથી કુચ કરી ગયા

## પ્રકરણ ૨૬.

### સાનંદાશ્ચર્ય!

તે દિવસે સન્ધ્યાકાળે પિતા પુત્ર રાસવિહારી અને વિલાસ વિહારી ફરી પાછા આવી, કેટલીક સુચના કરી ગયા બાદ, વિજયા પોતાના ખાનગી ઓરડામા પ્રવેશ કરીને જુએ છે તો દયાળ ત્યા આગળ વિચાર ગ્રસ્ત થઇને બેસી રહયો છે તે કયારનો આવ્યો હશે, તેની વિજયાને ખબર નહતી થોડીકવાર વિચારમાળાના મણકા ફેરવ્યા કરી, તે જેવો આવ્યો હતો, તેવોજ ગુપચુપ ચાલ્યો ગયો, પરતુ કલાકેક પછી જયારે તે પાછો દ્રષ્ટિગોચર થયો, ત્યારે વિજયા હળવે રહીને ત્હેની સામે જઇને ઉભી રહી દયાળ આશ્ચર્યચકિત થઇને બોલી ઉઠયો—"આપને માટેજ રાહ જોઇ રહયો છુ માતાજી!"

વિજયાએ સ્નિગ્ધ કંઠે જવાબ દીધો—"ત્યારે મ્હને બુમ કેમ નહિ પાડી?"

દયાળ બોલ્યો—ત્હમને કહેતા જીભ ઉપડી નહોતી આજે બપોરના વખતે જરૂર મ્હારે ત્યા પધારજો મ્હારા આ નિમન્ત્રણને જરૂર માન આપવું પડશે, માતાજી! આપ કદાચ 'ના' કહીને કાસલ પતાવી દો, એ ડરથી આપની પાસે ખાસ કરીને હુ જાતે ને પોતે આવ્યો છુ. પરતુ તકલીફણ વખતે જવાનુ નહિ ફાવે, આપને માટે મ્હે પાલખીનો બંદોબસ્ત કરી રાખ્યો છે, તે આપને યોગ્ય સમયે લઇ જશે."

રૂદના કરૂણા મિશ્રિત કથનથી વિજયાની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં, તેણે કહ્યું-"આપે ચીઠ્ઠી લખીને મોકલી હોત, તોએ આપની આજ્ઞાનો હુ અનાદર કરત નહિ. નાહક આપે તસ્દી શુ કરવા લીધી ?"

દયાળે ઉભા થઈને કહ્યુ -"માતાજી ! આપને જરુર આવવુ પડશે. નહિ આવો, તો મ્હારે ફરી જાતે તેડવા આવવુ પડશે"

વિજયા બોલી -'વારૂ, આવીશ" પરંતુ તેના આ આગ્રહાતિશયથી વિજયા મનમાં વિસ્મિત થઇ, અત્યાર સુધી એણે કદાપિ નિમન્ત્રણ કર્યુ ન હતુ તેમા વળી સન્ધ્યાકાળને બદલે ખરે બપોરે રાખેલી ભોજન વગેરે સત્કારની વ્યવસ્થા, અને તે ખાતર કરેલો હૃદયથી ઝાઝો વિનય અનમત, વિજયાને એ સઘળુ વિચિત્ર અને અસાધારણ ભાસ્યુ અને કાંઇક સન્દેહ પણ ઉપજ્યો, પરંતુ મનનો સન્દેહ મનમાંજ છુપાવીને જરાક હસીને વિજયાએ પ્રશ્ન કર્યો -"આ નિમન્ત્રણનુ કાંઇક કારણ તો કહેશોને ?"

વિજયાને વગર સંકોચે પ્રત્યુત્તર વાળ્યો -"ના માતાજી ! કારણ અત્યારે કહી શકતો નથી"

વિજયાએ કહ્યુ - વારૂ, તે નહિ કહેતા, પણ કોને કોને નોતર્યા છે, તે તો કહેશો ખરાને ?"

દયાળ બોલ્યો -"આપ સઘળાને નહિ ઓળખી શકો મ્હારા બાગ પાસેના સ્નેહી વર્ગને નિમન્ત્ર્યો છે પરંતુ જેઓને આપ ઓળખો છો, તે બન્નેના એકનુ નામ રાસવિહારી અને બીજાનુ નામ નરેન્દ્ર છે"

દયાળ ચાલી ગયા બાદ, વિજયા વણીવાર સ્થિર બેસી રહી આ નિમન્ત્રણના ઉદ્દેશનો-પ્રયોજનનો વિચાર કરવા લાગી પરંતુ વિચાર વમળમા ગોથા ખાતા નિરાકરણ કશુ થઇ શક્યુ નહિ

પરંતુ બીજે દીવસે બપોરના અઢી વાગતા સુધી જ્યારે પાલખી આવી નહિ, ત્યારે વિજયા કાગને ડોળે રાહ જોતી ઉભી થઇ રહી. તેણે પરેશની માની સાથ જવાનો મનસુબો કર્યો ને પરેશની માતા પણ તેની પાસે વારંવાર આવીને અકળામણ કરવા લાગી દયાળને કદાચ નિમન્ત્રણનુ વિસ્મરણ તો નહિ થયુ હોય ? નોકરની મારફત ખબર કહાવી હોય તો કેવુ ? આવા આવા અનેક સંકલ્પ વિકલ્પ બન્ને જણા કર્યા કરતા હતા, તે દરમ્યાન પરેશે હાંફતા હાંફતા આવીને કહ્યુ કે 'પાલખી આવી પહોંચી "

વિજયા જ્યારે પાલખીમા બેસીને દયાળને ત્યા જવાને નીકળી પડી, ત્યારે સાંજ પડવા આવી હતી રાસવિહારી મજુર વગેરેને લઇને

રસ્તામા મળતા હસીને કહેવા લાગ્યો –" દયાળને ત્યા અત્યારે વળી શી ધમાલ હશે. તે સમજાતુ નથી સન્ધ્યાકાળ પછી મ્હારે પણ જવાનુ છે, ખાસ આગ્રહ પૂર્વક નિમન્ત્રણ કર્યું છે પરંતુ પાલખી મોકલતાં મોડુ કરશે, તો મ્હારાથી આવી શકાશે નહિ, તે એને સાફ સાફ કહી દેજો "

દયાળના દરવાજા પર આસાપાલવના તોરણ ટાગ્યા હતાં–બન્ને બાજુએ પાણીના ભરેલા કળશ હતા એ જોઇને વિજયા છક થઇ ગઇ અદર પગ મુકતા, દયાળ જે કેટલાક પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોની સાથે વાર્તાલાપ કરી રહયો હતો, તે એને જોઇને તરત એના તરફ દાડી આવ્યો.

વિજયા એને જોઇને કહેવા લાગી —" આપનો મધ્યાન્હ કાળ શુ હજી થયો નથી કે ? "

દયાળ સ્નિગ્ધ કંઠે બોલી ઉઠયો –" આજે હમારે ભુખ્યા રહેવાનુ છે નરેન તો નિર્જીવ જેવો થઇને સુઇ રહયો છે આજે એક દિવસને માટે ભટ્ટાચાર્ય મહાશયની આજ્ઞા માનવી પડશે "

બીજે માળે પગ મુકતા લગ્નની સર્વ તૈયારીઓ થઇ રહેલી જોવામા આવી એ શુ હશે, તે બરાબર નહિ સમજાતા વિજયાનુ હૃદય ધ્રુજી ઉઠયુ–પરતુ ખુલ્લે ખુ'લ્લુ પુછવાનુ સાહસ હેણે કર્યું નહિ.

દયાળે સહજ ભાવે સ્પષ્ટીકરણ કરતા જણાવ્યુ –" સન્ધ્યાકાળ વીત્યા પછી લગ્ન સમારભ છે. આજે હમારાજ લગ્ન છે, માતાજી ! આખા દિવસ દરમ્યાન સઘળી તૈયારી કરી રાખી છે ઇશ્વર કૃપાથી સઘળુ સાગોપાગ થઇ જશે કોઇ પ્રકારની ત્રુટિ આવવાની નથી ભટ્ટાચાર્ય મહાશય પણ કહેતા હતા કે આજનું મુહૂર્ત ઘણુ સારૂ છે "

વિજયાનુ મ્હોં ફીકકુ પડી ગયુ તે બોલી ઉઠી –" આપ શુ અસલી હિન્દુ વિવાહ પદ્ધતિથી મ્હારા લગ્ન કરશો ? "

દયાળ બોલ્યો –" હિન્દુ વિવાહ પદ્ધતિથી શુ લગ્ન નહિજ થઇ શકે ? પરતુ ગઇ કાલે આખો દિવસ વિચાર કરવા છતા મ્હને કાઇ સુઝ પડતી ન્હોતી એટલામા નલિનીએ ઝટ નીર્ણય કરી દીધો હેણે કહ્યુ –" મામા ! એના પિતા જેને એનો હાથ સોપી ગયા છે, હેનેજ એનો હાથ હમે પણ અર્પણ કરો નહિતર બ્રાહ્મ વિવાહનુ બ્હાનુ કાઢીને અપાત્રે દાન કરશો, તો અધર્મની પરાકાષ્ઠા થઇ જશે, મનનુ મિલન એજ લગ્નનુ વાસ્તવિક લક્ષણ છે. લગ્નના મન્ત્રો પછી

બંગાળીમાં ભણવામા આવે, અગર સંસ્કૃતમા તેમનો શબ્દોચ્ચાર થાય, ભટ્ટાચાર્ય મહાશય એ મન્ત્રો બોલે, અગર આચાર્ય મહાશય ભણે તેમાં શું બગડી ગયુ મામા ? સમસ્યાની ગૂંચ તો આબાદ ઉકેલી આપી હો, વિજયા ! હું મ્હારા મનમા ને મનમાજ ગણગણવા લાગ્યો.—" હે ભગવાન્ ! ત્હમારાથી કશુ ય અગોચર નથી. આ લોકોના લગ્ન ગમે તે વિધિથી કરાવીશ, તોયે હુ આપની દ્રષ્ટિએ અપરાધી ઠર્યા વિના રહીશ નહિ " તેમ છતા કહેવા લાગ્યો —" પણ જોની બેટા નલિની ! વિજયા વચન આપી ચુકી છે પોતાના હસ્તાક્ષરથી કબુલાત આપી છે, તેથીજ એ પિતા પુત્ર નિશ્ચિત થયા છે એ સત્યનો ભગ શી રીતે થઇ શકે ? " નલિનીએ કહ્યુ —" મામા ! ત્હમે તો જાણો છોજ કે વિજયાના અન્તરાત્માએ કદી એ વાત કબુલી નથી એના અન્તરના અવાજ કરતા એની સહી કેમ કરીને વધી જાય ? એ કોના ઘરનો ન્યાય ? "

આશ્ચર્યચકિત થઇને બોલી ઉઠયો —" આ બધુ ડહાપણ ક્યાથી શીખી લાવી બેટા ? "

નલિનીએ કહ્યુ —"નરેન બાબુની પાસેથીજ હુ શીખી છું. એ તો વારંવાર એમજ કહેતા કે, સત્યનું સ્થાન હૃદયને વિષે છે, મ્હોડામા તે સમાએલુ નથી મુખમાંથી જે કાઇ નીકળે, તે સત્યજ હોવુ જોઇએ, એવો કાઇ નિયમ નહિ હોઇ શકે તેમ છતા જનસમાજમા જેને સત્ય તરીક સિદ્ધ કરવાના ફાફા મારવામા આવે છે, વાસ્તવીક સત્યને સારુ નહિ પરન્તુ સત્યના દંભને માટેજ બધા ધતીંગ થાય છે "

થોડીકવાર શાન્ત રહીને પાછો કહેવા લાગ્યો —"ત્હમે નરેનને હજી બરાબર નથી ઓળખતા માતાજી ? એ ત્હમને કેટલા બધા ચ્હાય છે, તેનો આપને ખ્યાલ નથી એ એવા સ્વભાવનો મનુષ્ય છે કે અસત્યના બોજા વડે આપને દાબી દઇને કદીયે આપનો સ્વીકાર કરી શકે નહિ આગળી પાછળી તમામ હકીકત લક્ષમાં રાખ્યાથી, એ વાતની આપને ખાતરી થશે."

વિજયા કશુયે બોલી નહિ લાકડાની પૂતળીની પેઠે નિશબ્દ સ્તબ્ધ ઉભી થઇ રહી. નલિની અદર કામકાજમા રોકાએલી હતી વિજયાના આગમનની ખબર મળતાજ તે ઝટ એની પાસે દોડી આવી, અને કાનમા કહેવા લાગી —"ત્હમને શણગારવાનો સઘળો બોજા નરેનબાબુએ મ્હારા માથા ઉપર નાખી દીધો છે, ચાલો " એમ કહી તે એક પ્રકારે એને પકડીને અદર લઇ ગઇ

બેત્રણ કલાક પછી નલિનીએ ચન્દન પુષ્પ તથા વસ્ત્રાલંકારથી વિજયાને શણગારીને કન્યાના આસન પર બેસાડી અને પછી મોટી બારી ખોલી દીધી એટલે ત્હેના મુખારવિન્દ પર દક્ષિણ દિશાનો પવન, તેમજ આકાશમા ચાદની પણ એકકી વખતે ત્હેના સ્વર્ગવાસી માતપિતાના આશીર્વાદની પેઠે પ્રત્યક્ષ થયા

કન્યાદાન કરવા જે બેઠો હતો, તે સાભળવા મુજબ વિજયાનો દૂરનો ફુવો થતો એક ચક્ષુ ભટ્ટાચાર્ય મહાશયે મન્ત્રોચ્ચાર કરવા માડયો અને બીજા બેત્રણ પુરૂષો ત્હેના કુલ પુરોહિતો હતા

લગ્નનો વિધિ સમાપ્ત થઇ જતા મગળફેરા ફરવાનો પ્રબન્ધ થતો હતો, એટલામા રાસવિહારી લગ્ન મડપમા આવીને ઉભો રહ્યો દયાળે ઉભા થઇ ત્હેને આવકાર આપતાં પ્રણામ કરીને કહ્યુ –" પધારો ભાઇ, પધારો, શુભ કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થઇ ગયુ છે, આજના દિવસે તો કોઇ પ્રકારની ગ્લાનિ મનમા રાખશો નહિ વરવધુને આશીર્વાદ આપો "

થોડીકવાર સ્તમ્ભભાવે ઉભા થઇ રહી, રાસવિહારી કહેવા લાગ્યો – " વનમાળીની પુત્રીના લગ્ન આખરે હિન્દુ પ્રણાલિકા પ્રમાણે કર્યા ? મ્હને ખબર તો આપવી હતી, ભલા માણસ ? "

દયાળે ખચકાઇને કહ્યુ —" લગ્ન તો બધાય એકજ સમજવા ભાઇ ! "

રાસવિહારીએ કઠોર સ્વરે કહ્યુ —" ના, જરાયે નહિ, વનમાળીની પુત્રી તે કાઇ એના બાપના ગામમાથી જીદગીભર દેશવટો ભોગવશે ? "

નલિની પાસેજ ઉભી હતી, તે બોલી ઉઠી:– " આ ત્હમારી પુત્રીએ એના સ્વર્ગસ્થ પિતાનીજ આજ્ઞાનુ પાલન કર્યુ છે આપ જાતે પણ સ્વર્ગસ્થની અન્તિમ ઇચ્છાથી માહીતગાર છો ભલેને લગ્ન ગમે તે વિધિથી થયા હોય પરતુ એમની ઇચ્છાને તો અમલમા મુકી છેજ."

રાસવિહારીએ આ જાજ્વલ્યમાન સુદરીના પ્રત્યે એક ક્રૂર દ્રષ્ટિક્ષેપ કરીને કહ્યુ –" હ, માત્ર આટલુજ બોલીને તે જવાની તૈયારી કરતો હતો, તેવામા નલિનીએ વિનય નમ્ર સ્વરે કહ્યુ –" આપ આમ લગ્ન મડપમાથી એમને એમ ચાલ્યા જશો ! એવુ તે કાંઇ હોય ? જમ્યા વગર તે કેમ જવાય ! આપને અહિંજ ભોજન લેવું પડશે "

રાસવિહારી કશુ બોલ્યો નહિ અંગાર વરસાવતી આખોથી ત્હેના પ્રત્યે દ્રષ્ટિપાત કરીને, તે ત્યા આગળથી હળવે રહીને પલાયન કરી ગયો.

**સમાપ્ત.**